## શ્રી. કિસનસિંહ ચાવડાનાં લખેલાં
## બીજાં પુસ્તકો

૧ હિંદી સાહિત્યનો ઇતિહાસ
૨ ધોંડો કેશવ કર્વેનું આત્મચરિત્ર
૩ જીવનનાં દર્દ (પ્રેમચંદજીની નવલિકાઓ)
૪ ગરીબની હાય ( ,, )
૫ ઇંદિરા (નવલકથા)
૬ નવવિધાન (શરત્‌બાબુની નવલકથા)
૭ અરક્ષણીયા ,,
૮ હેમાબહેન ,,
૯ જીવનયાત્રા ,,
૧૦ છુટકારો ,,
૧૧ ભૈરવી ,,
૧૨ અંધાપો ,,
૧૩ શ્રી. અરવિંદ ઘોષના પત્રો

### પ્રગટ થવાનાં

૧ ચિત્રા (મૌલિક નવલિકાઓ)
૨ છીપોલીઓ (રસાત્મક ચિંતનશીલ નિબંધિકાઓ)
૩ રવિકિરણો (ભાગ ૧–૨) (ટાગોરની ટુંકી વાર્તાઓ)
૪ રેણુકા (હિંદી સાહિત્યની ૧૫ પ્રતિનિધિ વાર્તાઓ)
૫ પ્રેમાશ્રમ (પ્રેમચંદજીની શ્રેષ્ઠ નવલકથા)
૬ જીવનયુદ્ધ (નવા જીવનની નવલકથા)
૭ કબીર : એમના જીવન, કવિતા, તત્ત્વજ્ઞાન અને સંપ્રદાયનો ગુજરાતમાં પ્રભાવ અને ગુજરાતી સાહિત્ય પર તેની અસર.
૮ રત્નમાળ : ગુજરાતની તવારીખ, નોંધ સાથે.

કવિવર રવીન્દ્રનાથ ટાગોર વિરચિત

# કુમુદિની

( પ્રો. બલવંતરાય ક. ઠાકોરના પ્રવેશક સહિત )

: અનુવાદક :

કિસનસિંહ ચાવડા

ચિત્રકાર

કનુ દેસાઇ

: પ્રકાશક :

આર. આર. શેઠની કું.

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ

અ ર્પ ણ

વ્હાલાં અને વત્સલ

મેડમ સોફિયા વાડીઆને

# આ ભા ર

આર્ય સંસ્કૃતિની રૂડી પ્રતિમા સમા કવિવર રવીન્દ્રનાથ ટાગોરની આ નવલકથા 'યોગાયોગ' શુદ્ધ 'આર્ય' લક્ષણોથી ભરપૂર છે. એનાં પાત્રો, એનું વાતાવરણ, એનું કલાવિધાન બધું જ કવિવરે પોતાની લાક્ષણિક અને પ્રતિભાવંત વિચક્ષણતાથી ભવ્ય રીતે સરજ્યું છે. આર્ય નારીત્વની આવી મહિમાવંતી અને ગૌરવશીલ, કાવ્યભરી અને ચિત્રમય આલેખના વિરલ છે. સર્જનની આ ભવ્યતા મુરબ્બી શ્રી બલવંતરાય કલ્યાણરાય ઠાકોરે પોતાના પ્રવેશકમાં બતાવી છે. અત્યાર સુધી ગુજરાતીમાં પ્રસિદ્ધ થએલી કવિવરની નવલકથાઓમાં કુમુદિની પોતાની લાક્ષણિક્તાથી જુદી જ તરી આવશે. સૌન્દર્યદષ્ટિભર્યા પ્રવેશક માટે શ્રી બલવંતરાય ઠાકોરનો હું અંતરથી ઉપકાર માનું છું. આ પુસ્તક પ્રગટ કરવા માટે આર. આર. શેઠનો અને એને સચિત્ર કરનાર ભાઇ કનુ દેસાઇનો હું આભારી છું.

મુંબાઇ
૫-૧૦-૩૫

કિસનસિંહ ચાવડા

# આ ભા ર

આર્ય સંસ્કૃતિની રૂડી પ્રતિમા સમા કવિવર રવીન્દ્રનાથ ટાગોરની આ નવલકથા 'યોગાયોગ' શુદ્ધ 'આર્ય' લક્ષણોથી ભરપૂર છે. એનાં પાત્રો, એનું વાતાવરણ, એનું કલાવિધાન બધું જ કવિવરે પોતાની લાક્ષણિક અને પ્રતિભાવંત વિચક્ષણતાથી ભવ્ય રીતે સરજ્યું છે. આર્ય નારીત્વની આવી મહિમાવંતી અને ગૌરવશીલ, કાવ્યભરી અને ચિત્રમય આલેખના વિરલ છે. સર્જનની આ ભવ્યતા મુરબ્બી શ્રી બલવંતરાય કલ્યાણરાય ઠાકોરે પોતાના પ્રવેશકમાં બતાવી છે. અત્યાર સુધી ગુજરાતીમાં પ્રસિદ્ધ થએલી કવિવરની નવલકથાઓમાં કુમુદિની પોતાની લાક્ષણિકતાથી જુદી જ તરી આવશે. સૌન્દર્યદષ્ટિભર્યા પ્રવેશક માટે શ્રી બલવંતરાય ઠાકોરનો હું અંતરથી ઉપકાર માનું છું. આ પુસ્તક પ્રગટ કરવા માટે આર. આર. શેઠનો અને એને સચિત્ર કરનાર ભાઇ કનુ દેસાઇનો હું આભારી છું.

મુંબાઇ
૫-૧૦-૩૫

કિસનસિંહ ચાવડા

# અનુક્રમણિકા

# પ્રવેશક

' क्षणे क्षणे य न्नवता मुपैति तदेव रूपं रमणीयतायाः!

ક્ષણે ક્ષણે જ્યાં નવતાપ્રપત્તિ સ્વયં નિહાળો રમણીયતા ત્યાં.”

સૌન્દર્યની આ જૂની વ્યાખ્યા શબ્દાલુ છે, કેવળ નકારોક્તિ છે (કેમ જે નવું એટલે જે જૂનું જાણીતું નહીં તે), અપર્યાપ્ત પણ છે. રવીંદ્ર બાબુના જેવી પ્રતિભા આપણને જે ડગલે ડગલે આપે છે તે માત્ર નવીનતા નથી, હૃદયંગમ નવીનતા છે કેમ જે તે આર્દ્ર હોય છે, વળી તે સનાતન-નિયતિસિદ્ધ-જુદું કલ્પી જ ન શકાય એવું-ગંભીર ને સાથે અચરતીભર્યું-(એક જ શબ્દે કહિયે તો) ભવ્ય હોય છે. કલાકારોની ખોટ નથી. કેટલાક દાયકાઓમાં તો, વસંતે જેટલા કોકિલો ચોતર્ફ અને આઠે પ્રહર ટૌકયા કરે છે, તેટલા તેઓ થઇ જાય છે. પરંતુ જેમ સેંકડો બજવૈયામાં હાથોટી તાર અને વાઘનો અનુપમ મેળ જેનો આત્મા એવો તો એક તુમ્બુરુ ઋષિ, તેમ કલાકારોમાં બાબુજી; અથચ અનેક રસોમાં એકસરખી વિહરતી એમની કલાનું પણ છોગું, તે એમનો કરુણતા સાથે ભવ્યતાનો દેહાત્મસંયોગ. કરુણતાની એક પછી એક લહરી લ્હેરાયા કરે, એક એકથી ભિન્ન, અનંત; એકે ન ઊપજાવે ગ્લાનિ ન ઊપજાવે મ્લાનતા પણ; અનતવિવિધ માર્દવમાધુર્યના જ સૂરની અખૂટ પરંપરા લ્હેરાવે: અને જે બળે એ લહરીઓથી ખચિત આખો પ્રવાહ વહે તે તેનો આત્મા,

એકરૂપ, અવિચલ નિર્વિકાર, ભવ્ય: નામરૂપ દેશકાલસ્થિતિસંજોગાદિ ઉપાધિએ માત્ર માનવી છતાં ચારિત્રની શુદ્ધ સમુદાત્ત સમરસ દીપ્તિએ દેવ. અથવા કર્તા પોતે આ સત્ય પ્રસંગોપાત્ત ભિન્ન ભિન્ન રૂપે અનેકાનેક વાર છેડ્યા કરે છે, તેમાંથી આ નવલમાંનું એમનું જ એક રૂપક જુવો. પ્રાતઃકાલ રોજ ને રોજ દરેકને ગમે તે સ્થિતિમાંય તાજગીભર્યો શાથી? વિશાલ ક્ષિતિજાતિગામી જલપરનાં દર્શન ગમે તે મનોદશામાં માણસને શાંત ગંભીર અને સ્વસ્થ કેમ બનાવે છે? ગાનમાં લીન થતાં પ્રાણી માત્રને શાંતિ વળે છે શી રીતે વારુ? કર્તા જવાબમાં દૃષ્ટાંતગર્ભ અર્થાન્તરન્યાસ કે જુદા જુદા અલંકાર લાગે એવી વિરાટ વ્યાપ્તિ આલેખે છે:—

શેદિન શકાલે ઍાનેકલોન ઘૅારે કુમૂ તાર દાદર ઘૅારે ઍાશે ગાન બાજ્ના કોરે છે. શકાલ બેલાકાર શૂરે નિજ્રેર દેખતીગોલો ઊદના બિશ્શેર જીનીષ હોયે અશીમ રૂપે દેખા દેય. તાર બંધનમુક્તિ ઘટે. શાપગુલો જ્નો મહાદેબેર જટાય પ્રકાશ પાન ભૂષન હોયે. બેથાર નદી ગુલિ બેથાર સમુદ્ર ગીયે બિહન્ બિરામ લાભ કરે. તાર રૂપ બૅાદલે જાય, ચંચલતા લુપ્ત હોય ગભીરતાય. બિપ્રદાસ નિઃશબ્દ છેરે બોલલે, "શંશારે ક્ષુદ્ર કાલટાઇ શત્ત હોયે દેખા દેય, કુમૂ, ચિરકાલટા ધાકે આડા લે; ગાને ચિરકાલટાઇ આશે શામને ક્ષુદ્ર કાશટા જાય વૂરઇ હોયે, તાતેઇ મન મુક્તિ પાય."

શુદ્ધ હિન્દુ સંસ્કૃતિ ઉપર તો થરનાં થર જામી ગયાં છે. સૈકા પછી સૈકાએ તેને એમ ઊંડી ઊંડી દાટી દેવાનું જ કાર્ય કર્યું છે. વિદેશી જિજ્ઞાસુઓ તર્ક કરે છે કે હિન્દના જે વિભાગોમાં મુસ્લિમ રેલ સૌથી ઓછી ફરેલી ત્યાં એટલે કે દક્ષિણાપથના દક્ષિણ ભાગમાં એ સંસ્કૃતિ શુદ્ધ રૂપે હોવી જોઇએ. ત્યાં જે અવશેષ અત્યારે પણ હોય તે એ મૂલ રૂપના અવશેષ. પરંતુ પ્રાચીન આર્યસંસ્કૃતિ ત્યાં પહોંચેલી કયા રૂપમાં અને કેટલી શક્તિમત્તા સાથે, તેનું માથું પહેલું બંધાય તે પછી આવાં અનુમાન ચિન્ત્યવસ્તુ પણ બની શકે. વળી અત્યારે તો ત્યાં

મળી આવે છે માત્ર સ્થૂલ આચારજાલ અને બાહ્ય રીતભાતની જડીભૂત વિગતોની ભૂલભુલામણી. એ કર્મઠ આચારો અને આર્યસંસ્કારો જો ઋષિપૂર્વજોનાં સન્તાન, તો કાં તો સન્તાનો પૂર્વજો જેવા રહ્યાં જ નથી, અથવા તો એ ઋષિપૂર્વજોની સંસ્કૃતિ આપણા પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાંની કે એલિફન્ટા અને ઇલોરા આજે પણ મૂક સાક્ષી દઇ રહ્યા છે તે સંસ્કૃતિ હતી જ નહિ. ત્રીજી બાબત આ પણ વિચારમાં લેવી ઘટે, જે જ્યાં મુસ્લિમ સલતનતની આણ ન્હોતી ફરી ત્યાં મુસ્લિમ સંસ્કૃતિની રેલ પણ ઓછીઆછી ફરેલી હોવી જોઇએ, એવા કેવળ તર્કની સામે જતા કુચ્છ જેવા દાખલા પણ આપણી સામે પડ્યા છે. એ પ્રાચીન આર્યસંસ્કૃતિના આત્માની રહીસહી કંઇક છાયા આપણને દેખાતી લાગે છે, તો તે બંગાળના સમાજમાં મળી આવે છે. જ્યાં વિરોધી સંસ્કૃતિના જબરા ધસારા સામે ટકી રહેવાને લગભગ એટલું જ બળ તળપદી સંસ્કૃતિને ઉત્તેજિતપુંજિત કરવું પડ્યું હોય, ત્યાં જ તેના આત્માની કંઇક એંધાણી–ભલેને ઓછાયા અને પડછા રૂપે પણ–સૌથી વધારે ચિરંજીવ નીવડી હોય, એવો તર્ક ઉપરના તર્કથી ઓછો વજનદાર પણ ગણી શકાય એમ નથી. વિરોધાભાવે–આત્મરક્ષણ માટે ખૂબ મથવું પડેલું ના હોય ત્યાં–કાલનું વહન તો જડતા જ ઉત્પન્ન કરે છે.

અને આવા આવા વિચારવલણોને ભલેને આપણે એક બાજુએ રાખિયે, તથાપિ આ નવલમાંનાં ભાઇબ્હેન, વિપ્રદાસ ચટરજી અને કુમુદિની, જાણે હિન્દુ નહીં પણ "આર્ય" છે, વર્ણસંકર નહીં પણ શુદ્ધ ઋષિસન્તાન છે, કાલિદાસ અને તેના પ્હેલાંના સમયમાંથી સદેહે આવ્યાં હોય એવાં પાત્રો છે. બેની વચ્ચે ઉમરનું અન્તર એટલું મોટું છે કે એ જોડી ભાઇબ્હેન કરતાં પિતાપુત્રીની જેવી વધારે છે. પિતામાતા મરી જાય છે ત્યારે બાગે દશ વર્ષની કુમુદિનીને વિપ્રદાસનો જ આધાર રહે છે. મોટી બ્હેનો છે, તેમાંથી જે સૌથી ન્હાની તેના લગ્નનો બનાવ

કુમુદિનીની બાલક સ્મૃતિમાં અતિ આછી રેખાએ જ નોંધાયો છે. અને કુલીન જમીંદારોના રિવાજો પ્રમાણે એ બ્હેનો સાસરે ચાલી જાય છે તે જાણે બીજી દુનિયામાં જ ચાલી જાય છે, એમાંથી એકેને પિયેર આવવા જેવો પ્રસંગ પણ કુટુંબમાં વર્ષો સુધી આવતો નથી. બીજો ભાઇ છે કુમુદિનીથી થોડાં વર્ષ મોટો, તે પિતામાતાના મૃત્યુ પછી થોડા સમયમાં અભ્યાસ માટે વિલાયત ચાલ્યો જાય છે, અને હજી ત્યાં જ હોય છે તે દરમિયાન આ નવલમાંના બનાવો બને છે. વિપ્રદાસ પરણેલો પણ નથી. સગપણ થઇ ગયેલું અને લગ્ન લીધેલાં, પણ પીઠી ચોળાય તેને આગલે દિવસે કન્યા અચાનક મરી ગઇ. બીજી વાર સગપણની ખટપટ શરૂ કરેલી, તેમાં વિઘ્ન આવ્યું. અને વિપ્રદાસ અવિવાહિત જ રહી ગયા છે. આમ આ ભાઇબ્હેન કેવળ અન્યોન્યાશ્રયે આઠનવ વર્ષ રહ્યાં, તે દરમિયાન કુમુદિની બાળામાંથી યુવતી થઇ જાય છે, અને તે દરમિયાન એ અંગ્રેજી સાધારણ ભણી, સંસ્કૃત સારૂં ભણી, સંગીતમાં સારી પેઠે વ્યુત્પન્ન બની ગઇ, ફોટોગ્રાફી, નિશાનબાજી, શેતરંજ વગેરે પણ શીખી, એ તેની પરચુરણ અને અનિયમિત ક્રમવિહીન કેળવણીની વિશિષ્ટતા આટલી, કે બધું જ એ વિપ્રદાસ કનેથી ભણેલી. અને આવા વર્ષોના એકાગ્ર પરિશીલનથી, ગુરૂને જે પૌરુષેય દ્રઢતા સહજ, તે શિષ્યા કુમુદિનીમાં પણ અનાયાસે ઘર કરી રહી.

બાળલગ્નના રિવાજવાળા સમાજમાં કોઇ કન્યા રહી જાય છે તો તેના ચિદાકાશમાં પતિ વિષેના ખયાલ અને ખ્વાબ નથી ફરકતા એમ ન સમજવું; ઉલટા વધારે આવ્યા કરે. કુમુદિનીને તો પિતાતુલ્ય મોટાભાઇ શિવાય બીજું કોઇ જ સ્વજન નહીં, એટલે તેની આંતરદૃષ્ટિ વ્હેલી ઊઘડી વધારે પોષાઇ, અને એની પતિભાવનાએ (સંસ્કૃત સાહિત્ય દ્વારા મળેલી) પૌરાણિક ઉમાની પતિભાવનાનું અને (ભજનો દ્વારા મળેલી) મધ્યકાલીન મીરાંની પતિભાવનાનું અન્તિમોન્નત રૂપ

લીધું. અને સાથે સાથે આ વિશિષ્ટ લક્ષણુ પણુ ચિત્તત્રમાં જડાઇ ગયું, કે નટવર ગિરિધર ગોપાલલાલ જેવા પતિ સાથે, અથવા મહેશ્વર ચંદ્રશેખર કપર્દી ધૂર્જટિ કૃત્તિવાસ ગંગાધર મૃત્યુંજય મદનાન્તક જેવા પતિ સાથે, પત્નીને દાસ્ય અને ગુલામગીરી જ ઉચિત, પરન્તુ એ પતિદૈવતનું જે સજીવન મર્ત્ય બિમ્બ, તેની તો પત્નીના ઊપર એટલી બેહદ સત્તા હોઇ શકે નહીં; મર્ત્ય પતિ સીતા ઇન્દુમતી સાવિત્રી શકુન્તલા આદિએ સ્વયંવરે વરેલા પતિને જે સત્તા અને ગૌરવ આપેલાં, તેથી વધારે પત્ની કને માગીજ શકે નહીં. તાત્પર્ય કે આપણે વર્તમાન ઝમાને સ્ત્રી જે "સ્ત્રીહક્ક' ને માટે આગ્રહી છે, તે "નવી સ્ત્રી (ન્યૂ વુમન)"નું માનસ આપણી અર્વાચીન સૃષ્ટિસંસ્કૃતિમાં ભલે ને માત્ર એકબે હજાર વર્ષજ ધ્યાનમાં લેતાં નવાઇની વાત હોય, પરન્તુ તે પહેલાંના હજાર બેહજાર વર્ષ અહીં આર્યાવર્તમાં ઊગેલી અને ફેલાયલી પ્રાચીન આર્યસંસ્કૃતિમાં તો એ 'સ્ત્રીત્વ'ના હક્કોને વળગતું સ્વાધીન માનસ, અભિજાત સ્ત્રીઓનું સામાન્ય માનસ હતું, અને આપણી નાયિકા કુમુદિની એની વિશિષ્ટ કેળવણીને બળે સ્ત્રીત્વના હક્કોને પ્રાણાધિક માનતી બની ગઇ હતી. આમ આ કુમુદિની પાત્ર 'સરસ્વતીચંદ્ર'માંની ચંદ્રાવલી મોહિની આદિ મૈયાઓના વર્ગનું છે.

આવી કુમુદિનીને પતિ મળ્યો ખરો, પણુ એ તલસી રહી હતી દેવ માટે, દેવસદશ સખા માટે, અને એને તો મળે છે નર્યો દાનવ. અહીં કર્તા કેટલાંય જમીંદાર કુટુંબો વચ્ચે વંશપરંપરા ઉતરતા અને દર પેઢીએ વધુ ઉગ્ર અને કિન્નાખોર થતા જતા વૈરભાવની વાસ્તવિક હકીકતને પોતાનું સાધન બનાવી લે છે. સાથે સાથે એ પતિ–આ વાર્તાનાયક મધુસૂદન ઘોષાલ–" આજકાલના થઇ પડેલ લખેસરી (ધિ ન્યૂ રિચ) " વર્ગની વ્યક્તિઓમાં જે ધનમદ, છુંપદ, સત્તાલોભ, હૃદયહીનતા, શિરજોરીને જ બ્રહ્માસ્ત્ર માનવાની લત, કુલીનતા જૂતી

શિષ્ટતા આદિ માટે ખાસ બારમો ચંદ્ર, વગેરે જોવામાં છે, તેના આ-બાદ નમૂના જેવો છે. અને મધુસૂદન વધારે ફાટયો છે કેમકે ફાવ્યે જ ગયો છે, હારનો કે ધીરજ રાખવી પડે એવો પણ એક ફટકો એને પડેલો જ નથી. આખા બંગાળમાં ગિરણી કંપનીઓ આદિના ઉદયનો જે પ્હેલો ઝમાનો તેના પ્હેલા પાયાનો એ સૌથી વિશેષ ફાવી ગયેલા ભાગ્યશાળીઓમાંનો એક છે, દેશમાં લક્ષ્મીનો જે મોટો સેલારો આવ્યો, તેના આગળ ધપતા ઉંચે ઉછળતા ફીણનું જ તે એક બિંદુ છે, એટલે તોછડાઇ નફટાઇ પોતાનો બોલ તે જ સ્મૃતિ અને શ્રુતિ એવું વલણ એનામાં અસલ બની ગયું છે. આવો માણસ પરણવાને નવરો પડે પાકટ ઉંમરે, એટલે એના મનમાં પણ પતિના હક્ક હોદ્દા વગેરે વિષેના ફાંટા સાદી સમજની અને શિષ્ટાચારની મર્યાદાઓને વટાવી ગયા હોય, એમાં પણ શી નવાઇ. ઘોષાલ–ચટરજી ખા-નદાનો વચ્ચેની જૂની પુરાણી અદાવતને સંભારીને "રાજા" બનેલો મધુસૂદન પ્રથમ વિપ્રદાસનું આખું કર્જ આગલા શાહુકારોને ચુકવી દઇને પોતે તેનો એકજ શાહુકાર બને છે, અને આ કન્યાને માટે માગું કરે છે. અનુચિતઘટનાચતુર વિધિ આ પ્રમાણે આ બેનો "યોગાયોગ" આણી મુકે છે અને આ ઇતિહાસ આરંભાય છે.

વિવેચનામાં એક અનિવાર્ય જેવો દોષ છે. કોઇ કલાકૃતિની સંકલનાનું પૃથક્કરણ પ્હેલું વાંચવામાં આવે, કૃતિ તે પછી એ વિવ-રણ સાંભરતું હોય ને વાંચવામાં આવે, તો સામાન્ય વાંચનારને કર્તાની ગોઠવણી અને પરમ્પરા, તેણે અમુક સ્વીકૃતિઓમાંથી અનુમાનો ખેંચી ખેંચીને તે પ્રમાણે–માત્ર ભૂમિતિકર્ષની લબ્ધિઓ (થીઓરમ) ની જેમ–જોડી દીધી હોય, એવો ભ્રમ ઉત્પન્ન થાય છે. પ્રતિભાની એ સર્જનલીલા અને જુદાં જુદાં ચારિત્ર સાથે એકસરખી સહાનુભૂતિ-માંથી દેખાતી–સર્જાતી–જતી પરમ્પરા, એવા વાચકને જાણે ઊતરતા

પ્રદેશની, બુદ્ધિબલ કે ગણિતના ખેલ જેવી હશે, એવો ભાસ થાય છે. વાચકને કૃતિના એક પછી એક અંકોડા વધારે સમઝાતા આવે છે, એ લાભ એને મળે ખરો, પણ સર્જનલીલાના દર્શનથી જે આશ્ચર્ય અને આનંદ મળવાં જોઇએ તે ઘટી જાય છે. પરન્તુ આમ સામાન્ય કલાકારોની કૃતિઓના વાંચનમાં જ બને છે. રવીન્દ્રનાથ જેવાની સૃષ્ટિ પાંદડે પાંદડે અને ડાંખળી ડાંખળીએ રસથી લીલાથી વિરોધાભાસથી અને ચમત્કૃતિથી એટલી તો ઊભરાઇ જાય છે કે જેને કુદરતથી ગણિતશાસ્ત્ર માટે પક્ષપાત એવા વાચકોને પણ તે કલાની ઝપટના ભોગી બનાવી શકે છે. કર્તા પોતે આ નવલમાં જ એક સ્થલે કહે છે તેમ–

"માનુષેર પ્રકૃતિ નાના બિરુદ્ધ ધાતુ મિશેલ કોરે તૈરી, તાર એકટા પ્રમાન એઇ–જે મધુસૂદન নবিন কে ગভীর ભાবে স্নেহ করে."

ક્ષુદ્ર મામુલી શબ્દો બનાવો અને સંજોગોમાંથી ગંભીર પરિણામો નીકળી પડે છે વિચાર કરી કરીને અમુક નિશ્ચયને અમલમાં મુકવા જતાં પણ નિશ્ચય રહી જાય છે બાજુએ, ૯૯ માણસને પોતાને જ હાથે થઇ જાય છે કંઇક અણધાર્યું, એવી એવી બલિહારી આણવા જ કરવામાં આ સર્જક સિદ્ધહસ્ત હોઇ, તે ડગલે ડગલે પોતાના વાર્તાપટમાં અવનવી ભાત અને બુટ્ટીઓ ઉઠાવતો ઉઠાવતો અને વાચકને ચકિત કરતો કરતો જ આગળ વધે છે. મુખ્ય પાત્રોની આસપાસ ઉચિત અને ઉપકારક આનુષંગિક પાત્રો, મુખ્ય પ્રવાહના પેટામાં ઉલટસુલટ ગૌણ તરંગો યથાયોગ્ય આવ્યા જ કરે છે, એટલા બાહુલ્યમાં, કે કર્તા સમક્ષ તો જાણે અનન્ત વિગતોથી ભરપૂર આખી દુનિયા ઉપસ્થિત છે તેમાંથી એ તો સવિવેક ફૂલગુંથણી માત્ર કરે છે એમ જ આપણને લાગે છે. કર્તાની પ્રતિભાનો કે કથાની વાસ્તવિકતાનો સર્જનસમૃદ્ધિની આવી માતબરી કરતાં વધારે ખુલ્લો પુરાવો પણ હોતો નથી. ઉદાર

વિપુલ સર્જનસામર્થ્ય વડે જ કુદરત–સમોવડ વાસ્તવિકતાનો દિક્કાલવ્યાપી ગાલીચો ઉપજાવાય, એક છેડે ભૂત–ધૂમસે બીજે છેડે ભાવિધૂમસે અદૃશ્ય થઇ જતો, મધ્યે વગર કરચળીએ પ્હોળો પથરાતો, જિજ્ઞાસા ધરાય જ નહીં એવા પ્રકારે સમુજ્જવલ, કિરણે કિરણે મેઘચાપની રંગમાલા દેખાડતો, અને માનસી સૃષ્ટિ હોવાથી સાતે સૂરના ધ્વનિ-ગુંજનથી કાનને પણ ભરી દેતો.

આ 'યોગાયોગ'થી બંને તવાય છે, બંને અણધાર્યા વિકારો અનુભવી પોતાની જાતને અને એકબીજાને વધુ ઓળખવા પામે છે. ચડે છે કોણ, પડે છે કોણ, ચડતીપડતી હારજિત કોની વિશેષ થાય છે, શાથી,—એ બધું તો વાચકે જાતે જોવા ઉકેલવા પચાવવાનું છે. પ્રાચીન ગ્રીક ચિંતક સોક્રેટીસ, શિક્ષક ફિલસૂફ આદિને શિષ્યની માત્ર સયાણી જેવા ગણતો. શિષ્યના પોતાના ભગજમાં શક્તિ હોય અને જ્ઞાનગર્ભ ધારણ કરે, તો તેના પ્રસવમાં સયાણી કંઇક એ માતાને મદદ કરી શકે કંઇક તેને સમાલી લે. વિવેચનાશક્તિ પણ એ ગૌણ દરજ્જાની સેવા જ કરી શકે.

ગુજરાતનો શિક્ષિતવર્ગ (ઇન્ટેલિજેન્શિયા) ગુજરાતમાં વાંચનારા—અત્યારે દંપદરોગે એટલા તો ઘેરાઇ રહ્યા છે કે આ પ્રવેશક વાંચી અત્રતત્ર સવાલ કરનારા પણ નીકળી આવે,—રવીંદ્રનાથ જેવા પરપ્રાન્તીઓમાં આ વિવેચક આ લેખક આ આપણો ગુજરાતી આટઆટલું શું જુવે છે ? કેમ કોઇ જ ગુજરાતી સર્જક વિષે આવાં વખાણ લખવાને એની લેખણ પ્રેરાતી જ નહીં હોય વારુ ? સત્ય સૌન્દર્ય નીતિ કે ન્યાયના તુલનાયુક્ત મૂલ્યાંકનમાં પણ પ્રાન્તીય અસ્મિતા ભેદભાવ અને મ્હારી ત્હારી ? એ માલ જોઇતો હોય તો તે અહીં નથી. આ હાટડી (કે તેના કોઠારો)માં એવો માલ રાખતો જ નથી.

૧–૬–૧૯૩૫, વડોદરા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

# વિરાટ ગ્રંથાવલિ

આ ગ્રંથાવલિના ગ્રાહકો નોંધવામાં આવતા નથી. જેથી બહાર પડે છે ત્યારે છૂટક કિંમતે મળે છે. પરંતુ અમારી સંસ્કાર ગ્રંથાવલિના ગ્રાહક થનારને આ પુસ્તકોમાંથી કોઇ પણ મનપસંદ પુસ્તક જોઇતું હશે તો તેને પોણી કિંમતે મળશે. આ લાભ મરજિયાત છે, એટલે સંસ્કાર ગ્રંથાવલિના ગ્રાહક થવા સારૂ વિગતવાર યોજના નીચેના ઠેકાણેથી મંગાવી લેશો.

**વિરાટ ગ્રંથાવલિમાં ૧૯૩૫માં નીચેના પુસ્તકો છપાશે**

શ્રી. સ્નેહરશ્મિ કૃત નવો નવલિકાસંગ્રહ

## ૧ સ્વર્ગ અને પૃથ્વી

પૃષ્ઠ લગભગ ૩૦૦ મૂલ્ય રૂા. બે

શ્રી. રવીન્દ્રનાથ ટાગોર કૃત ટૂંકી વાર્તાઓ

## ૨ રવિકિરણો કિરણ પહેલું

## ૩ રવિકિરણો કિરણ બીજું

શ્રી. સ્નેહરશ્મિ કૃત લાંબી નવલિકા

## ૪ બહેન

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ કૃત

## ૫ જીવન અને સાહિત્ય

પ્રકાશક

આર. આર. શેઠની કાં. બુકસેલર્સ

કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

સામાજિક નવલિકા
સંગ્રહોમાં અનોખી
ભાત પાડતું નવું જ
પુસ્તક

# ભડકા

પ્રયોજક

રમણીકલાલ જયચંદભાઈ દલાલ

પાકું પૂંઠું : કુમાર પ્રિન્ટરીના જેકેટ સહિત

મૂલ્ય રૂા. ૨–૦–૦

આ સંગ્રહનું નામ પહેલા 'દાવાનળ'
આપેલું પરંતુ હવે તેનું નામ બદલીને
"ભડકા" ને નામે પ્રસિદ્ધ થયું છે જેની
વાચકોને નોંધ લેવા વિનંતિ છે.

: પ્રકાશક :

આર. આર. શેઠની કું.
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

## પ્રકરણ પહેલું

### દીવાની વાટ

આજે અષાઢ વદી સાતમ–અવિનાશ ઘોષાલની વર્ષગાંઠ છે. આજે એ પૂરા બત્રીસ વર્ષના થયા. સવારથી અભિનંદનના તારો અને ફૂલોના ગુલદસ્તાનો પાર નથી.

વાર્તાનો અહીં જ આરંભ છે; પણ આરંભ પહેલાં ય પ્રારંભ છે. દીવો કરીએ છીએ સાંઝે, પણ એ પહેલાં સવારથી જ વાટ વણીને રાખી મૂકીએ છીએ.

આ વાર્તાના પુરાતન યુગની શોધ કરવાથી માલમ પડે છે કે ઘોષાલવંશ એક સમયે સુંદરવન તરફ નિવાસ કરતો હતો. ત્યાર બાદ હુગલી જિલ્લાના નૂરનગરમાં આવ્યો. આ લોકો બહારથી વલંદાઓના માર્યા ચાલ્યા આવ્યા કે અંદરથી સમાજના ધક્કાને કારણે, એ વાત બરાબર ખબર નથી. જે લોકો જીવ પર આવીને પ્રાચીન ઘર છોડી શકે છે, તેમનામાં નવું ઘર વસાવવાની શક્તિ પણ જલદી આવી જાય છે. ઘોષાલવંશના ઐતિહાસિક યુગના પ્રારંભમાં, એમને ઘેર ખૂબ જમીનજાગીર, ગાયભેંસ, નોકર-ચાકર, પર્વો અને તહેવારો, લગ્નો અને ઘરેણાં નજરે પડે છે. આજે પણ એમના જૂના ગામ સિયાકુલીમાં ઓછામાં ઓછું

દરેક વિદ્યામાં વિસ્તરેલું "ઘોષાલ–તળાવ" એમના અતીત ગૌરવની સાક્ષી પૂરે છે. આજે એ તળાવમાં માત્ર એમનું તો નામ જ રહ્યું છે. પાણી ચેટરજી જમીનદારોનું છે. આખરે, એક દિવસ કેવી રીતે પોતાના પરંપરાગત મહિમાને તિલાંજલિ દેવી પડી, એ જાણી લેવું પણ જરૂરતું છે.

એમના ઇતિહાસના વચલા પ્રકરણોમાં દેખાય છે કે ચેટરજી જમીનદારો સાથે એમને તકરાર હતી. અત્યારનો ઝઘડો જમીનજાગીર માટે નહિ, પણ દેવીની પૂજા ખાતર શરૂ થયો હતો. ઘોષાલ–કુટુંબે સ્પર્ધાને લઇ ચેટરજીઓ કરતા બે હાથ ઉંચી મૂર્તિ બનાવી હતી. ચેટરજી વંશે પણ આનો ઉત્તર વાળ્યો. રાતોરાત વિસર્જનની સડક ઉપર વચ્ચે વચ્ચે એવા માપસરનાં તોરણો બાંધી દીધાં કે જેમા 'ઘોષાલોની મૂર્તિનું' માથું જ 'અટકી' જાય ! ઉંચી પ્રતિમાવાળાઓ તોરણ તોડવા નીકળ્યા, નાની મૂર્તિવાળા એમના માથા ફોડવા દોડ્યા ! પરિણામ એ આવ્યું કે આ વખતે દેવીએ બીજા વર્ષો કરતાં ઘણું વધારે લોહી લીધું: ખૂન–ખરાબી થઇ, મુકદ્દમા મંડાયા. એ મુકદ્દમાનો અંત આવ્યો ત્યારે ઘોષાલ–કુટુંબ સત્યાનાશને કિનારે પહોંચી ગયું હતું.

'આગ' બુઝાઇ ગઇ, 'ઇંધન' પણ ન રહ્યું, બધું જ બળીને ભસ્મ થઇ ગયું. ચેટરજી કુલની ગૃહલક્ષ્મીનું મુખ ફિક્કું પડી ગયું: વિવશ દશામાં સંધી થઇ શકે છે, પણ એનાથી શાંતિ નથી થતી. એક ઉભો છે અને એક પરાજિત થઇને નીચે પડ્યો છે: પણ ખટકો તો બન્નેના અંતરમાં રહ્યો છે. ચેટરજી કુલે અંતિમ ઘા સામાજિક ખંજર વડે કર્યો: આફવા ફેલાવી દીધી કે "અસલ તો આ લોકો ભગત–બ્રાહ્મણ હતાં, અહીં આવીને વાત દાટી દીધી છે; કાંચીડો સાપ બની ગયો છે!" જેમણે અવાજ ઉઠાવ્યો એમના ગળામાં પૈસાનું જોર હતું. સ્મૃતિરત્ન

પંડિતોના, દક્ષિણામાં પણ એમના અપકીર્તન કાજે અનુસ્વર-વિસર્ગવાળા ઢોલ વગાડવા મંડી પડ્યા. કલંક ખોટું ઠરાવવા માટે ઉપર્યુક્ત પ્રમાણ અથવા દક્ષિણા આપવાં એ વખતે ઘોષાલોની શક્તિની બહારની વાત હતી. શું કરે? ચંડીમંડપ-વિહારી પંડિત-સમાજના ઉપદ્રવથી બિચારાઓને ફરીવાર ઘરબાર છોડવાં પડ્યાં. રાજપુરમાં મામૂલી ઝૂંપડી બનાવીને રહેવા માંડ્યું.

જેઓ મારે છે, તેઓ ભૂલી જાય છે; પરંતુ જેઓ માર ખાય છે, તેઓ સહજમાં નથી ભૂલી શકતા. હાથમાંની લાઠી પડી જતાં તેઓ મનની લાઠી ઘુમાવ્યા કરે છે. ઘણા દિવસો થયાં એમના હાથ નકામા હતા, એટલે માનસિક લાઠી એમના વંશપરંપરાથી ચાલતી આવે છે. વચ્ચે વચ્ચે એમણે શી રીતે ચેટરજીઓની શાન ઠેકાણે આણી હતી, એનાં જૂઠ અને સાચ મેળવીને રચેલા કિસ્સાઓ હજી પ એમનાં ઘરમાં જોઇએ તેટલા પડ્યા છે. તાડની ઝૂંપડીમાં બેસીને વરસાદની રાતે આજે પણ બાળબચ્ચાંઓ એ કિસ્સા સાંભળે છે અને સંભળાવે છે. ચેટરજીઓનો મશહૂર દાસુ સરદાર જ્યારે સૂતો હતો, ત્યારે વીસ પચીસ લાઠીધારીઓ જઇને એને શી રીતે પકડી લાવ્યા અને ઘોષાલોની કચેરીમાં લઇ જઇને એને કેવી રીતે ગાયબ કરી દીધો, એનો કિસ્સો આજે લગભગ સો વર્ષથી ઘોષાલોનાં કુટુંબમાં ચાલ્યો આવે છે. પોલિસ જ્યારે તપાસ કરવા આવી, ત્યારે નાયબ ભૂવનમોહને ઝટ કહી દીધું: 'હા, એ કચેરીમાં આવ્યો તો હતો, પોતાને કામે; હાથમાં આવેલો જોઇને સાળાની બેઇજ્જતી પણ કરી હતી. સાંભળ્યું છે, આજ વિષાદને કારણે, વૈરાગી બનીને ઘરમાંથી નાસી ગયો છે!' અમલદારને કંઇ જ સંદેહ ન આવ્યો. ભૂવને કહ્યું: 'હજૂર, આજ વર્ષે જો હું એને શોધી ન કાઢું તો મારું નામ ભૂવનમોહન નહિ.' કોણ જાણે ક્યાંથી દાસુના કદનો એક ગુંડો શોધી કાઢ્યો,

અને સીધો ઢાકા મોકલી દીધો. એણે ચોરી કરી હતી એક લોટાની, ચોકીમાં નામ લખાવ્યું દાસૂ મંડલ. એક મહિનાની સજા થઇ. જે દિવસે જેલમાંથી છૂટયો, તે જ દિવસે ભૂવને મેજીસ્ટ્રેટને ખબર આપ્યા કે દાસૂ સરદાર ઢાકાની જેલમાં છે। તપાસ કરતાં માલમ પડ્યું કે દાસૂ જેલમાં તો હતો પણ પોતાની બેડી જેલના મેદાનમાં ફેંકીને ચાલ્યો ગયો છે. સાબિત થયું કે બેડી દાસૂ સરદારની જ છે. ત્યારપછી એ ક્યાં ગયો એ બતાવવાની જવાબદારી ભૂવન પર તો નહોતી।

આ વાતો દેવાળીઆ વર્તમાનનો પુરાતન જમાનાનો 'ચેક' છે, ગૌરવના દિવસો વિતી ગયા છે, એટલે ગૌરવનું પુરાતત્ત્વ બિલકુલ પોલું હોવાથી આટલું વધારે વાગે છે.

ગમે તે હો, જ્યારે તેલ પૂરૂં થાય છે ત્યારે દીવો હોલવાઇ જાય છે, એવી જ રીતે ક્યારેક રાત પણ વીતી જાય છે. ઘોષાલકુટુંબમાં સૂર્યોદય દેખાયો અવિનાશના બાપ મધુસુદનના જબરજસ્ત નસીબથી.

# પ્રકરણ બીજું

## મધુસૂદન

મધુસૂદનના બાપ આનંદ ઘોષાલ રત્નપુરના આડતિયાને ઘેર મુનીમ હતા. જાડું ખાવું, જાડું પહેરવું, એમાં જ ગુજરાન ચાલતું હતું. ઘરની સ્ત્રીઓના હાથમાં મામૂલી કડાં, અને પુરુષોનાં ગળામાં રક્ષા-મંત્રના પિત્તળનાં માદળિયા અને જાડાં જનોઇ હતાં. બ્રાહ્મણની માન-મર્યાદાનું પ્રમાણ ક્ષીણ થઇ જવાથી જનોઇ જ બ્રાહ્મણત્વનું પ્રમાણ રહી ગયું હતું.

મધુસૂદનનેને પ્રાથમિક શિક્ષણ ગામની નિશાળમાં મળ્યું. સાથે સાથે નદીને કિનારે, આડતની સામેના ચોકમાં અને સૂરણની ગાંઠો પર બેસીને મફતની કેળવણી પણ મળી. ગામના ખેડૂત, વેપારી, ખરીદદારો અને ગાડીવાળાઓમાં જ એ રજાઓ ગાળતો,—બજારમાં જ્યાં પતરાનાં છાપરાં નીચે સીંચેલી ગોળની ગાગરો, તંબાકુના કોથળા, સરસવના ઢગલા, ચણા-વટાણાના થેલા, મોટા મોટા તોલવાના કાંટા અને મણિયા પડી રહેતાં ત્યાં જ ફરીને એને બગીચામાં ટહેલવાનો આનંદ મળતો હતો.

બાપે ધાર્યું કે દીકરો આગળ જઇને જરૂર કંઇક બનશે. ઠેલી ઠેલીને બેચાર પરીક્ષા પાસ કરાવી આપવાથી, નિશાળની મહેતાગી-

રીથી માંડી ને મુખત્યારી અથવા વકીલાત સુધી, જે ભલા માણસોના મોક્ષતિર્થો છે, તેમાંથી કોઇમાં તો જરૂર મધુ ઘૂસી જશે. બીજા ત્રણુ દીકરાઓની ભાગ્યરેખા ગુમાસ્તાગીરીમાં જ ઠેલણગાડીની જેમ અટકીને રહી ગઇ. એમાંથી કોઇ તો આરતિયાની ગાદીને કિનારે જઇ બેઠો અને કોઇ તાલુકદારની કચેરીમાં કાનમાં કલમ ખોસીને ઉમેદવારીમાં બેસી ગયો. આનંદ ઘોષાલના ક્ષીણ 'સર્વસ્વ'ને ભરોસે મધુસુદને કલકત્તાના એક છાત્રાલયમાં ઓરડી ભાડે રાખી.

અધ્યાપકોને આશા હતી કે પરીક્ષામાં પાસ થઇને આ છોકરો કોલેજનું નામ રાખશે. એટલામાં પિતા મૃત્યુ પામ્યા. ભણવાની ચોપડીઓ, નોટ બૂક સાથે વેચીને મધુએ પ્રતિજ્ઞા કરી કે હવે એ રોજગાર જ કરશે. વિદ્યાર્થીઓમાં જૂની પુરાણી ચોપડીઓ વેચીને રોજગાર શરૂ થયો. મા રડતી હતી–એને ભરોસો હતો કે પરીક્ષા પાસ કરીને એ રસ્તે દીકરો ભદ્ર લોકોના વર્ગમાં સામેલ થઇ જશે, અને ત્યાર બાદ ઘોષાલ–વંશદંડ પર કારકુની–વૃત્તિની જયપતાકા ઉડશે.

બાળપણથી જ, મધુસૂદન જેમ માલ તપાસવામાં પાકો હતો, તેમ પોતાના સાથી મિત્રો પસંદ કરવામાં પણ એ એટલો જ દક્ષ હતો. કદી ય ધોખો ખાધો નહિ કે ઠગાયો ય નહિં. એનો મુખ્ય સહાધ્યાયી મિત્ર કનૈયાલાલ ગુપ્ત હતો: એના પૂર્વજો મોટા શાહ–સૌદાગરોને ત્યાં ગુમાસ્તાગીરી કરતા આવ્યા છે. એના બાપ એક મશહૂર આસતેલની કંપનીમાં ઉચ્ચ પદ પર કામ કરે છે.

સદ્‌ભાગ્યે એમની જ દિકરીનું લગ્ન હતું. મધુસૂદન કમ્મરે દુપટો બાંધીને કામે લાગી ગયો. મંડપ બાંધવો અને ફૂલોથી શણગારવો, છાપખાનામાં ઉપર ઉભા રહીને સોનેરી શાહીમાં કંકોત્રીઓ છપાવવી, શેતરંજી ગાલીચા વગેરે ભાડેથી લઇ આવવા, દ્વાર પર ઉભા

રહીને સ્વાગત કરવું, વગેરે કોઈ કામ એણે ન છોડ્યું. આ પ્રસંગે એણે એવી બુદ્ધિપ્રતિભા અને જ્હેમતનો પરિચય કરાવ્યો કે રાજાની આંખુ ખૂબ ખુશ થયા. એ કામના માણસને ઓળખતા હતા, સમજી ગયા કે આ છોકરો કામ લાગશે. પોતાના પદરથી રૂપિયા બેંકમાં જમા મૂકીને એમણે મધુને રાજાપુરમાં કેરોસીન તેલની એજન્સી અપાવી.

સૌભાગ્યની દોડ શરૂ થઈ; આ દોડમાં કેરોસીનની ડેપો બિચારી કોણ જાણે ક્યાં ય પાછળ પડી ગઈ. જમાના ખાનાની મોટી મોટી રકમો ઉપર પગ મૂકતો વેપાર ઝડપથી આગળ વધ્યો – ગલીમાંથી સડક પર, છુટકમાંથી જથ્થામાં, દુકાનમાંથી ઓફિસમાં અને ઉદ્યોગ પર્વમાંથી સ્વર્ગારોહણમાં. સૌ એ કહ્યું: "તકદીર આનું નામ કહેવાય!" એટલે, પૂર્વ જન્મના વિદ્યુતબળથી જ આ જન્મની ગાડી ચાલે છે. મધુસૂદન પોતે સમજતો હતો કે પોતાને ઠગવામાં નસીબે જરા ય કસર રાખી નહોતી, માત્ર હિસાબમાં એ ભૂલ્યો નહિ, એટલે જ જીવનની પરીક્ષામાં નિષ્ફળતાનું નિશાન ન મળ્યું. હિસાબની કમજોરીથી જેઓ નિષ્ફળ થવામાં મજબૂત છે તેઓ જ પરીક્ષકના પક્ષપાત પર કટાક્ષ કરે છે.

મધુસૂદનને ગર્વ છે. પોતાની અવસ્થાના વિષયમાં એ કોઈની સાથે વાતચિત નથી કરતો; પણ આકારે એટલું તો માલૂમ પડે છે કે સુકાયલી નદીમાં હવે રેલ આવી છે. બંગાળામાં આવી સ્થિતિમાં લોકો તરત જ લગ્નની ચિંતા કરે છે, પોતાના આ જીવનની સંપત્તિના ઉપભોગને વંશાવલિના માર્ગથી મૃત્યુ પછીના ભવિષ્યમાં પ્રસારિત કરવાની ઇચ્છા એમના હૃદયમાં પ્રબળ હોય છે. કન્યાપક્ષવાળા મધુને ઉત્સાહિત કરવામાં જરા ય કસર રાખતા નહોતા. મધુસૂદન કહેતોઃ "પહેલાં એક પેટ તો ભરવા દો, પછી બીજા પેટનો

ભાર માથે લેવાય." આ ઉપરથી એમ દેખાય છે કે, મધુસૂદનનું હૃદય ભલે ગમે તેવું હોય, પણ પેટ નાનું નથી.

આજ વખતે મધુસૂદનની હોશિયારીથી રજબપુરનાં આ કુટુંબે પોતાનું નામ જમાવી દીધું. તરત જ મધુસૂદને નદીના કિનારાની ઘણી ખરી જમીન ખરીદી લીધી; જમીન ત્યારે સસ્તી હતી. વીસ પચ્ચીસ ઇંટોના ભઠ્ઠા શરૂ થયા, નેપાળથી સાગના લાકડાં આવ્યાં. સિલહટથી ચૂનો આવ્યો અને કલકત્તાથી માલગાડીના ડબ્બા ભરી ભરીને પતરાં આવ્યાં. બજારવાળા દંગ થઇ ગયા! વાત ચાલીઃ "લ્યો હવે! પાસે વધી પડયું તે બીજે કયાં જાય! હવે અજીરણનો વારો છે. આ બધું હવે ખલાસ થયું માનજો!"

આ વખતે પણ મધુસૂદનની ગણત્રી ખોટી ન પડી. જોતજોતામાં રજબપુર વ્યાપારનું કેન્દ્ર બની ગયું. એની વસતિમાં દલાલો આવી પહોંચ્યા, મારવાડીઓનું ટોળું પણ આવી પહોંચ્યું. મજૂરોની સંખ્યાનો તો પાર ન રહ્યો. મીલ તૈયાર થઇ ગઇ, અને ભૂંગળામાંથી નિકળતા ધૂમાડાના કુંડાળાએ આકાશમાં કાળાશ પાથરી દીધી.

હિસાબના ચોપડા જોયા વિના જ મધુસૂદનનો મહિમા હવે દૂરથી ચશ્મા વિના જ દેખાવા માંડયો. એકલો આ સમસ્ત વિસ્તારનો માલિક છે, ચારે તરફની પાકી દીવાલોથી ઘેરાયલી બે મજલાની એક ઇમારત ઉભી છે, દરવાજે એક પત્થર જડયો છે. લખ્યું છે અંદર 'મધુચક્ર'. આ નામ એના કૉલેજના ભૂતપૂર્વ સંસ્કૃત અધ્યાપકનું રાખેલું છે. મધુસૂદન પર હવે એમણે એકાએક પહેલાં કરતાં વધારે પ્રેમ કરવા માંડયો છે!

હવે વિધવા માતાએ આવીને ડરતાં ડરતાં કહ્યું : "બેટા, કોણ

જાણે ક્યારે આ માટીનો દેહ ભગવાન સમેટી લેશે. હું વહુનું મોઢું જોઈને તો જાઉં ?"

મધુએ ચહેરો ગંભીર બનાવી ને ટૂંકામાં ઉત્તર આપ્યો: "લગ્ન કરવામાં અને કર્યા પછી પણ સમય નષ્ટ થાય છે. મને એટલી ફુરસદ ક્યાં છે?"

વધારે કહેવા-સાંભળવાની હિમ્મત એની માતામાં પણ નથી; કારણ કે સમયનો પણ બજાર-ભાવ છે. સૌ જાણે છે કે મધુસૂદનની જબાન એક છે, જે કહી દીધું તે કહી દીધું.

બીજા ય ઘણા દિવસો વીતી ગયા. ઉન્નતિની ભરતીમાં કારોબારનું દફતર ગામમાંથી વહીને કલકત્તે ચાલ્યું આવ્યું. નાતજાતના, સગાં-સંબંધીઓના દર્શનના સુખની આશા છોડીને માતા આ દુનિયા છોડી ગઈ. ઘોષાલ કંપનીનું નામ આજે તો દેશવિદેશમાં વિસ્તરેલું છે. એમનો વેપાર હવે જામી ગયેલી સદર પુરાતન વિલાયતી કંપની-ઓને મુકાબલે ચાલે છે. દરેક વિભાગમાં અંગ્રેજ વ્યવસ્થાપક છે.

મધુસૂદને હવે પોતે જ પોતાની મેળે જ કહ્યું: "હાશ, હવે લગ્નની ફુરસદ કંઈક મળી." કન્યાના બજારમાં એની આબરૂ સર્વથી ઉંચી છે. ઘણા મોટા અભિમાની ખાનદાન કુળોના માનભંગ કરવાની શક્તિ એનામાં આવી ગઇ છે.

ચારે તરફથી અનેક કુલવતી, રૂપવતી, ગુણવતી, ધનવતી, વિદ્યાવતી કુમારિકાઓના સમાચાર આવવા માંડ્યા. મધુસૂદને ભવાં ચઢાવીને કહ્યું: "એ જ ચેટરજીઓના ઘરની દિકરી મારે તો જોઇએ."

ચોટ ખાઇને પડેલો વંશ ઘા ખાઇને પડેલા વાઘ જેવો ભયંકર હોય છે.

# પ્રકરણ ત્રીજું

## કુમુદિની

હવે કન્યાપક્ષના હાલ સાંભળો.

નૂરનગરના ચૌટરજીઓની અવસ્થા હવે સારી નથી. ઐશ્વર્યનો બંધ તૂટતો જાય છે. છ આનીના ભાગીદારો મિલકતનો ભાગ લઈને જુદા થઈ ગયા છે, અને હવે બહાર રહીને એ દસ આનીના ભાગીદારોની સીમા હડપ કરવાની પેરવીઓ કરે છે. આ સિવાય, રાધાકાન્તજીના સેવાના અધિકારને લઈને દસ આની અને છ આનીમાં વહેંચણી કરવાની જેટલી કોશિશ ચાલી, તેટલી જ ‘.એની સંપત્તિ સ્થૂલરૂપે વકીલ અને મુખત્યારોને આંગણે ટુકડે ટુકડા થઈને વિખેરાઈ ગઈ. ગુમાસ્તાઓ પણ એનાથી વંચિત ન રહ્યા. નૂરનગરનો એ પ્રતાપ ન રહ્યો. આવક પણ એટલી ન રહી. પરંતુ ખર્ચ એનાથી ચારગણો વધી ગયો. નવ ટકાના વ્યાજવાળા-નવ પગના કરોળીઆએ જમીનદારોની ચારે બાજુ પોતાની જાળ પાથરી દીધી.

" ચૌટરજીઓના કુટુંબમાં બે ભાઈ અને પાંચ બ્હેનો છે. કન્યાઓ વધારે હોવાના અપરાધનો દંડ હજી ય પત્યો નથી. ચાર બ્હેનોનાં લગ્ન કુલીનોને ઘેર બાપની હયાતીમાં જ થઈ ગયા હતા. એમની દોલતનું સ્વરૂપ છે આ જમાનાનું અને ખ્યાતિ છે પુરાતન જમા-

નાની ! જમાઇઓને ચાંદલો આપવો પડ્યો કુલીનતાની મોટી રકમે અને પોતાની ખ્યાતિના લાંબા માપથી. એટલા જ માટે નવ ટકાના દોરામાં ગૂંથાયલા કરજના ફંદામાં બાર ટકાની ગાંઠ પડી ગઇ. નાનો ભાઇ કમર કસીને ઉઠ્યો અને બોલ્યો: "વિલાયત જઇને બેરીસ્ટર બની આવું, ધંધો કર્યા વિના હવે નહિ ચાલે." એ તો ગયો વિલાયત. મોટાભાઇ વિપ્રદાસને માથે આખા ઘરનો ભાર આવી પડ્યો છે.

આ સમય દરમિયાન ઘોષાલ અને ચેટરજીઓના ભાગ્યના પતંગોમાં પરસ્પરની ખેંચતાણને લઇ ફરીથી પેચ થયા. આ રહ્યો ઇતિહાસ.

બડા બજારના તનસુખદાસ કંદોઇનું એમનાં ઉપર ભારે કરજ હતું. વ્યાજ બરાબર આપતા હતા. જરા ય વાંધો નહોતો. એટલામાં પૂજાની રજાઓમાં વિપ્રદાસનો સહાધ્યાયી અમૂલ્યધન આવી પહોંચ્યો, આત્મીયતા દેખાડવા માટે. એ મોટી એટર્ની ઑફિસનો આર્ટિકલ્ડ હેડક્લાર્ક હતો. આ દક્ષિણાજ યુવકે નુરનગરની હાલત ખૂબ અચ્છી રીતે જોઇ લીધી. એ કલકત્તે ગયો અને તરત તનસુખદાસે રૂપિયા માગ્યા. કહ્યું: "મેં હમણાં સાકરનું નવું કામ શરૂ કર્યું છે. રૂપિયાની બહુ જરૂર છે."

વિપ્રદાસ નસીબ ઠોકીને બેસી ગયા.

આ સંકટના સમયમાં જ ચેટરજી અને ઘોષાલ એ બન્ને નામોમાં બીજીવાર દ્વન્દ્વસમાસ થઇ ગયો. આ પહેલાં જ સરકાર બહાદુર તરફથી મધુસૂદનને 'રાજા'નો ઇલકાબ મળી ચૂક્યો હતો. વિદ્યાર્થીબંધુ અમૂલ્યધને આવીને કહ્યું: "નવા રાજા આ સમયે ખુશમિજાજ છે. આ પ્રસંગે એમની પાસેથી જોઇએ એટલું કરજ મળી શકે એમ છે." અને એ કરજ મળ્યું. ચેટરજીઓનું તમામ દેવું એકઠું કર્યું

તો સાત ટકાને વ્યાજે અગિયાર લાખ રૂપિયા થયું. વિપ્રદાસના જીવમાં જીવ આવ્યો.

કુમુદિની એમની છેલ્લી અને અવશિષ્ટ બ્હેન છે. એમની મિલકતની પણ આજે એવી જ અંતિમ અને અવશિષ્ટ દશા છે. ચાંદલો નક્કી કરવાની અને મેળવવાની વાત નિકળતાં જ કંઠે પ્રાણ આવી જાય છે. દેખાવમાં એ લાંબા આછા પાતળા દેહવાળી સુંદરી છે, જાણે રજનીગંધાનો પુષ્પદંડ. આંખો મોટી મોટી ન હોવા છતાં ઘેરી કાળી છે અને નાક જાણે ફૂલોની પાંખડીઓથી બનાવ્યું ન હોય! રંગ છે શંખ જેવો શ્વેત, ગોરો, સુંદર સુડોળ હાથ છે, એ હાથ મેળવવા એ કમળાનું વરદાન છે, કૃતજ્ઞ થઇને ગ્રહણ કરવા જોઇએ. સમસ્ત મુખ પર એક વેદનામય કરૂણ ધૈર્યનો ભાવ છે.

કુમુદિની પોતે પોતાને માટે સંકુચિત છે. એની ધારણા છે કે એ અભાગી છે. એ જાણે છે કે પુરુષ લોક પોતાની શક્તિથી ઘર ચલાવે છે અને સ્ત્રીઓ પોતાના ભાગ્યને બળે લક્ષ્મીને ઘરમાં લાવે છે. એનાથી એ ન થઇ શક્યું. જ્યારથી સમજણી થઇ છે ત્યારથી ચારે તરફ દુર્ભાગ્યની પાપદૃષ્ટિ જ એ જોઇ રહી છે. અને કુટુંબ ઉપર એના કુંવારાપણાનો ભારે પત્થર પડ્યો છે. એને જેટલું દુઃખ થાય છે તેટલું જ અપમાન લાગે છે. તકદીર પર હાથ પછાડ્યા વિના એ બીજું કંઇ કરી શકતી નથી. તદબીરનો માર્ગ વિધાતાએ છોકરીઓને દેખાડ્યો જ નથી; માત્ર એક વ્યથા સહન કરવાની તાકાત આપી છે. શું કોઇ અસંભવિત વાત સંભવિત ન બની શકે? કોઇ દેવનું વરદાન, કોઇ યક્ષનું ધન, પૂર્વજન્મમાં આપેલા કોઇ એકાદ કરજની બચેલી વસુલાત? કંઇક તો મળે!

કોઇ કોઇ દિવસ રાત્રે પથારીમાંથી ઉઠીને, એ બાગના હાલતા ઝાડોની ડાળીઓ તરફ તાકી રહે છે. મનમાં ને મનમાં કહે છેઃ

"ક્યાં છો મારા રાજપુત્ર? ક્યાં છે તમારા સાત રાજાઓનું ધન? મારા ભાઇઓને આવીને બચાવો, હું સદા તમારી દાસી બનીને રહીશ."

વંશની દુર્ગતિને માટે પોતાને એ જેટલી અપરાધી માને છે તેટલો જ સ્નેહ એ પોતાના હૃદયના સુધાપાત્રને નમાવીને પોતાના ભાઇઓને આપે છે. કઠોર દુઃખથી નિચોવેલો એનો આ સ્નેહ છે. કુમુદ પ્રતિ પોતાનું કર્તવ્ય બરાબર પાલન ન કરી શક્વાને કારણે ભાઇઓએ પણ ભારે વ્યથાથી એને પ્રેમમાં બાંધી રાખી છે. આ માબાપ વિનાની બાલિકાને ભગવાને જે સ્નેહની પ્રાપ્તિથી વંચિત રાખી છે, ભાઇ એની પૂર્તિને કાજે સદા તત્પર રહે છે. એ તો ચંદ્રની ચાંદનીનો ટુકડો છે. ગરીબીના અંધકારને એણે એકલીએ મીઠો બનાવ્યો છે. ક્યારેક એ પોતાને દુર્ભાગ્યનું વાહન કહીને ધિક્કારે છે. ભાઇ વિપ્રદાસ હસીને કહે છેઃ " કુમૂ, તું પોતે જ અમારૂં સૌભાગ્ય છે, તું ન હોત તો ઘરમાં આટલી ય લક્ષ્મી શી રીતે રહત?"

કુમુદિની ઘેર જ થોડું વાંચતા લખતા શીખી છે. બહારનું એ કંઇ જાણતી નથી. પુરાતન અને નૂતન બન્ને સમયનાં અજવાળાં અને અંધારાંમાં એનો નિવાસ છે. .એની દુનિયા અસ્પષ્ટ છે. ત્યાં રાજ્ય કરે છે સિધ્ધેશ્વરી, ગન્ધેશ્વરી, ઘેંટૂ અને પટી દેવી. કોઇ કોઇ ખાસ દિવસે ત્યાં ચન્દ્ર જોવાની મનાઇ છે. શંખ બજાવીને ત્યાં ગ્રહણની કુદષ્ટિને નસાડવામાં આવે છે; નાગપંચમીને દિવસે દૂધ પીવાથી ત્યાં સર્પનો ભય દૂર થાય છે; મંત્ર ભણીને, બકરાની માનતા માનીને, સોપારી, ચોખા અને પાંચ પૈસાની ખારેક દઇને, દોરો અને તાવીજ બાંધીને એ દુનિયાના શુભ અશુભની સાથે વ્યવહાર ચાલે છે. પુરુષાર્થના બળથી ભાગ્યસંશોધનની આશા હજારવાર વ્યર્થ બને છે. પ્રત્યક્ષ તો એવું દેખાય છે કે શુભ લગ્નની શાખામાં

ઘણું કરીને શુભ ફળ નથી લાગતાં,..તો પણ વાસ્તવિકતામાં એટલી શક્તિ નથી કે પ્રમાણો દ્વારા એ સ્વપ્નનો મોહ દૂર કરી શકે. સ્વપ્નની દુનિયામાં વિચાર નથી ચાલતો, માત્ર ચાલે છે એને માનીને ચાલવું. આ દુનિયામાં દૈવનાં ક્ષેત્રમાં યુક્તિની સુસંગતિ, બુદ્ધિનું કર્તૃત્વ અને સારા નરસાનું નિત્યત્ત્વ ન હોવાથી જ કુમુદિનીના મુખ પર આવી કરુણા છે. એ સમજે છે, અપરાધ વિના જ એ કલંકિત છે. આઠ વર્ષ થયાં એ કલંકને બિલકુલ પોતાનું જ માનીને અપનાવ્યું હતું–એ કલંક હતું એના પિતાના મૃત્યુની દુર્ઘટના.

## પ્રકરણ ચોથું

### એમનો અન્યાય

પુરાતન શ્રીમંતોના ઘરમાં પ્રાચીન કાળ જે કિલ્લામાં વાસ કરે છે એનું ચણતર પાકું હોય છે. ઘણી નિસરણીઓ અને ઘણા દરવાજા પાર કરીને મુશ્કેલીએ નવીન કાળ ત્યાં પ્રવેશ કરવા પામે છે. જે લોકો ત્યાં રહે છે તેમને નવા યુગ સુધી આવી પહોંચતા ઘણું મોડું થાય છે. વિપ્રદાસના પિતા મુકુન્દલાલ પણ ઘણું દોડવા છતાં નવીન યુગને ન પકડી શક્યા.

એમનું લાંબુ ગોરૂં શરીર છે, ભરાવદાર ગાલ છે, મોટી મોટી ખેંચાયેલી આંખોમાં અપ્રતિહત પ્રભુત્વની દૃષ્ટિ છે. ભારે અવાજે જ્યારે કોઇને બોલાવે છે ત્યારે નોકર ચાકરોની છાતી ધડકવા માંડે છે. ૭૭ સુધી પહેલવાન રાખીને નિયમિત કુસ્તી કરવાનો એમને અભ્યાસ છે. શરીરમાં તાકાત પણ કંઇ ઓછી નથી; તો પણ એમનાં સુકુમાર શરીરમાં શ્રમનું ચિહ્ન સુદ્ધાં નથી. પહેરવેશમાં શેનકદાર તંજીબનું કુડતું અને ઢાકાનું ધોતિયું જેની પ્રયત્નપૂર્વક રચેલી પાટલી છેક જમીન સુધી પહોંચી છે. તાંબુલ અને અગરથી સુગંધિત વાયુ એમનાં આગમનની ખબર આગળથી પહોંચાડે છે. સોનાનું પાનદાન લઇને હજુરીઓ પાછળ પાછળ આવે છે, દરવાજા પાસે હરેક વખત તૈયારીમાં ઉભા રહેલા ચપરાસીઓ છે. દેવડી પર

વૃદ્ધ ચન્દ્રભાન જમાદાર તંબાકુ બનાવવાના અને ભાંગ ઘૂંટવાને સમયે બાકડા પર બેસીને પોતાની લાંબી દાઢીને બે વિભાગમાં વિભક્ત કરીને વારંવાર એના ઉપર હાથ ફેરવી કાન સાથે બાંધવાનો પ્રયત્ન કરે છે, અને એના હાથ નીચેનો દરવાન તલવાર સાથે પહેરો ભરે છે. દેવડીની દીવાલ પર અનેક તરેહની ઢાલો, વાંકી તલવારો, ઘણા દિવસની પુરાણી બંદૂકો, બલ્લમ અને બરછીઓ લટકી રહ્યાં છે. બેઠકમાં મુકુન્દલાલ ગાદી પર બેસે છે, પીઠ પાછળ મસનદ હાજર હોય છે. મુનીમ, મંત્રીઓ વગેરે નીચે બેસે છે—સામે અને ડાબી જમણી બાજુ વહેંચાઈને. હુક્કા-બરદાસી એ વાતથી વાકેફ છે. આ લોકોમાંથી કોનું સન્માન કયા હુક્કાથી અક્ષુણ્ણ રહે છે,—સાદા, સુગંધિત કે ચાંદીનાથી. માલિકને માટે એક મોટો નળીદાર અલબેલો હુક્કો છે—ગુલાબજળની સુગંધથી સુવાસિત.

મકાનના એક બીજા ભાગમાં વિલાયતી બેઠક છે, ત્યાં અઢારમી સદીનું બધું વિલાયતી ઢબનું રાચરચીલું છે. સામે જ એક ઘણો મોટો અરીસો છે, જેના કાચમાં કાળો ડાઘ પડી ગયો છે; એની સોનેરી ફ્રેમની આજુબાજુ બે પાંખોવાળી પરિઓની મૂર્તિઓ છે, જેમના હાથમાં બત્તીદાન મૂકવામાં આવ્યા છે. એની નીચે ટેબલ પર સોનાના પાણીથી ચિતરેલી કાળા પત્થરની ઘડીઆળ અને બીજાં કેટલાય વિલાયતી કાચનાં રમકડાં મૂકયાં છે. અઢેલવાની મોટી ગાદી

સન્માન અને નિમંત્રણ વખતે આ ઓરડાનો ઘુંઘટ ખોલવામાં આવે છે. આખા મકાનમાં આ જ એક આધુનિક ઢંગનો ઓરડો છે; પણ માલમ પડે છે કે આ જ સર્વથી પુરાતન ભૂતિયો ઓરડો છે અને એ પણ અવ્યવહારની બંધ હવાને કારણે શ્વાસ રૂંધાય એવો અને દૈનિક જીવનક્રમથી સંબંધરહિત મૂંગો.

મુકુન્દલાલમાં જે શોખ અને મસ્તી છે તે એ જમાનાના અદલ-કાયદાનું આવશ્યક અંગ છે, એમાં જે નિર્ભીક વ્યયાધિક્ય છે, એમાં જ ધનનું ગૌરવ છે; અર્થાત ધન બોજો બનીને માથે લદાયું નથી, પાદપીઠ બનીને પગની નીચે છે ! એમના શોખના આમ-દરબારમાં દાન-દક્ષિણા અને ખાસ દરબારમાં ભોગ-વિલાસ બન્ને ખૂબ સુસ્ત શિસ્તભર્યાં અને માપસરના છે. એક બાજુ આશ્રિત વાત્સલ્યમાં જેવી અકૃપણતા છે, બીજી બાજુ ઉદ્ધત તત્ત્વોના દમન કાજે એવું જ અબાધિત અધૈર્ય છે. અકસ્માત એક શ્રીમંત પાડોશીએ કોઇ ભારે અપરાધને ખાતર માલિકના બાગવાનના દીકરાનો કાન પકડ્યો હતો; એ શ્રીમંતને સામે પદાર્થપાઠ આપીને શીખ આપવામાં જેટલો ખર્ચ થયો છે તેટલો ખર્ચ આજકાલના જમાનામાં પોતાના દીકરાને કોલેજની કેળવણી પાર કરાવવા માટે પણ નથી થતો. બાગવાનના દીકરાને પણ જવા દેવામાં આવ્યો નહોતો, ચાબૂકથી ફટકારીને એને ખાટલાવશ બનાવી દીધો હતો. ગુસ્સાની ધૂનમાં ચાબૂકના ફટકાની ગણત્રી વધી જવાથી છોકરો બેશુદ્ધ બની ગયો હતો. માલિકના ખર્ચથી કેળવાઇને એ આજે મુખત્યારનું કામકાજ કરે છે.

પ્રાચીન જમાનાના ધનવાનોની પ્રથાનુસાર મુકુન્દલાલનું જીવન બે ભાગમાં વિભક્ત છે. એક ભાગમાં કુટુંબ છે, બીજામાં દિલ્લગી; અર્થાત્ એકમાં દસ-કર્મ છે અને બીજામાં અગિયાર કર્મ. ઘરમાં કુળદેવતા છે અને ઘરની માલિક એમની પત્ની છે. ત્યાં છે પૂજા –

અર્ચના, અતિથિસેવા, પર્વઉત્સવ, વ્રત ઉપવાસ, સદાવ્રત, બ્રાહ્મણ-ભોજન, પાડપાડોશી અને ગુરુ-પુરોહિત. દિલ્લગી વિભાગ ગૃહસીમાની બહાર છે. ત્યાં નવાબી જમાનો અને મહેફિલી ઠાઠમાઠ છે. અહીં ગાયિકા, ગુણિકા અને નર્તકી પુરવાસીનીઓની આવજા સતત હોય છે. આવા સંસર્ગને એ જમાનાના શ્રીમંત લોકો સૌજન્ય શીખવાનો ઉપાય સમજતા હતા. બન્ને પરસ્પર વિરુદ્ધ વાતાવરણના અને બન્ને વિભાગમાં રહેનારા ગ્રહો-ઉપગ્રહોને કારણે ગૃહિણીઓને ઘણું સહન કરવું પડે છે.

મુકુન્દલાલની સ્ત્રી નંદરાણી અભિમાનિની છે. સહન કરવામાં એ સંપૂર્ણ અભ્યસ્ત ન બની શકી. એનું કારણ હતું. એ નિશ્ચિત સમજતી હતી કે બહારની અને એના પતિના તાનની દોડ ગમે તેટલી હોય, પણ એની ટેક તો એઓ જ છે, અંદરનું પ્રબળ ખેંચાણ એમની જ તરફ છે; એટલા માટે સ્વામી જ્યારે પોતાના પ્રેમ ઉપર પોતે જ અન્યાય કરે છે ત્યારે એનાથી સહન નથી થતું. આ વખતે એવું જ થયું.

## પ્રકરણ પાંચમું

### રુદ્ધવાણી

રાસને સમયે ખૂબ ધૂમ મચી. આમોદનો સરંજામ કેટલોક કલકત્તાથી અને કેટલોક ઢાકાથી આવ્યો હતો. મકાનનાં આંગણાંમાં કોઇ દિવસ કૃષ્ણ-લીલા થતી હતી, તો કોઇ દિવસ કિર્તન. સ્ત્રીઓ અને સામાન્ય પાડપાડોશીઓની ભીડ રહેતી. બીજે વખતે તો તામસિક આયોજન બેઠકમાં થતું હતું. અંતઃપુરવાસીઓને રાત્રે નિદ્રા નહિ, કાળજે કાંટાનું સતત દર્દ, બારણાંની ફાટોમાંથી એનો કંઇક આભાસ એ બિચારીઓને મળતો. આ વખતે હુકમ થયો કે તવાયફનો નાચ નદીને કિનારે મંડપમાં થશે.

'શું થઇ રહ્યું છે' એ જોવાનો ઉપાય ન હોવાથી નંદરાણીનું મન રુદ્ધ-વાણીના અંધકારમાં પછાડ ખાઇ ખાઇને રોવા માંડ્યું. ઘરનું કામકાજ, લોકોને ખવડાવવું પિવડાવવું અને દેખરેખ બધું જ પ્રસન્ન મુખે કરવું પડે છે. હાલતાં ચાલતાં દિલમાં એ કાંટો જરા જરા વારમાં ખૂંચે છે, જીગર કંપે છે; પણ કોઇને ખબર સુદ્ધાં નથી પડતી. ત્યાં તો રહી રહીને તૃપ્ત કંઠોમાંથી અવાજ નીકળે છે: "જય હો રાણી માતાની."

આખરે રાસોત્સવની મહેફીલ ખતમ થઇ. મકાન ખાલી થઇ ગયું.

માત્ર એંઠી પતરાળીઓ અને શકોરાંના ભગ્નાવશેષ પર કાગડા-કૂતરાઓનાં કાઉ-કાઉ અને ભોં-ભોં નો ઉત્તરકાંડ ચાલે છે. નોકરોએ નિસરણીઓ લાવીને દીવાઓ ઉતારી લીધા, ચંદરવા છોડી નાંખ્યા. ઝુમ્મરોની અડધી બળેલી બત્તી અને ફૂલોની ઝાલરોની લૂંટને ખાતર ફળિયાના છોકરાઓએ મસ્તી મચાવી દીધી. આ ભીડમાંથી તમાચાનો અવાજ અને રોકકળ જાણે આતશબાજીના 'બાન'ની જેમ આસમાન ભરી રહ્યાં હતાં. અંતઃપુરના આંગણાંમાંથી નીકળીને એંઠાં ભાત શાકની ગંધે પવનને પણ દુર્ગંધી બનાવી દીધો હતો; ત્યાં સર્વત્ર ક્લાંતિ, અવસાદ અને મલિનતા હતાં. આ શૂન્યતા અસહ્ય થઇ ઉઠી, જ્યારે આજે પણ મુકુન્દલાલ પાછા ન આવ્યા. ત્યાં સુધી પહોંચવાનો કોઇ ઉપાય ન જોઇને નંદરાણીના ધૈર્યનો બંધ અચાનક તૂટીને માટીમાં મળી ગયો.

દીવાનજીને બોલાવીને પડદાની ઓથેથી કહ્યું: "એમને જરા કહી દેજો કે, વૃન્દાવનમાં માતાની પાસે મારે જવું પડે છે. એમની તબિયત સારી નથી."

દીવાનજીએ થોડીવાર માથે હાથ ફેરવીને મૃદુ સ્વરે કહ્યુ, "માલિકને કહીને જાત તો ઠીક થાત, માલિક સાહેબ આજકાલમાં આવી જશે, ખબર આવી ગયા છે."

"ના, હવે ખોટી થઇ શકું એમ નથી."

"નંદરાણીને ય ખબર પડી ગઇ હતી કે આજકાલમાં આવવાના છે, એટલા માટે તો જવાની આટલી ઉતાવળ છે. એને મનમાં નિશ્ચિન્ત છે કે જરા રોવાધોવાથી અને પછી મનાવી લેવાથી બધું માફ થઇ જશે. હરેક વખતે આવું જ થયું છે. ઉપર્યુક્ત દંડ અપૂર્ણ જ રહી જાય છે. આ વખતે હરગીજ એવું નહિ થાય, એટલે દંડની

વ્યવસ્થા કરીને તરત જ દંડ દેનારને નાસવું પડે છે. વિદાય થવાના ક્ષણભર પહેલાં પગ ઉપડતા નથી; એ પલંગ પર ઉંધી પડીને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી; પરંતુ વિદાય ન રોકાઇ.

કારતક મહિનો છે.બપોરના બે વાગ્યા છે. તાપથી હવા ગરમ થઇ રહી છે.સડકને કિનારે સીસમના ઝાડના ખખડાટની સાથે ક્યારેક સ્વરભંગ કોયલની કુહૂ કુહૂ સંભળાય છે. જે સડક પરથી પાલખી જતી હતી ત્યાંથી કાચા ધાનના ખેતરોને પેલેપાર નદી દેખાતી હતી. નંદરાણીથી રહેવાયું નહિ. પાલખીનું બારણું એક તરફ ખસેડી ને એ બાજુ જોયું, તો પેલે પાર મંડપ દેખાયા. ટોચ પર પતાકા ફરકી રહી છે. દૂરથી માલમ પડ્યું કે મંડપ ઉપર ચિરપરિચિત ગોપી દરકારો બેઠો છે; એની પાઘડીનું ફુમતું સૂરજની રોશનીમાં ચમકી રહ્યુ છે. જોરથી પાલખીનું બારણું બંધ કરી દીધું, કાળજે જાણે પત્થર પડ્યો.

# પ્રકરણ છઠ્ઠું

## પ્રત્યાઘાત

મુકુન્દલાલ જાણે સુકાન તૂટેલી, શઢ ફાટેલી, હીલોળા ખાતી અને તોફાનથી અથડાતી નાવ જેવા હતા. મુશ્કેલીએ અને ભારે સંકોચથી બંદરે આવીને લાંગર્યા. અપરાધના બોજાથી હૈયું ભારે થઇ ગયું છે, આમોદપ્રમોદની સ્મૃતિએ જાણે અભિ-ભોજન પછીના અંઠાની જેમ મનને અરૂચીથી ભરી દીધું છે. એમના આ આમોદના જે ઉત્સાહદાતા અને ઉદ્યોગકર્તા હતા, એ જો આ વખતે એમની સામે હોત, તો ચાબૂકના ફટકા લગાવી એ એના હોશ ઠેકાણે કરી દેત. મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરીઃ હવે કદી આવું નહિ થવા દે. એમના વિખરાયેલા રૂક્ષ વાળ, લાલ લાલ આંખો, અને મુખપરના અત્યંત શુષ્ક ભાવને જોઇને કોઇની હિંમત જ ન થઇ કે જે નંદરાણીના જવાની ખબર આપે. મુકુન્દલાલ ડરતા ડરતા અંદર ગયા. "વહુરાણી, માફ કરો, અપરાધ થઇ ગયો છે, હવે કદી એવું નહિ થાય." આ વાક્ય મનમાં બોલતા બોલતા એ શયનગૃહનાં બારણાં પાસે પહોંચીને થંભી ગયા, પછી ધીરે ધીરે અંદર ગયા. મનમાં ને મનમાં નિશ્ચય કર્યો હતો કે અભિમાનિની બિછાનામાં પડી હશે. બરાબર પગ પાસે જઇને બેસી જઇશ, એવો વિચાર કરીને ઓરડામાં પેસતાં જ જોયુંઃ ઓરડો સૂનો પડ્યો છે ! છાતી ધડકી ઉઠી. સુવાના

ઓરડામાં બિછાનામાં જો નંદરાણીને જુઅત, તો સમજી લેત કે અપરાધ માફ કરવા ખાતર માનિની અર્ધો રસ્તો આગળ આવી છે; પરંતુ જ્યારે જોયું કે વહુરાણી શયનગૃહમાં નથી, એટલે મુકુન્દલાલ સમજી ગયા કે આજનું પ્રાયશ્ચિત લાંબુ અને કઠિન થશે. કદાચિત આજ રાત સુધી વાટ જોવી પડશે, અથવા એથીય મોડું થશે. પરંતુ આટલી વાર ધૈર્ય રાખવું એમને માટે અસંભવિત છે. નિશ્ચય કર્યો કે પૂરો દંડ હમણાં જ માથે ચઢાવીને ક્ષમા વસૂલ કરી લેવી નહિ તો અન્નજળ હરામ. ઘણો સમય થઇ ગયો છે, હજી સુધી સ્નાન ભોજન નથી થયાં; આવી દશામાં સતી-સાધ્વીથી શી રીતે રહેવાય? ઓરડામાંથી બહાર નીકળતાં જોયું તો પ્યારી દાસી એક ખૂણામાં ઘુમટો તાણીને ચુપચૂપ ઉભી છે. પૂછ્યું: "તારી મોટી વહુ ક્યાં છે?"

એણે કહ્યું: "એ તો પોતાની માતાને જોવા વૃન્દાવન ગયાં છે, પરમદિવસે".

જાણે બરાબર સમજાયું નહિ, ગળુ રૂંધાઇ ગયા જેવું થઇ ગયું. ફરીથી પૂછ્યું: "ક્યાં ગઇ છે?"

"વૃન્દાવન, બા બિમાર છે."

મુકુન્દલાલ પહેલાંતો ઓટલાનો કઠેરો પકડીને ઉભા રહ્યા. પછી ઝડપથી બહારના દીવાનખાનામાં જઇને બેઠા. મોઢેથી કંઇ પણ ન બોલ્યા. કોઇની પાસે જવાની હિંમત ન ચાલી.

દીવાનજીએ આવીને ડરતાં ડરતાં કહ્યું: "તો બા સાહેબને બોલાવવા માણસ મોકલું?"

કંઇ ઉત્તર ન આપ્યો: માત્ર આંગળી હલાવી ને મના કરી. દીવાનજીના ચાલ્યા ગયા પછી રાઘૂ પાસવાનને બોલાવીને કહ્યું: "બ્રાન્ડી લઇ આવ!"

સૌ દંગ થઇ ગયા. ધરતીકંપ જ્યારે પૃથ્વીના ગંભીર ગર્ભમાંથી માથું હલાવીને ઉઠે છે, તો જેમ એને દબાવવાની કોશિશ મિથ્યા છે-નિરૂપાય બનીને એનો ઉપદ્રવ સહન કરવો જ પડે છે- આ પણ એવું જ છે.

દિનરાત નિર્જલા બ્રાન્ડી ઉડવા માંડી. ખાવું પીવું લગભગ છૂટી ગયું. એક તો પહેલાંથી જ તબિયત ખરાબ રહેતી હતી, અને ઉપરથી આ જબરજસ્ત અનિયમિતતા. બસ, વિકારની સાથે સાથે લોહી-વમનને પણ દેખા દીધી.

કલકત્તેથી ડૉકટર આવ્યો. રાત ને દિવસ માથે બરફ મૂકાવા માંડયો.

કોઇને જોતાં જ મુકુન્દલાલને ખૂન સવાર થતી. એમને વહેમ પડ્યો છે કે આખું ઘર એમની વિરૂદ્ધ કોઇ કાવતરૂં રચે છે. અંદર ને અંદર એક શિકાયત ગુંગળાતી હતીઃ "આ લોકોએ એને જવા કેમ દીધી ?"

જો આ વખતે કોઇ પણ એમની પાસે જઇ શકે એમ હોય તો તે એક માત્ર કુમુદિની હતી. એ એમની પાસે જઇને બેસતી; મુકુન્દલાલ એના મુખ ભણી શૂન્ય દૃષ્ટિથી જોઇ રહેતા- જાણે એની આંખોમાં અથવા બીજે કોઇ સ્થાને એમને એની માતાની સમાનતા દેખાતી હોય. ક્યારેક એના માથાને છાતી સરસુ ચાંપીને, આંખો મીચીને શાંતિથી પડી રહેતા. આંખોના ખૂણામાંથી આંસુ સરતાં, પરંતુ જાણેઅજાણે પણ એઓ એની માતાની વાત ન પૂછતા. આ તરફ વૃન્દાવન તાર રવાના થયો છે. બા સાહેબ કાલે જ આવી જાત, પણ સાંભળ્યું છે કે રસ્તામાં કોઇ ઠેકાણે રેલ્વેના પાટા તૂટી ગયા છે.

## પ્રકરણ સાતમું

### દીવો કરવા

એ દિવસે ત્રીજ્ઃટતી. સાંજે જોરથી આંધી ચઢી. બાગમાં ઝાડની ડાળીઓ તડતડ કરીને તૂટીને નીચે પડવા માંડી. રહી રહીને વરસાદની ઝાપટો ક્રુદ્ધ અધૈર્યની જેમ ઝડી વરસાવી રહી છે. બાગમાં જે તાત્કાલિક છાપરું બનાવવામાં આવ્યું હતું તેના પતરાં ઉડીને પાસેના તળાવમાં જઇ પડયાં. પવન, બાણથી વિંધાયલા વાઘની જેમ ઘેરી ગર્જના કરતો સમસ્ત આકાશમાં જોરથી પૂછ પછાડતો ફરે છે.

અચાનક પવનનાં એક ઝપાટાથી બારીઓ અને બારણા ખખડીને કંપી ઉઠયાં. કુમુદિનીનો હાથ દબાવીને મુકુન્દલાલે કહ્યુંઃ "બેટા કુમુ, તું શા માટે ડરે છે? તેં કંઇ ઓછો અપરાધ કર્યો છે? પેલા જો, દાંત પીસે છે, જો, મને મારવા આવે છે."

પિતાને માથે બરફની પોટલી ફેરવતાં કુમુદિની કહેતીઃ "શા માટે મારશે, બાપુજી? એ તો આંધી ચઢી છે, હમણાં શમી જશે."

"વૃન્દાવન? વૃન્દાવન...ચન્દ્ર...ચક્રવર્તિ! પિતાજીના જમાનાનો પુરોહિત – એ તો મરી ગયો – ભૂત થઇને ગયો છે, વૃન્દાવન! કોણે કહ્યું એ આવશે?"

"વાત ન કરો, બાપુજી, જરા સુઇ જાવ!"

"પેલો જો, કોને કહે છે – ખબરદાર! ખબરદાર!"

"એ તો કંઇ નથી. પવનના ઝપાટા ઝાડોને હલાવે છે."

"કેમ, એને એટલો ગુસ્સો કેમ? એવો મેં શો અપરાધ કર્યો છે, તું જ બતાવ, બેટા!"

"કંઇ અપરાધ કર્યો નથી, બાપુજી! તમે જરા સૂઇ જાવ."

"વૃન્દા દૂતી? એ તો મધુ અધિકારી જાનતો હતો."

"મિછે કરો કેનો નિન્દે
ઓગો બિન્દે શ્રીગોબિન્દે–" ૧

આંખો મીચીને ગણગણવા લાગ્યાઃ

"સ્યામેર બાંશી કાડ્તે દૌએ
નોધલે આમાર એ વૃન્દાબન છાડ્તે દૌએ." ૨

"રાધૂ, બ્રાન્ડી લાવ!"

કુમુદિની પિતાના મુખ ભણી નમીને બોલીઃ "બાપુજી, આ શું કહો છો?"

મુકુન્દલાલે આંખો ઉઘાડીને જોયું; જોતાં જ દાંત વચ્ચે જીભ દબાવીને રહી ગયા. નિરંકુશ બુદ્ધિએ તો જવાબ આપી દીધો હતો

૧ જુઠી કેમ કરો છો નિંદા
અહો બિન્દા શ્રીગોવિન્દા–
૨ શ્યામની બંસી છીનવી લઇને
ક્યાં ય મુકી દઉં
આ માટે તમે ત્યાગો વૃન્દાવન
અનંત પ્રભાત લઉં

તો પણ એઓ એ વાત ન ભૂલ્યા કે કુમુદિનીની સામે રડાય ન હોય.

જરા થોભીને પાછું ગાવા માંડ્યું.

" કાર બાંશી ચોઇ બાજે બૃન્દાબાને ?
સોઇ લો, સોઇ
ધરે આમિ રઇબો કે મોને ? ૩

આ વિખરાયલા ગીતોના ટુકડા સાંભળીને કુમુદિનીની છાતી ધડકે છે, માતા ઉપર ગુસ્સો આવે છે, પિતાના પગ પર માથું મૂકીને જાણે એને મા તરફથી માફી માગવાનું મન થાય છે.

મુકુન્દલાલ અચાનક બોલી ઉઠ્યાઃ " દીવાનજી !"

દીવાનજી આવ્યા એટલે કહ્યું, " પેલું જુઓ, ઠકઠક સંભળાય છે."

દિવાનજીએ કહ્યુંઃ " એ તો પવનથી બારણાં હાલે છે. "

" બુઢ્ઢો આવ્યો છે, એ જ વૃન્દાવનચંદ્ર—ટાલવાળો, હાથમાં લાકડી લઇને અને રેશમી ચાદર ઓઢીને ! જોઇ તો આવો. ત્યારથી બારણાર ઠક ઠક ઠક ઠક અવાજ સંભળાય છે. લાકડી છે કે જોડો ?"

લોહી-વમન થોડી વારથી શાંત હતું. રાતના ત્રણ વાગ્યાથી ફરી શરૂ થયું. મુકુન્દલાલ બિછાના પર ચારે તરફ હાથ ફેરવીને, લથડેલી જીભે બોલ્યાઃ "વહુરાણી, આખા ઘરમાં અંધકાર છે. હજી ય દીવો નહિ કરે?"

૩ વૃન્દાવનમાં કોણ નહોર એ બંસી બજાવે ?
શું કરું હું હાય સખી ? ઘરમાં રહ્યું ન જાયે ?

નદી કિનારેથી પાછા આવ્યા પછી મુકુન્દલાલે પોતાની પત્ની માટે આજ પહેલા શબ્દો કહ્યા, અને એ જ છેલ્લા હતા.

* * *

વૃન્દાવનથી પાછી આવીને નંદરાણી ઘરના બારણાં પાસે આવતાં જ મૂર્ચ્છિત થઇને પડી. એને ઉઠાડીને બિછાના પર સુવાડવામાં આવી. ઘરમાં એને હવે કંઇ જ સારૂં ન લાગ્યું. આંખોમાં આંસુ બિલકુલ સૂકાઇ ગયા. છોકરા છોકરીઓમાં પણ સાંત્વના ન મળી. ગુરુજીએ આવીને શાસ્ત્રના શ્લોકો સંભળાવ્યા ત્યારે મોઢું ફેરવી લીધું ! હાથની લોખંડી* બંગડી પણ ન ઉતારી. બોલીઃ "મારો હાથ જોઇને કહ્યું હતું. મારૂં સૌભાગ્ય કદી નહિ મટે. એ શું જૂઠું ?"

ક્ષેમા દૂરના સંબંધથી નણંદ થતી હતી, પાલવથી આંસુ લૂછતી બોલીઃ "જે થવાનું હતું તે થઇ ગયું, હવે જરા ઘર ભણી જુઓ. એ તો જતી વખતે કહી ગયા છેઃ "વહુરાણી, ઘરમાં દીવો નહીં કરો ?"

નંદરાણી પથારીમાં બેઠી થઇ ગઇ. દૂર જોઇને બોલીઃ "જાઇશ, દીવો કરવા જાઇશ, હવે વાર નહીં કરૂં." કહેતાં કહેતાં એનું ધોળી પૂણી જેવું મુખ ઉજ્જવળ બની ગયું, જાણે હાથમાં દીવો લઇને હમણાં જ જતી ન હોય !

સૂર્ય ઉત્તરાયણે પધાર્યા; માઘ માસ આવ્યો. અજવાળીઆની ચૌદશનો દિવસ છે. નંદરાણીએ માથે સિંદુર લગાવ્યું, લાલ બનારસી સાડી પહેરી ઘર-કુટુંબ તરફ જોયા વિના– મુખ પર હાસ્ય ફરકાવીને, – ચાલી ગઇ !

* લોખંડની આ બંગડી બંગાળમાં સૌભાગ્યની નિશાની મનાય છે.

## પ્રકરણ આઠમું

### ભાઇબહેન

પિતાના મૃત્યુ પછી વિપ્રદાસે જોયું કે જે ઝાડ ઉપર એમનો વિરામ છે, તેના મૂળને કીડા ખાઇ ગયા છે. ધન, દોલત અને જમીનજાગીર કરજના પાંદડા પર ઉભી ઉભી થોડી થોડી નીચે ધસી રહી છે. ક્રિયા-કર્મને સંક્ષિપ્ત અને રહેણી કરણીને સંકુચિત કર્યા વિના બીજો ઉપાય નથી. કુમુદના લગ્ન સંબંધમાં પણ દરઘડી પ્રશ્ન ઉઠ્યા કરે છે, અને એનો જવાબ દેતાં જીભ અટકે છે. આખરે નૂરનગરમાંથી ઘરબાર ઉઠાવવાં જ પડ્યાં. કલકત્તામાં આવીને બાગ બજાર ભણી એક મકાન રાખીને રહેવા માંડ્યું.

જૂના ઘરમાં એક પ્રકારનું સજીવન વાતાવરણ હતું. ચારે તરફ ફળફૂલ, મંદિર, અનાજના ખેતર, ગાયોની કોઢ, ઘરના માણસો અને નોકરચાકર હતાં. અંતઃપુરના બાગમાં એણે ફૂલ વિણ્યા છે, કલગીઓ બનાવી છે, મીઠું, મરચું, ધાણાં અને ફોદીનાની સાથે કાચા બોર મેળવીને ખાટુ બનાવ્યું છે; વૈશાખ-જેઠના આંધીના તોફાનમાં કેરીના બાગમાં જઇને કેરીઓ વીણી છે. બાગની પૂર્વ બાજુ અનાજ કૂટવાની ખાંયણી હતી, ત્યાં તલના લાડુ ખાંડતી વખતે સ્ત્રીઓનો જે શોરબકોર મચતો એમાં એનો પણ થોડો હિસ્સો

હતો. ચારે તરફ સઘન વૃક્ષોની દીવાલથી ઘેરાયલું અને ઘન છાયાથી શીતળ તળાવ કોયલ, બપૈયા અને કાળી ચકલીઓથી ગૂંજી રહેતું હતું. એ તળાવમાં એ રોજ તરી છે, લાલ ફૂલો ચૂંટયા છે, ઘાટ પર બેસીને મધુર કલ્પનાઓ કરી છે, અને એકલાં અન્યમનસ્ક બેસીને એના હાર ગૂંથ્યા છે. ઋતુઋતુએ, મહિનેમહિને પ્રકૃતિ ઉત્સવની સાથેસાથે માણસનું દરેક પર્વ બંધાયલું છે. અખાત્રીજથી માંડીને હોળી અથવા વસંતોત્સવ સુધી કોણ જાણે કેટલા ય ઉત્સવો છે. માનવ અને પ્રકૃતિ બન્નેએ હળીમળીને આખા વર્ષને જાણે જાતજાતની નકશીદાર કારીગીરીથી વણી લીધું છે. સર્વ સુંદર છે, બધું સુખકર છે, એમ નથી. માછલીના ભાગ, પૂજાની બક્ષિસ, ગ્રહિણીનો પક્ષપાત, બાળકોના ઝઘડામાં પોતપોતાના બાળકોનો પક્ષ લેવો વગેરે વાતોમાં અંદરની ઇર્ષ્યા, મિથ્યા આરોપો અને એકબીજાના કાન ફૂંકીને બીજાની નિંદા અથવા મુક્ત કંઠે કરેલી અપવાદ-ઘોષણા, આ બધી વાતોની પ્રચુરતા છે. પણ આ સર્વમાં વધારે નિત્યના નિયમિત કાર્યોની વ્યસ્તતામાં એક ઉદ્વેગ છે કે માલિક સાહેબ શું કરી નાંખશે, એમના દીવાનખાનામાં કોણ જાણે કયારે કઇ દુર્ઘટના બને. જો આવી દુર્ઘટના શરૂ થઇ તો દિવસે દિવસે અશાંતિ વધતી જશે. કુમુદિનીની છાતી ધડકવા માંડતી. ઓરડામાં લપાઇને માતા રડતી અને બાળકોના મુખ લેવાઇ જતાં. આ સર્વ શુભ અને અશુભમાં, સુખ અને દુઃખમાં કૌટુમ્બિક જીવનની લાંબી યાત્રા સર્વદા આમથી તેમ હિલોળા લેતી રહેતી.

આ વાતાવરણમાંથી નિકળીને કુમુદિની કલકત્તે આવી છે. જાણે આ એક મોટો સમુદ્ર છે, પણ તરસ છીપાવવા માટે પાણીનું તો એક ટીપું ય નથી. પોતાના ગામની હવામાં પણ એક ઓળખીતો-ચિર પરિચિત ચહેરો હતો. ગામનાં વિશાળ ક્ષેત્રમાં ધાડું

જંગલ હતું, રેતીનો ટાપુ હતો, નદીનો જળપ્રવાહ હતો, મંદિરનું શિખર હતું, સનું વિશાળ મેદાન હતું, જંગલી પોપટોના જૂથ હતાં, નદી કિનારાની પગદંડી હતી– આ બધી જાત જાતની વિવિધ રેખાઓએ તરેહ તરેહના રંગો વડે વિચિત્ર ઘેરો નાખીને આકાશને એક વિશિષ્ટ આકાશ બનાવ્યું હતું. એ હતું કુમુદિનીનું પોતાનું આકાશ. સૂર્યનો પ્રકાશ પણ એવા જ પ્રકારનો એક વિશેષ પ્રકાશ હતો. તળાવમાં, ખેતરોમાં, ઝાડીઓમાં, માછીની નાવડીના કાથીના પાલોમાં, વાંસની કોમળ ખાંડીઓમાં, ઝાડોની હરિયાળીમાં, પેલે પારની રેતીના કિનારાના ફિક્કાપણામાં–સર્વની સાથે વિવિધ રીતે મળી જઈને એ પ્રકાશે એક ચિર–પરિચિત રૂપ ધારણ કર્યું હતું. કલકત્તાના સર્વ અપરિચિત મકાનોની અગાસી છાપરાં અને ભીંતો પર કઠિન રેખાઓની ચોટથી છિન્નભિન્ન થઈને એ જ હંમેશના આકાશ અને પ્રકાશ હવે કોઈ માણસની જેમ કરડી નજરે જુએ છે. અહીંના દેવોએ પણ જાણે એનો બહિષ્કાર કર્યો છે.

વિપ્રદાસ એને આરામખુરશીની પાસે બોલાવી ને કહેતાઃ "કેમ કુમુદ, હજી મન ગોઠતું નથી?"

કુમુદિની હસીને કહેતી, "ના ભાઈ, મન તો ગોઠે છે."

"બહેન, અજાયબઘર* જોવા આવીશ?"

"હા, આવીશ."

આ વાત એણે એટલા વધારે પડતા ઉત્સાહથી કહી કે વિપ્રદાસ જો પુરુષ ન હોત તો સમજી શકત કે એની એ વાત સ્વાભાવિક નહોતી. એ જોવા ન જવાય તો જાણે એનો જીવ બચે. બહારના

* મ્યુઝીયમ

માણસોની ભીડમાં નિકળવાનો અભ્યાસ ન હોવાથી ભીડાભીડમાં જવામાં એના સંકોચનો પાર નથી. હાથપગ ઠંડા થઇ જાય છે અને આંખો ઉંચી કરીને જોઇ પણ શકતી નથી.

વિપ્રદાસે એને શેતરંજ રમતાં શીખવ્યું. પોતે જાતે સારા ખેલાડી હતા. કુમુદની આ નવી શીખેલી રમતમાં એમને ખૂબ આનંદ આવ્યો. અંતે નિયમિત રમતાં રમતાં કુમુદને એવો સારો અભ્યાસ થઇ ગયો કે વિપ્રદાસને પણ હવે એની સાથે સંભાળપૂર્વક રમવું પડે છે. કલકત્તામાં કુમુદની ઉંમરની કોઇ સખી-સાહેલી ન હોવાથી, આ બે ભાઇબ્હેન જ જાણે બે ભાઇઓ બની ગયા છે. વિપ્રદાસને સંસ્કૃત સાહિત્ય પર ખૂબ પ્રેમ છે. કુમુદ મન મૂકીને એમની પાસેથી વ્યાકરણ શીખી છે. જ્યારે એણે 'કુમાર-સંભવ' વાંચ્યું, ત્યારથી એ શિવપૂજામાં મહાદેવના દર્શન કરવા લાગી- એ જ મહાતપસ્વીના, જે તપસ્વિની ઉમાની પરમ તપશ્ચર્યાની સિદ્ધિ હતા. કુમારિકાના ધ્યાનમાં એના ભાવિ પતિ પવિત્રતાની દિવ્ય જ્યોતિના રૂપમાં પ્રકાશિત થઇને દેખાયા.

વિપ્રદાસને ફોટોગ્રાફીનો શોખ હતો. કુમુદે પણ એ શોખ કેળવ્યો. એમાંથી એક જણ ફોટો લે ત્યારે બીજું જણ એને તૈયાર કરે. ગોળી મારવામાં વિપ્રદાસ સિદ્ધહસ્ત છે. કોઇ ઉત્સવને અવસરે જ્યારે પોતાને ગામ જતા, તો પાછળના તળાવમાં નારીએલ, અખરોટ વગેરે નાંખીને પછી એના ઉપર ગોળી ચલાવતા; કુમુદને બોલાવતાઃ "આવ ને કુમુદ, તું પણ જરા પ્રયત્ન તો કર."

જે કોઇ વિષયમાં એના ભાઇની રૂચિ છે, એને ખૂબ જતનથી એણે અપનાવી લીધો છે. ભાઇ પાસેથી ઇસરાજ શીખીને અંતે એણે એવો હાથ બેસાડ્યો કે ભાઇને હાર કબૂલ કરવી પડી.

આ રીતે, બચપણથી જે ભાઇને એ સૌથી વધારે સ્નેહ

કરતી આવી છે, કલકત્તામાં એ જ એની વધારે નિકટ લાગ્યા. કલકત્તા આવવું સાર્થક થયું. કુમુદ સ્વભાવે જ એકલવાઇ છે. પર્વતવાસિની ઉમાની જેમ જાણે એ કોઇ માનસ – સરોવરને કિનારે કલ્પ તપોવનમાં નિવાસ કરે છે. આ રીતે સ્વભાવ-સિદ્ધ એકલવાયા માણસને માટે જરૂર છે મુક્ત આકાશની, વિસ્મૃત નિર્જનતાની અને એમાંથી જ કોઇ એક આત્માની, જેની સાથે એ પોતાના દિલથી પ્રેમ કરી શકે. પાસેના પાડોશીઓથી દૂર રહેવું સ્ત્રીઓને માટે સ્વાભાવિક ન હોવાને કારણે તેઓને કુમુદ બિલકુલ ગમતી નહોતી. એઓ આને અહંકાર સમજે છે અથવા હૃદયહીનતા. એટલે ગામડામાં રહેવા છતાં પણ સાહેલીઓની સાથે કુમુદ મૈત્રી ન બાંધી શકી.

પિતાની સામે જ વિપ્રદાસનું લગ્ન લગભગ નક્કી થઇ ગયું હતું. એ વખતે પીઠી ચોળવાને આગલે દિવસે જ કન્યા તાવની બિમારીથી મરી ગઇ. ત્યારે ભાટપાડામાં વિપ્રદાસની જન્મોત્રીની ગણત્રીમાં નિકળ્યું કે "લગનના સ્થાનના દુર્ગ્રહનો ક્ષય થવામાં હજી વાર છે." લગ્ન મુલત્વી રહ્યું. આ દરમિયાન પિતાનું મૃત્યુ થયું. ત્યાર પછી વિપ્રદાસના ઘરમાં લગ્નની ચર્ચા માટે અનુકૂલ સમય ન આવ્યો, પુરોહિતે (સગાઇ ઠીક કરનાર) એક દિવસ મોટા ચાંદલાની આશા આપી. એનું પરિણામ ઉલ્ટું આવ્યું. કંપતા હાથે હુક્કો દિવાલને આશરે મુકીને પુરોહિતને વેળાસર ઘરનો રસ્તો માપવો પડ્યો.

# પ્રકરણ નવમું

## બંધુભાવ

સુબોધના પત્રો વિલાયતથી પહેલાં બરાબર આવતા. હવે વચ્ચે વચ્ચે ખુબ અંતર પડે છે. કુમુદ વ્યગ્ર બનીને ટપાલ માટે ખૂબ પ્રતીક્ષા કરે છે. નોકરે આજનો પત્ર લાવીને એના જ હાથમાં મુકયો. વિપ્રદાસ અરિસાની સામે ઉભા રહીને હજામત કરતા હતા, કુમુદ દોડી ગઇ, બોલી, "ભાઇ, નાનાભાઇનો પત્ર."

હજામત પુરી કરીને આરામ ખુરશીમાં બેસીને જરાક ડરતાં ડરતાં વિપ્રદાસે પત્ર ઉઘાડયો. વાંચી લીધા પછી બન્ને હથેલીની વચ્ચે મુકીને એ પત્રને એવી રીતે દબાવ્યો, જાણે એમને કોઇ તીવ્ર વ્યથા થઇ હોય.

કુમુદિનીનો જીવ બળી ગયો, પૂછ્યું. "નાના ભાઇની તબીયત તો ખરાબ નથી ને?"

"ના, એ તો સારી છે."

"પત્રમાં શું લખ્યું છે, અમને કહો વળી."

"એજ, ભણવા-ગણવાની વાતો."



'સાચું કહો ભાઈ, નાનાભાઇને શું થયું છે? તમને પગે પડું ભાઇ, મારાથી ન છુપાવશો'. પાન ૩૫

કેટલાક દિવસથી વિપ્રદાસ કુમુદને સુબોધનો પત્ર નથી વંચાવતા. કોઇ કોઇ ભાગ વાંચીને સંભાળાવી દે છે. આ વખતે તો એટલું પણ ન કર્યું. કુમુદને પત્ર માગી લેવાની હિંમત ન આવી, એનો જીવ તલપાપડ થવા માંડ્યો.

સુબોધ પહેલાં હિસાબથી ખર્ચ કરતો હતો. ઘરની તંગીની વાત ત્યાં સુધી મનમાં તાજી હતી, હવે જેમ જેમ એ છાંયની જેમ અસ્પષ્ટ થતી જાય છે, ખર્ચ પણ એટલો જ વધતો જાય છે. ઉચ્ચ રીતે રહ્યા વિના ત્યાંના શિષ્ટ સમાજમાં જઇ શકાતું નથી; અને એમાં પહોંચી ન શકાય તો પછી વિલાયત આવવું વ્યર્થ છે.

વિપ્રદાસને બેએકવાર લાચાર થઇને આવશ્યકતાથી વધારે રૂપિયા મોકલવા પડયા છે–અને તેય તારથી. આ વખતે પણ માગણી આવી છે દોઢસો પાઉન્ડની–જરૂરી કામ છે.

વિપ્રદાસે કપાળે હાથ મુકીને કહ્યું, "કયાંથી લાવું? લોહીનું પાણી કરીને કુમુદના લગ્ન માટે રૂપિયા એકઠા કરૂં છું. અંતે શુ એજ રૂપિયા ઉપર હુમલો કરવો પડશે? જો કુમુદનું ભવિષ્ય સ્વાહા કરીને એની કિંમત આપવાની હોય તો સુબોધના બેરીસ્ટર થવાથી શું વળવાનું છે?

તે દિવસે રાત્રે વિપ્રદાસ ઓટલા પર ફરતા હતા. એમને ખબર નહોતી કે કુમુદિનીને આંખોમાં નિદ્રા નથી. જ્યારે અસહ્ય થઇ પડ્યું ત્યારે કુમુદ દોડી આવી; વિપ્રદાસનો હાથ પકડીને કહેવા લાગી, "સાચું કહો ભાઇ, નાનાભાઇને શું થયું છે? તમારે પગે પડુ ભાઇ, મારાથી ન છુપાવશો.

વિપ્રદાસને લાગ્યું કે છુપાવવાથી કુમુદની આશંકા ઉલ્ટી વધી

જશે. જરા શાંત રહીને બોલ્યા, "સુબોધે રૂપિયા મગાવ્યા છે, અને એટલા રૂપિયા મોકલવાની મારી શક્તિ નથી.

કુમુદ વિપ્રદાસનો હાથ દબાવીને બોલી, "ભાઇ, એક વાત કહું, ગુસ્સે તો નહિ થાવને ?"

"ગુસ્સે થવા જેવી વાત હશે તો ગુસ્સે થયા વિના શી રીતે રહેવાશે, તું જ કહે ?

"ના ભાઇ, હસવાની વાત નથી, મારી વાત સાંભળો, "બાનાં ઘરેણાં તો મારે માટે જ છે ને, એમને લઇને–"

"ચુપ ચુપ. તારાં ઘરેણાંને અમે શી રીતે હાથ અડકાડીએ ?"

"પણ હું તો અડકાડી શકું છું."

"ના, તું પણ ન અડકાડી શકે. રહેવાદે એ બધી વાત, જા, તું સુઇ જા હવે.

કલકત્તા શહેરનું સવાર છે. કાગડાઓનું કાંઉ કાંઉ અને ગાડીઓના ખડખડાટમાં રાત વિતી ગઇ. દૂર કયારેક સ્ટીમરોની અને કયારેક તેલની મીલની સીસોટી વાગે છે. ઘરની સામેની સડક ઉપર એક માણસ ખભે નિસરણી મુકીને "તાવની ગોળીઓ" ની જાહેર ખબર ચોંટાડતો ચાલ્યો જાય છે; એક બળદગાડીના બન્ને બળદો હાંકનારના બન્ને હાથના પ્રબળ ફટકાઓથી ગાડી લઇને નાસે છે; નળ ઉપર પાણી ભરવાની હોડમાં એક માછીની છોકરી સામે એક બ્રાહ્મણની ધક્કા મુકીને બોલાચાલ ચાલી રહી છે. વિપ્રદાસ ઓટલા પર બેઠા છે; હુક્કાની નળી હાથમાં છે; ટેબલ ઉપર વાંચ્યા વિનાનું વર્તમાન પત્ર પડ્યું છે.

કુમુદે આવીને કહ્યું, "ભાઇ, ના ન લખશો."

"તું મારા નિર્ણયમાં ડહાપણ કરવા આવી છું? તારા રાજ્યમાં મારે રાતને દિવસ અને ના ને હા કહેવી પડશે એમને?"

"ના, સાંભળો તો ખરા–મારા ઘરેણાંથી તમારી ચિંતા દૂર કરો."

"એટલા માટેજ મે તારૂં નામ વાસુડી રાખ્યું છે. તારા ઘરેણાંથી મારી ચિંતા દૂર થશે એમ તેં શી રીતે માની લીધું?"

"એ હું નથી જાણુતી, પણ તમારી આ ફિકર મારાથી સહન નથી થતી."

"ફિકર કરીને જ ફિકર દૂર થઇ શકે છે બ્હેન, એમ ધોખાબાજીથી રોકવાનો પ્રયત્ન કરવાથી ઉલટું પરીણામ આવે છે. જરા ધીરજ રાખ, ગમે તે તજવીજ કરૂં છું."

વિપ્રદાસે પત્રના ઉત્તરમાં લખ્યું, રૂપિયા માટે તો કુમુદના પલ્લાના ઘરેણામાં હાથ નાખવો પડે એમ છે અને એ અસંભવિત છે.

સમયસર ઉત્તર આવી ગયો. સુબોધે લખ્યું છે કે, "કુમુદના પલ્લાના રૂપિયા એને નહિ જોઇએ. મીલ્કતમાંથી એનો અડધો ભાગ વેચીને એને રૂપિયા મોકલવાની વ્યવસ્થા કરવામાં આવે. સાથે જ મુખત્યારપત્ર પણ મોકલ્યું છે.

આ પત્રથી વિપ્રદાસનું હૃદય બાણની જેમ વિંધાયું. આટલો કડક નઠોર પત્ર સુબોધે લખ્યો શી રીતે? એજ વખતે વૃદ્ધ મુનીમને બોલાવી મગાવ્યા અને પૂછ્યું. "પેલો ભૂષણ રાય કરીમહ્લી તાલુકો ખરીદી રાખવાનું કહેતો હતો ને? તે એ શું આપવાનું કહે છે?"

મુનીમે કહ્યું, "વીસહજાર સુધી આપવાનું કહે છે."

"એ ભૂષણ રાયને બોલાવવા મોકલો. હું વાતચિત કરવા ઇચ્છું છું."

વિપ્રદાસ પોતાના કુળમાં મોટા દિકરા છે. એમના જન્મ વખતે એમના પિતા આ તાલુકો એમને સ્વતંત્ર રીતે આપી ગયા છે. ભૂષણરાય મોટા શેઠ છે, વીસ પચીસ લાખની ઉથલપાથલ કરે છે, કરીમહટ્ટી એમની જન્મભૂમિ છે, એટલે ઘણા દિવસથી એ પોતાનું ગામ પટે લેવાની કોશિષ કરે છે. આર્થિક સંકટને કારણે વચ્ચે વચ્ચે વિપ્રદાસ આપવા તૈયાર થઇ જતા, પણ રૈયત રડી પડતી, કહેતી, એને અમે કોઇ રીતે જમીનદાર માનવાના જ નથી." એટલા જ માટે વારંવાર એ વિચાર અને દરખાસ્ત ઉડી જતાં. આ વખતે વિપ્રદાસે મનને ખૂબ કઠોર બનાવી લીધું. એમને નિશ્ચિત રૂપે ખબર હતી કે સુબોધની રૂપિયાની માગણીનો આ કંઇ અંત નથી. મનમાં ને મનમાં બોલ્યા, "મારા તાલુકાની આ સલામીના રૂપિયા સુબોધને માટે છે, પછી આગળની વાત જોઇ લેવાશે.

મુનીમની વિપ્રદાસને મોઢે જવાબ દેવાની હિંમત ન ચાલી. પાછળથી ચુપકીથી જઇને કુમુદને કહ્યું, "બહેન, મોટાભાઇ તમારી વાત માને છે. એમને અટકાવો, આ તો અન્યાય થઇ રહ્યો છે."

વિપ્રદાસને ઘરના બધા માણસો ચહાતાં હતાં. બીજાને ખાતર મોટાભાઇ પોતાની મીલકત વીખેરી નાંખે એ સૌને ખટકે છે.

સમય થયો છે. વિપ્રદાસ એ તાલુકાના દસ્તાવેજ જોઇ રહ્યા છે. હજી સુધી સ્નાન અને ભોજન નથી થયાં. કુમુદ વારંવાર એમને બોલાવવા મોકલે છે, પડેલું મુખ લઇને એ અંદર ગયા. જાણે વિજળી પડવાથી બળી ગયેલા પાંદડાવાળું ઝાડ ન હોય. કુમુદની છાતીમાં જાણે તીર ભોંકાયું.

સ્નાન–ભોજન પરવાર્યા પછી હુક્કાની નળી હાથમાં લઇને ખાટલા ઉપર તકીઆને આધારે જ્યારે એ જરા આરામથી બેઠા ત્યારે એમના ઓશીકા પાસે બેસીને ધીરે ધીરે એમના વાળમાં આંગળીઓ રમાડતાં કુમુદે કહ્યું, "ભાઇ, તમારાથી તમારો તાલુકો પટે નહિ આપી શકાય."

"તારે માથે નવાબ સિરાજઉદ્દોલાનું ભૂત તો નથી સવાર થયું ને ? બધી વાતોમાં જુલમ ?"

"ના ભાઇ, એમ તમે વાત દબાવશો નહિ."

વિપ્રદાસથી હવે ન રહેવાયું, જરા ટટ્ટાર થઇ ને બેઠા. કુમુદને ઓશીકા પાસેથી હઠાવીને સામે બેસાડી. રૂંધાયલા ગળાને સાફ કરવા જરા ખાંસી ખાઇને બોલ્યા, "સુબોધે શું લખ્યું છે, જાણે છે ? આ જો !"

આટલું કહી ને પહેરણના ગજવામાંથી સુબોધનો પત્ર કાઢીને એના હાથમાં મુકી દીધો. કુમુદે આખો પત્ર વાંચી ને બન્ને હાથો વડે મોઢું ઢાંકીને કહ્યું, "ભાઇ રે, નાના ભાઇથી આવો પત્ર લખાયો શી રીતે ?"

વિપ્રદાસ બોલ્યા, "જ્યારે એ આજે પોતાની મીલ્કતમાં અને મારી મીલ્કતમાં ભેદ જુએ છે, ત્યારે હું મારી મીલ્કત શી રીતે જુદી રાખી શકું ? આજે એના પિતા નથી, આફત અને દુઃખને સમયે હું નહિ આપું તો બીજું કોણ આપશે ?"

આ સાંભળીને કુમુદ કંઇ ન બોલી શકી, નીરવતામાં એની આંખોમાંથી આંસુ પડવા માંડ્યાં. વિપ્રદાસે તકીઆને આધારે આડા પડીને આંખો મીચી દીધી.

ઘણીવાર સુધી ભાઇના પગ ઉપર હાથ ફેરવીને કુમુદ બોલી, "ભાઇ, બાતું ધન તો હજી સુધી બાતું જ છે, એમનાં ઘરેણાં હોવા છતાં તમે કેમ–"

વિપ્રદાસ ચોંકી ઉઠયા, બોલ્યા, "કુમૂ, એટલું પણ તું ન સમજી શકી, તારા ઘરેણાં વેચીને સુબોધ જો વિલાયતમાં નાટક સીનેમા જોતો ફરે તો હું એને કદીય ક્ષમા કરી શકું ? અને એ પણ ફરીથી મોઢું દેખાડવા લાયક રહેશે ? એને તું આટલી ભારે સજા શા માટે આપવા માગે છે ?"

આ સાંભળીને કુમુદ ચુપ થઇ ગઇ, અને શોધવા છતાં કોઇ પણ ઉપાય ન મળ્યો. એટલે અનેકવાર પહેલાં વિચાર કરતી એવી જ રીતે વિચાર કરવા લાગી, "શું કોઇ અસંભવિત વાત ન બની શકે ? આકાશનો કોઇ ગ્રહ, કોઇ નક્ષત્ર ક્ષણભરમાં બધી વિપત્તિ દૂર ન કરી શકે ? એના શુભ ચિન્હો દેખાવા માંડયા છે. વારંવાર એની ડાબી આંખ ફરકી રહી છે. આ પહેલાં ઘણી વખત ડાબી આંખ ફરકી છે અને એના ઉપર જરાય વિચાર કરવાની જરૂર ઉભી થઇ નથી. આ વખતનું શુભ ચિન્હ તરત એને સમજાઇ ગયું. જાણે એની વાત એને માનવી જ પડશે. કદાચ શુભ ચિન્હનું સત્ય-ભંગ ન થઇ જાય.

## પ્રકરણ દસમું

### બહેનનું સૌભાગ્ય

વાદળઘેર્યો દિવસ છે. વિપ્રદાસની તબીયત સારી નથી. શાલ ઓઢીને આડા પડીને વર્તમાનપત્ર વાંચી રહ્યા છે. કુમુદની દુલારી બિલાડી શાલની પાસે એક તરફ પોતાનો કબજો કરીને ટુંટીયું વાળીને સુતી છે. વિપ્રદાસનો 'ટેરીયર' કુતરો લાચારીથી એની સ્પર્ધા સહન કરીને માલીકના પગ પાસે સુતો સુતો સ્વપ્નમાં કોઇકવાર ગોંગોં કરીને ઘુરકી ઉઠે છે.

એટલામાં એક પુરોહિત આવી પહોંચ્યા.

"નમસ્કાર!"

"કોણ છો તમે?"

"જી, મોટા સાહેબ મને સારી રીતે ઓળખતા, (તદ્દન જુઠ્ઠી વાત) તમે તો ત્યારે નાના હતા. મારૂં નામ છે નીલમણિ ઘટક,* સ્વર્ગસ્થ ગંગામણિ ઘટકનો હું પુત્ર થાઉં."

શું કામ છે?"

---

* ઘટક એટલે વિવાહ સંબંધ જોડાવી આપનાર ગોર જેવી બંગાળની એક જાત છે.

"સારૂં પાત્ર (વર) મળે એમ છે. આપના જ ઘરને લાયક છે."

વિપ્રદાસ જરા સંભાળીને બેઠા થયા. ઘટકે રાજા બહાદુર મધુ-સુદન ઘોષાલનું નામ લીધું.

વિપ્રદાસે વિસ્મીત થઇને પૂછ્યું, "એમને પુત્ર છે?"

ઘટકે દાંત વચ્ચે જીભ દબાવીને કહ્યું, "ના, હજી તો એમણે પોતે જ લગ્ન નથી કર્યું. ઐશ્વર્યનો પાર નથી. પોતે કામ કાજ જેવું છોડી દીધું છે, હવે કુટુંબ અને ઘર ભણી ધ્યાન દેવા માંડ્યું છે."

વિપ્રદાસે ઘણી વાર સુધી હુક્કામાંથી ધુમાડો કાઢ્યા કર્યો. ત્યાર પછી એકાએક જરા જોરથી બોલી ઉઠયા, "ઉમ્મરમાં મેળ ખાય એવી છોકરી અમારા કુટુંબમાં નથી."

ઘટક મહારાજ એમ સ્હેજમાં છોડી દે એવા નહોતો. વરના ઐશ્વર્યનો મહિમા કેટલો મહાન છે, અને ગવર્નરના દરબારમાં જવા આવવાનો એમનો માર્ગ કેટલો પ્રશસ્ત છે એ સર્વની વિનયપૂર્વક એણે વ્યાખ્યાઓ દેવા માંડી.

વિપ્રદાસ પાછા થંભીને બેસી રહ્યા અને અનાવશ્યક ગુસ્સાથી બોલી ઉઠયા, "ઉમ્મરનો મેળ નહિ ખાય."

ઘટકે કહ્યુ, "વિચાર કરી જોજો, બે ચાર દિવસ પછી ફરીથી આવીશ."

વિપ્રદાસ લાંબો શ્વાસ લઇને પાછા સુઇ ગયા.

ભાઇ ને કાજે ગરમ ચહા લઇને કુમુદ ઓરડામાં આવતી હતી. બારણા આગળ એક ભીની તુરેલી હતી, જેના ઉપર એક ગંદો ટુવાલ

લપેટેલો હતો, અને કાદવથી ખરડાયલા જોડા જોઇને થંભી જ ગઇ. એમની વાતો એણે કેટલીક સાંભળી લીધી. ઘટક એ વખતે બોલતો હતો, "રાજા બહાદુર આજ વર્ષમાં મહારાજા થઇ જશે. આ ખાસ ગવર્નર સાહેબને મોઢે સાંભળેલી વાત છે. એટલે જ, આટલા દિવસો બાદ એમને ચિંતા થઇ છે કે હવે મહારાણીનું સ્થાન ખાલી રહી શકે એમ નથી. આપના ગોર કિનૂ ભટ્ટાચાર્ય દૂરના સગપણમાં મારા સાળા થાય છે, એમની પાસે જઇને કન્યાની જન્મોત્રી જોઇ-લક્ષણ બધા મળે છે, આને માટે આખા શહેરની કન્યાઓની જન્મોત્રીઓ જોઇ નાંખી છે. પણ આવી જન્મોત્રી બીજી જોઇ નથી. જુઓ, હું તો આપને કહું છું, આ સબંધ થશે એવું પ્રજાપતિનું વિધાન છે."

બરાબર આજ સમયે કુમુદિનીની ડાબી આંખ ફરકી ઉઠી. શુભ લક્ષણનું કેવું અપૂર્વ રહસ્ય છે? કિનૂ ભટ્ટાચાર્યે કેટલી ય વખત એનો હાથ જોઇને કહ્યું છે કે- એ રાજરાણી થશે. હસ્તરેખાઓનું એ પરિણત ફળ આજે પોતાની મેળે એની સામે આવ્યું છે. ગોર મહારાજ કેટલાક દિવસથી વાર્ષિક સાલીયાણું લેવા કલકત્તે આવ્યા હતા. એ કહી ગયા છે કે આષાઢ માસથી વૃષરાશિનું રાજસન્માન છે, સ્ત્રી-જનિત અર્થલાભ છે, શત્રુનાશ થશે; ખરાબીમાં પત્નીપીડા, એટલે સુધી કે પત્ની વિયોગ પણ થઇ શકે છે, વિપ્રદાસની વૃષરાશિ છે. વચ્ચે વચ્ચે શારીરિક પીડા છે. એનું પણ પ્રમાણ બરાબર મળી ગયું. કાલ રાતથી શરદીના લક્ષણ દેખાવા માંડયા છે. આષાઢ માસ પણ આવી પહોંચ્યો; પત્નિની પીડા અને એના મૃત્યુની વાત પર વિચાર કરવાની હમણાં જરૂર નથી, એટલે હમણાં સમય શુભ છે.

કુમુદે ભાઇની પાસે બેસીને કહ્યું "ભાઇ, માથુ દુઃખે છે?"

ભાઇએ કહ્યું, "ના."

"ચહા, ઠંડી તો નથી ને ? તમારા ઓરડામાં કોઇ બીજું માણસ હતું એટલે હું ન આવી."

વિપ્રદાસે કુમુદના મુખ ભણી જોઇને એક ધેરો શ્વાસ લીધો. ભાગ્યની નિષ્ઠુરતા સર્વથી વધારે અસહ્ય ત્યારે થઇ જાય છે, જ્યારે એ સોનાનો રથ લઇને આવે છે, જેના પૈડાં નકામા હોય છે. ભાઇના ચહેરા પર આ દુ:ખની વેદનાને જોઇને કુમુદિની ખૂબ વ્યથિત થઇ. દૈવના દાન પર ભાઇ શા માટે શંકા કરે છે? એ વાત કુમુદિનીની સમજણમાં ન આવી કે લગ્નકાર્યમાં પોતાની પસંદગી જેવી કોઇ વસ્તુ હોય છે. બચપણથી એણે એક એક કરીને પોતાની ચારે બહેનોનાં લગ્ન જોયાં છે. કુલીનોને ઘેર લગ્ન-કુળ સિવાય બીજી વિશેષ કંઇ પસંદગી હોય એવું નથી. બાળબચ્ચા સાથે એ બિચારીઓ ઘર ચલાવે છે-દિવસો વિતે છે. તકલીફ હોવા છતાં પણ વિદ્રોહ નથી કરી શકતી, મનમાં વિચાર પણ નથી કરી શકતી કે આના વિના બીજું કંઇ થઇ શકે. માતા શું છોકરાઓમાંથી છોકરો ફેંકી દે છે? દિકરો માનવો જ પડે છે. કુપુત્ર પણ થાય છે અને સુપુત્ર પણ. પતિ પણ એવાજ સમજો. વિધાતાએ કંઇ દુકાન તો ખોલી નથી, ભાગ્યપર કોનો અધિકાર ચાલે છે?

આટલા દિવસો બાદ કુમુદના દુર્ભાગ્યનું વિશાળ મેદાન પાર કરીને રાજપુત્ર આવ્યો-પણ છદ્મવેશમાં રથના પૈડાનો અવાજ કુમુદ પોતાના હૃદયના સ્પંદનમાં સાંભળી રહી છે. બાહરના છદ્મવેશની એ તપાસ કરવા નથી ચાહતી.

ઝડપથી પોતાના ઓરડામાં જઇને એણે પંચાગ ઉઘાડી ને જોયું —આજ મનોરથ-દ્વિતીયા છે. ઘરના કામ કરનારાઓમાં જેટલા

માણસો બ્રાહ્મણ હતા, તેમને સાંજે બોલાવીને ફળાહાર કરાવ્યો અને દક્ષિણા પણ આપી. સૌએ આશીર્વાદ આપ્યો-"રાજરાણી બનીને રહો, ધન અને પુત્રથી સુખી થાવ."

બીજી વાર વિપ્રદાસના ઓરડામાં ઘટક મહારાજ પધાર્યા. ચપટી વગાડીને 'શિવ શિવ' કહેતાં કહેતાં વૃદ્ધે ઉંચે સ્વરે બગાસું ખાધું. આ વખતે ના કહીને વાતને ત્યાં જ પુરી કરી દેવાની વિપ્રદાસની હિંમત ન ચાલી. વિચાર્યું, આટલી મોટી જવાબદારી શી રીતે લઉં? કેવી રીતે નિશ્ચય કરૂં કે કુમુદને માટે આ સંબંધ નઠારો છે? "પરમ દિવસે નક્કી ઉત્તર આપીશ" કહીને ઘટકને વિદાય કર્યો.

# પ્રકરણ અગિયારમું

## પ્રારબ્ધની લીલા

સંધ્યાનો અંધકાર મેઘની છાયા અને વરસાદના પાણીથી ઘન બની રહ્યો છે. કુમુદિનીનું રાચરચીલું કંઇ વધારે નથી. એક તરફ નાનો શો ખાટલો પડ્યો છે, વળગણી ઉપર બે સાડીઓ અને ચંપાઇ રંગનો ટુવાલ પડ્યાં છે. ખુણામાં લાકડાની એક પેટી પડી છે, તેમાં એનાં પહેરવાના કપડાં છે. ખાટલા નીચે લીલા રંગના ટીનના ડબ્બામાં પાનનો મસાલો છે. ભીંતમાં જ જડેલા લાકડાના કબાટમાં કેટલાક પુસ્તકો, ખડીઓ, કલમ, પત્રો લખવાના કાગળ અને પોતાની માતાના હાથના ઉનનાં વણેલા 'સ્લીપર' મુકેલાં છે, ઓશીકા ભણી ભીંત ઉપર રાધાકૃષ્ણની એક સુંદર છબી લટકાવેલી છે, અને દિવાલના ખુણામાં એક 'ઇસરાજ' પડ્યો છે.

કુમુદે હજી ઓરડામાં દીવો કર્યો નથી. લાકડાની પેટી પર બેસીને એ બારીની બહાર જોઇ રહી છે. સામે ઇંટના કલેવરવાળું કલકત્તા છે. પુરાતન જમાનાનું કઠિન કવચ પહેરેલા કોઇ ભીમકાય જંતુ જેવું લાગે છે. વર્ષાની ધારામાં એ ધુંધળું દેખાય છે. વચ્ચે વચ્ચે એના શરીર પર તેજશિખાનાં બિંદુઓ છે. કુમુદનું મન એ વખતે પોતાના ભાગ્યમાં લખેલા ભાવીલોકમાં મગ્ન છે, ત્યાંના મકાન, મહેલ,

માણસો વગેરે બધું એના પોતાના આદર્શ મુજબ બનેલું છે, એ સર્વ વસ્તુઓની મધ્યમાં એણે સતી લક્ષ્મીના રૂપમાં પોતાની પ્રતિષ્ઠા કરી છે, કેટલી ભક્તિ છે, કેટલી પૂજા છે, કેટલી સેવા છે! એની પોતાની માતાના પુણ્ય ચરિત્રમાં એક ઘેરી ત્રુટિ રહી ગઇ છે. એમણે પતિના એક અપરાધને માટે થોડો સમય ધૈર્ય છોડી દીધું હતું. કુમુદ એવી ભૂલ કદિ નહિ કરે.

વિપ્રદાસનો પગરવ સાંભળીને કુમુદ ચોંકી ઉઠી. ભાઇને જોઇને બોલી, "દીવો કરૂં ભાઇ?"

"ના કુમૂ, જરૂર નથી" કહીને વિપ્રદાસ એજ પેટી ઉપર કુમુદની પાસે જોઇને બેઠા. કુમુદ ઝડપથી ઉઠીને નીચે જમીન પર બેસી ગઇ અને ભાઇના પગ પર હાથ ફેરવવા લાગી.

વિપ્રદાસે કોમળ સ્વરે કહ્યું, "દીવાનખાનામાં માણસો આવ્યા હતા એટલે મેં તને ત્યાં ન બોલાવી. હજી સુધી તું એકલી જ બેઠી હતી?"

કુમુદે શરમાઇને કહ્યું, "નાના, ક્ષેમા ફોઇ ઘણી વાર સુધી બેઠાં હતાં." વાત ફેરવવા બોલી, "દીવાનખાનામાં કોણ આવ્યું હતું, ભાઇ?"

"એ જ તો હું તને કહેવા આવ્યો છું. આ વર્ષે જેઠ મહિનામાં અઢાર પુરા કરીને તને ઓગણીસમું બેઠું, નહિ?"

"હા ભાઇ, એમાં કંઇ દોષ તો નથી થયો ને?"

"દોષની વાત નથી. આજે નીલમણિ ઘટક આવ્યો હતો. બહેન કેવી છે તું તો, શરમાઇશ નહિ. બાપુજી જ્યારે જીવતા હતા ત્યારે

તારી ઉંમર દસ વર્ષની હતી–ત્યારે તારું લગ્ન નક્કી થઇ ગયું હતું. જો એ વખતે લગ્ન થઇ ગયા હોત તો મારી સંમતિની કોઇ પરવા ન કરત પણ હવે મારાથી એવું ન થઇ શકે. રાજા મધુસૂદન ઘોષાલનું નામ તેં સાંભળ્યું હશે. કુળની દૃષ્ટિએ પણ એ ખાનદાન છે, પણ તારી અને એમની ઉંમરમાં જરા ફેર છે. હું રાજી ખુશીથી હા કહી શકતો નથી. હવે, તારે મોઢેથી એક શબ્દ સાંભળવા માગું છું, પછી સાફ સાફ કહી દઇશ. શરમાઇશ નહિ, કુમુદ !"

"નહિ, નહિ શરમાઉં" કહીને કુમુદ થોડીવાર ચુપ રહી. પછી બોલી, "જેની વાત તમે કરો છો, તેમની સાથે મારો સંબંધ તો થઇ ચુકયો છે." આ પેલા ઘટકની વાતનો પડઘો હતો. કોણ જાણે કયારે આ વાત એના મનની ઉંડાઇમાં જડાઇ ગઇ છે.

વિપ્રદાસ મોટા આશ્ચર્યમાં ડુબી ગયા, બોલ્યા, "શી રીતે કુમૂ, સંબંધ શી રીતે થઇ ગયો ?"

કુમુદ ચુપચુપ બેસી રહી,

વિપ્રદાસે એના માથા પર હાથ ફેરવીને કહ્યું, "તું બાલિશ ન થા કુમૂ !"

કુમુદિની બોલી, "તમે નહિ માનો ભાઇ, હું જરાય બાલિશતા કરતી નથી."

ભાઇ ઉપર એનો અસીમ પ્રેમ છે. પણ ભાઇ દૈવમાં નથી માનતા. કુમુદિની માને છે કે અહીં જ ભાઇની દૃષ્ટિ નિર્બળ છે.

વિપ્રદાસે કહ્યું, "પણ તેં તો એમને જોયા નથી ?"

"નથી જોયા, પણ મેં જાણ્યું તો ખરું ને."

વિપ્રદાસ સારી રીતે જાણે છે કે આજ સ્થળે ભાઇબ્હેનમાં મોટો ભેદ છે, કુમુદના ચિત્તના આ અંધકારમય મહેલમાં,–એના ઉપર-ભાઇનો જરાય અધિકાર નથી. તો પણ વિપ્રદાસે ફરી એક વાર કહ્યું, "જો કુમુદ, જીંદગીભરની વાતને તરત કોઇ કલ્પના કરીને પ્રતિજ્ઞાના રૂપમાં નિશ્ચિત ન કરી દઇશ !"

કુમુદે વ્યાકુળ થઇને કહ્યું, "કલ્પના નથી ભાઇ, કલ્પના નથી. હું તમારા પગના સોગંદ ખાઉં છું, હું બીજા સાથે લગ્ન નહિ કરી શકું."

વિપ્રદાસ ચોંકી ઉઠયા. જ્યાં કાર્ય કારણનો યોગાયોગ નથી, ત્યાં શું જોઇને તર્ક કરે ? અમાવાસ્યાની સાથે કુસ્તી નથી ચાલી શકતી. વિપ્રદાસે સમઝી લીધું–કોઇ દૈવ–સંકેતે કુમુદના મનમાં જડ ઘાલી દીધી છે. વાત સાચી છે. આજે જ સવારે દેવને નામે મનમાં ને મનમાં એણે કહ્યું હતું, "આ ફુલોમાંથી એક એક જોડી જુદી મુકયા પછી છેવટે જે ફુલ રહેશે, તેનો રંગ જો દેવના જેવો નીલો હશે, તો માનીશ કે આ ભગવાનની જ ઇચ્છા છે." સર્વથી છેવટનું ફુલ નિકળ્યું નીલ અપરાજિતા–કોયલ.

પાસે જ મલ્લિકના ઘરમાં સંધ્યાની આરતીની ઘંટા વાગી. કુમુદે હાથ જોડીને પ્રણામ કર્યા. વિપ્રદાસ ઘણી વાર સુધી બેસી રહ્યા. ક્ષણે ક્ષણે વિજળી ચમકતી હતી અને મુશળધાર વરસાદ વરસતો હતો.

## પ્રકરણ બારમું

### જુની બાકી

વિપ્રદાસે ઘણીવાર કુમુદિનીને સમઝાવવાની કોશિશ કરી. કુમુદે કંઇ જવાબ ન આપતાં નીચું જોઇને પાલવનો છેડો આમળ્યા કર્યો. લગ્ન પાકું થઇ ગયું. માત્ર એક વસ્તુ માટે બન્ને પક્ષો તરફથી કંઇક વાતચિત ચાલી રહી છે–લગ્ન ક્યાં થાય? વિપ્રદાસની ઇચ્છા છે કલકત્તાની અને મધુસુદનની જીદ હતી નૂરનગરની. આખરે વરપક્ષની વાત રહી.

લગનની તૈયારી માટે થોડા દિવસ પહેલાંથી જ નૂરનગર આવવું પડ્યું. વૈશાખ–જેઠના ધખતા તાપ પછી અષાઢની વર્ષા થતાં જેમ જોત જોતામાં જમીન લીલીછમ થઇ જાય છે તેમ કુમુદિનીના અંતરમાં અને બહાર એક નૂતન જીવનનો રંગ ચઢી ગયો. પોતાના મનમાન્યા માણસના મિલનના આનંદે એને પુલકિત કરી મુકી છે. શરદઋતુનો સોનેરી પ્રકાશ એની સાથે આંખો વડે વાત કરે છે–કોઇ એક અનંતકાળની મનની વાત કહે છે, સુવાના ઓરડાના સામેના ઓટલા ઉપર કુમુદિની ચવેણું વેરી રાખે છે, ચકલીઓ આવીને ચણે છે; રોટલીના ટુકડાં નાંખે છે, ખીસકોલીઓ ચારેતરફ જોઇને અચળ દ્રષ્ટિથી આવી ને લઇ જાય છે, કોઇ વળી પુંછડીને આધારે બેસી બે પગ વચ્ચે કકડો દબાવીને કતર કતર ખાઇ જાય છે. કુમુદિની ઓટે

બેસીને આ બધું ખૂબ આનંદથી જોયા કરે છે. વિશ્વને માટે એનું હૃદય આજે દાક્ષિણ્યથી ભર્યું પડ્યું છે. સાંઝે ન્હાતી વખતે પાછળના તળાવમાં એ ગળાબુડ પાણીમાં ચુપ ચુપ બેસી રહે છે, તળાવનું પાણી જાણે એના બધાં અંગો સાથે વાતો કરે છે. સંધ્યાના સૂર્યની તીરછી રોશની તળાવના પાછલા લીંબુના ઝાડની ડાળીઓ પરથી ઘન કાળા રંગના પાણી ઉપર, કસોટી પર સોનાની લકીરોની જેમ ઝળકી રહે છે. કુમુદ એને વિચારપૂર્વક જોઇ રહે છે, એ તેજ અને છાયામાં એના સમસ્ત શરીરમાં એક અકથ્ય આનંદની કમકમાટી આવી જાય છે. બપોરે મેડાપરના ઓરડામાં એકલી જઇને બેસે છે અને પાસેના જાંબુડાના ઝાડ પર બોલતા પક્ષીઓના અવાજ સાંભળ્યા કરે છે. એના યૌવન મંદિરમાં આજે જે દેવની પ્રતિષ્ઠા થઇ રહી છે, એના ભાવમય રસભર્યા રૂપમાં પણ રાધાના યુગલ રૂપનું માધુર્ય ભળી ગયું છે. મેડાપર બેસીને 'ઇસરાજ' હાથમાં લઇને એ ધીરે ધીરે પોતાના ભાઇનું બનાવેલું ભૂપાલીનું ગીત ગાય છે:–

"આજુ મોર ઘરવામેં આઇલ પિયરવા,
રોમ રોમ હરખીલા—— "

રાત્રે પથારીમાં બેસીને પ્રણામ કરે છે; સવારે ઉઠ્યા પછી પાછી તરત પ્રણામ કરે છે. કોને કરે છે, એ સ્પષ્ટ નથી,– એ તો એક નિરવલંબ ભક્તિનો સ્વતઃ નિકળેલો ઉચ્છ્વાસ છે!

પરંતુ મનમાની પ્રતિમાના મંદિરનું દ્વાર હમેશ તો બંધ રહી શકતું નથી, શ્વાસની ગરમી અને વેગે જ્યારે એ મૂર્તિની મનોહર સુંદરતાને ધક્કો માર્યો, ત્યારે એ દેવનું રૂપ શી રીતે ટકી શકે? ભક્તને માટે એ મોટા દુઃખની ઘડી હતી.

એક દિવસ તેલિનીપાડાની ડોસી કુમુદિનીની સામે જ બોલી ઉઠી, "અમારી કુમુદનું નસીબ તો જુઓ, કેવો રાજા જેવો વર મળ્યો છે! જાણે નિર્જન વનનો રાજા, અને રજબપુરના એ આનંદી ગુમાસ્તાને હું કંઇ નથી ઓળખતી, આ મધુડો એનો જ છોકરો કે બીજો! દેશમાં જે વખતે દુકાળ પડયો હતો ત્યારે ચોખા મગાવીને વેચતો હતો, એજ કમાઇ આજ સુધી ચાલે છે; તો પણ બીચારી ડોસીને છેવટ સુધી હાથે રાંધીને ખાવું પડ્યું.

બીજી છોકરીઓ આ ડોસીને ઘેરી વળતી અને પુછતી, "તું આ વરને ઓળખે છે?"

"કેમ નહિ એની મા તો અમારા ફળિયાની છોકરી હતી, પુરોહિત ચક્રવર્તિઓને ત્યાં એનું પિયેર હતું. સાચું કહેવામાં શરમ શાની, સારા બ્રહ્મણોને ઘેર તો એ લોકોનો સંબંધ જ ન થઇ શકે, પણ લક્ષ્મી જાતિ-કુલ ઓછું કંઇ જુએ છે!"

એ પહેલાંજ કહેવાયું છે કે કુમુદિનીનું મન નવા યુગના રૂપથી ઘડાયું નહોતું. જાતિ-કૂળની પ્રતિષ્ઠા એની દૃષ્ટિમાં બહુ મોટી અને વાસ્તવિક વસ્તુ હતી, એટલે મન જેટલું સંકુચિત થતું તેટલો જ એને નિંદા કરનારાઓ ઉપર ગુસ્સો આવતો. ઘરમાં એકદમ આંસુ લાવી ને એ બહાર ચાલી જતી. આ જોઇને છોકરીઓ મોઢું મચકોડીને પરસ્પર આંખો નચાવીને કહેતી-"ઓહો! હમણાંથી આટલી પીડા? આ તો દક્ષયજ્ઞની સતીને પણ મ્હાત કરે એવી છે!"

વિપ્રદાસના મનની ગતિ નવા જમાનાની છે, તો પણ જાતિ-કુળની હીનતાના ખ્યાલે એમના ઉપર દાગ જમાવ્યો છે. એટલે જ અરૂચિને દાબવાને માટે ઘણી કોશિશ કરી, પણ ફાટેલા તણીઆને

દબાવ્યાથી એનું રૂ વધારે બહાર નીકળે છે; અહીં પણ એવી જ દશા થઇ.

આ તરફ જુના આસામી દામોદર વિશ્વાસ દ્વારા ખબર પડી કે પહેલાં નૂરનગરની પાસે સિયાકુલી ગામમાં ઘોષાલોની જમીનદારી હતી. હવે એ ચેટરજીઓના હાથમાં છે. પ્રતિમા-વિસર્જન વાળા મુકદ્દમામાં જ ઘોષાલ વંશનું વિસર્જન થયું હતું. કેવી કુશળતાથી મોટા માલીકે એને દેશ અને સમાજની બહાર ધકેલી દીધા હતા, એની કથા સંભળાવતા સંભળાવતા દામોદરનું મુખ ભક્તિથી ઉજ્જવળ બની ગયું. ઘોષાલવંશ એક સમયે ધનમાં કૂળમાં, પ્રતિષ્ઠામાં ચેટરજીઓની બરાબરીનો હતો–એ સંતોષની વાત છે; પરંતુ વિપ્રદાસના મનમાં ભય જન્મ્યો કે આ લગ્ન પણ એ પ્રાચીન ખાતાની કોઇ જુની બાકી તો નહિ હોય !

## પ્રકરણ તેરમું

### નિવેદિતા

કારતક મહિનામાં લગ્ન છે. આસો વદી પાંચમે લક્ષ્મી પૂજા થઇ ગઇ. સાતમને દિવસે અકસ્માત તંબુઓ અને બીજો સામાન લઇને ઘોષાલ કંપનીના ઇજીનીયરીંગ વિભાગના અમલદારો આવી પહોંચ્યા. સાથે મજુરોનું એક મોટું જુથ હતું. પણ આ બધું શાને કાજે? સિયાકુલીમાં ઘોષાલ તળાવને કિનારે તંબુ તાણીને વર અને જાનૈયા થોડા દિવસ વહેલા આવીને ઉતરશે.

આ કેવી અનોખી વાત! વિપ્રદાસે કહ્યું, "એ લોકોને જેટલા આવવું હોય તેટલા આવે, જેટલા દિવસ રહેવું હોય તેટલા દિવસ રહે; અમે જ બધો બંદોબસ્ત કરી દઇશું. તંબુઓની શી જરૂરત છે? અમારૂં બીજું મકાન છે તે ખાલી કરાવી આપીએ છીએ."

ઓવરસીયરે કહ્યું, "રાજાબહાદુરનો હુકમ છે. તળાવની ચારે બાજુનું જંગલ સાફ કરવાનું કહી દીધું છે, આપ જમીનદાર છો એથી આપની આજ્ઞા જોઇએ.

વિપ્રદાસના ચહેરા પર સુરખી આવી ગઇ, બોલ્યા, "આ કામ શું ઉચિત રીતે થઇ રહ્યું છે? જંગલ તો અમે પણ સાફ કરાવી શકત!"

ઓવરસીયરે વિનયથી કહ્યું : "રાજાબહાદુરના પૂર્વજો અહીં રહેતા હતા; એટલે દિલ થયું કે પોતે જ એને સાફ કરાવી લેશે."

વાત તદ્દન અસંગત નહોતી; પરંતુ સ્વજનોના મનમાં ખટકો ભરાઇ ગયો. રૈયતના મનમાં એમ થયું કે આ તો અમારા માલિક ઉપર ધાક જમાવવાની કોશીશ છે! અકસ્માત ધન આવ્યું છે, ને એ દબાવ્યું દબાતું નથી, એટલે એને ઢોલ ત્રાંસા વગાડીને જાહેર કરવાની આ બધી લીલા છે. એ જમાનો હોત, તો વરરાજા સહીત એની પાલખીને વૈતરણી પાર કરવામાં વાર ન લાગત. નાના બાબુજી હોત તો તે પણ આ સહન ન કરી શકત. આ તંબુ અને એ બાબુજી ક્યાંના ક્યાંય ચાલ્યા જાત.

રૈયતે આવીને વિપ્રદાસને કહ્યું, "હજુર! એમને મુકાબલે આપણે પાછા હઠી શકીએ એમ નથી. જે ખર્ચ થશે તે અમે લોકો મળીને કરીશું."

દ આનીના ભાગીદાર નવગોપાલે આવીને કહ્યું, "કુળની બે ઇજ્જતી સહન થઇ શકે એમ નથી. એક દિવસ એવો હતો જ્યારે આપણા પૂર્વજોએ આ ઘોષાલોની અક્કલ ઠેકાણે આણી હતી, આજે એજ આપણા ઉપર ચઢાઇ કરવા આવ્યા છે, રૂપિયાનું જોર દેખાડવા! એમાં ડરવાની વાત નથી ભાઇ સાહેબ! જે ખર્ચ થશે તે, અમે તો ભરીએને. મીલ્કતના ભાગ વહેંચાયા છે કંઇ કુળની પ્રતિષ્ઠાના ભાગ વહેંચાયા નથી."

એટલું કહીને નવગોપાલ પોતે જ પોતાની મેળે કાર્યકર્તા બની બેઠા.

વિપ્રદાસ કેટલાક દિવસથી કુમુદ પાસે જઇ શક્યા નથી. એના મુખ ભણી એ શી રીતે જોઇ શકશે? કુમુદની સમક્ષ વરપક્ષની સરસાઇની

વાત કોઇ નરમાશથી કહે, એટલી સહાનુભૂતિ અથવા સજ્જનતા સમાજમાં ક્યાંથી ! કુમુદની આગળ તો લોકો વધારાનું મીઠું મરચું મેળવીને વાતો કરે છે. છોકરીઓનો તો જાણે એના ઉપર કોપ ઉતર્યો છે. એટલા માટે તો પૂર્વજોની વાતો નીકળી છે. મોટી રાજરાણી બનવા નીકળી છે ! રાજાની ઢીંગલી જોઇ ન હોય તો !

જાતિ–કુળની વાતને કુમુદે પોતાની ભક્તિથી ઢાંકી દીધી હતી, પણ ધનની બડાઇ મારીને સાસરીઆનો તોર બતાવવાની નીચતા જોઇને કુમુદનું મન ગ્લાનિથી ભરાઇ ગયું. હવે એ લોકોની દૃષ્ટિથી બચવાનો પ્રયત્ન કરે છે. ઘોષાલ કુળની લાજ આજે એની લાજ છે. ભાઇને મુખેથી કંઇક સાંભળવાને એનો જીવ તલપી રહ્યો છે; પણ ભાઇ તો મળતા જ નથી, ખાવા માટે પણ એ અંદર નથી આવતા.

એક દિવસ વિપ્રદાસ ચુલાની જગ્યાની તપાસ કરવા અંતઃપુરમાંના બાગમાં ગયા. જોયું, તો પાછળના તળાવના ઘાટ પર કુમુદિની નીચેના પગથિયા ઉપર બેઠી છે અને નીચી દૃષ્ટિએ પાણી તરફ જોયા કરે છે. ભાઇને જોઇને એ તરત જ ઉઠીને ઉપર આવી. આવતાંની સાથે જ રૂંધાયલા સ્વરે બોલી, "ભાઇ, કંઇ સમજાતું નથી." કહીને પાલવથી મુખ સંતાડીને રોવા લાગી.

ભાઇએ ધીરે ધીરે બરડા પર હાથ ફેરવી ને કહ્યું, "લોકોની વાતો પર ધ્યાન ન દઇશ, બહેન !"

"પણ એ લોકો આ બધું શું કરી રહ્યા છે? એનાથી શું તમારી ઇજ્જત રહેશે?"

"એમની દૃષ્ટિએ વિચાર કરી જો, કુમુદ, પૂર્વજોની જન્મભૂમિમાં

પાછા આવે છે, જરાય ધામધુમ ન કરે ? આ વસ્તુને લગ્નથી દૂર કરીને પછી વિચારી જો."

કુમુદ ચુપ થઇ ગઇ. વિપ્રદાસથી ન રહેવાયું, બધું દબાવીને બોલ્યા, "તારા મનમાં જરાય ખટકો હોય તો કહી દે બહેન, હજીય લગ્ન રોકી શકાય એમ છે.

કુમુદિનીએ ઝડપથી માથું હલાવીને કહ્યું, "છીછી, એવું તે કંઇ થઇ શકે?"

અંતર્યામીની સમક્ષ તો સત્ય-ગ્રંથિમાં ગાંઠ બંધાઇ ચુકી છે. હવે જે બાકી છે તે તો માત્ર બહારની વાત છે.

વિપ્રદાસનું આ જમાનાનું મન નિષ્ઠાથી આટલું અધીર બની જાય છે. કુમુદે કહ્યું, "બન્ને પક્ષની ભલમનસાઇમાં જ લગ્નબંધન સત્ય છે. સૂર મળેલા ઇસરાજની કંઇ કિંમત નથી, જો વગાડનાર હાથ બસુરા હોય તો. પુરાણોમાં જુઓને, જેવી સીતા હતી તેવા જ રામ, જેવા શિવ હતા તેવી જ સતી, અરૂંધતી જેવી હતી તેવા જ વસિષ્ઠ હતા. હવેના જમાનાના પુરૂષોમાં તો પુણ્ય રહ્યું જ નથી, એટલે જ એક તરફી સતીત્વનો પ્રચાર કરતા ફરે છે. પોતાના તરફથી તેલ તો પુરવું નથી અને વાટને કહેવું છે સળગ! સુકી જીંદગીમાં બિચારી બળીને ભસ્મ થઇ રહી છે."

કુમુદને કહેવું નકામું છે. અત્યારથી જ એણે મનમાં ને મનમાં જોરથી જપ કરવા માંડયા—એ ભલા હો કે બુરા, એ જ મારા જીવન-આધાર છે.

"દુઃખેષ્વનુદ્વિગ્નમનાઃ સુખેષુ વિગતસ્પૃહઃ વીતરાગસ્ય ક્રોધઃ—"

માત્ર યાત–ધર્મનું જ નહિ પણ સતી–ધર્મનું પણ આ જ લક્ષણ છે. એ ધર્મ સુખ દુઃખથી પર છે, એમાં નથી ક્રોધ અને નથી ભય. અને અનુરાગ? એની પણ શું જરૂર છે? અનુરાગમાં માગવા–મળવાનો હિસાબ હોય છે, ભક્તિ એનાથી પણ મહાન છે. એમાં આવેદન નથી, નિવેદન છે. સતી ધર્મ નિર્વ્યક્તિક છે, જેને અંગ્રેજીમાં 'ઇમ્પર્સનલ' કહે છે. મધુસુદન નામની વ્યક્તિમાં દોષ હોઇ શકે છે, પરંતુ પતિદેવ નામક ભાવ–પદાર્થ નિર્વિકાર નિરંજન છે. એ જ વ્યક્તિત્વ–હીન ધ્યાન–રૂપની સમક્ષ કુમુદિનીએ એકાગ્ર ચિત્તે પોતાને અર્પણ કરી દીધી.

## પ્રકરણ ચૌદમું

### પરિણયની સૂચના

ઘોષાલ તળાવના કિનારાવાળું જંગલ સાફ થઇ ગયું, હવે તો ઓળખાતું નથી. જમીન બીલકુલ સપાટ થઇ ગઇ છે, વચ્ચે વચ્ચે રંગીન માટીની સડકો છે અને સડકને બન્ને કિનારે બત્તીઓના થાંભલા છે. તળાવની લીલ અને કીચડ–કાદવ બધું સાફ થઇ ગયું છે. ઘાટની પાસે નાની નાની બે નવી વિલાયતી નાવડીઓ બાંધેલી છે; એક પર લખ્યું છે 'મધુમતી' અને એક પર 'મધુકરી.' જે તંબુમાં રાજાબહાદુર પોતે રહેશે, એની સામે એક ફ્રેમમાં પીળા બનાત ઉપર લાલ રેશમથી લખ્યું છે "મધુચક્ર." એક તંબુ અંતઃપુરનો છે, એ ઠેઠ તળાવના પાણી સુધી ચટાઇની આડથી ઘેરાયેલો છે. ઘાટ ઉપર એક પુરાતન લીંબડાનું ઝાડ છે, એના ઉપર એક પાટિયું લટકે છે, એનાપર લખ્યું છે "મધુસાગર." કેટલીક જમીનમાં જાત જાતના ફુલછોડ રોપવામાં આવ્યા છે–ગલગોટા, સૂર્યમુખી, ગુલાબ, ચમેલી; લાકડાની ચોરસ પેટીઓમાં વિલાયતી ફુલ શોભી રહ્યાં છે. બરાબર મધ્યમાં એક નાનું પાકું તળાવ છે, અને એની વચ્ચોવચ્ચ એક લોખંડની હળેલી નગ્ન સ્ત્રીમૂર્તિ મુખમાં શંખ લઇને ઉભી છે, અને એમાંથી પાણીના ફુવારા ઉડી રહેશે. આ સ્થાનનું નામ 'મધુકુંજ' રાખવામાં આવ્યું છે. પ્રવેશ કરવાના સ્થાન પર એક લોખંડનો

દરવાજો છે, એના પર નકશીતું કામ થઇ રહ્યું છે, એના પર ધજા ફરકી રહી છે; ધજા પર લખ્યું છે "મધુપુરી." ચારે તરફ 'મધુ'નામની છાપ છે. જાતજાતના રંગબેરંગી કપડાંથી, કનાતોથી, ચંદરવાથી અને ધજાઓથી, રંગીન ફુલો અને કાચના ફાનસોથી અકસ્માત બનેલી આ 'માયાપુરી'ને જોવા માટે દૂરદૂરથી લોકોના ટોળેટોળાં આવે છે. મધુપુરીનો ઠાઠ અપૂર્વ છે; ચમકતા પટાઓ, લાલ રીતવાળી પાઘડી પહેરીને, અસલ લાલ બનાતનો જરીદાર કમરપેચ બાંધીને ચપરાસીઓનું ટોળું વિલાયતી જોડાથી ચમચમાટ કરતું આમતેમ ઘુમી રહ્યું છે. સાંઝે ખાલી બંદુકોના ધડાકા થાય છે, દિનરાત દર કલાકે ઘંટનાદ થાય છે, કોઇ કોઇ તો વળી ચામડાના કમરબંધથી લટકતી તલવારથી જમીનદારની જમીન પણ ખોદી નાંખે છે. અને ચેટરજીઓના પુરાતન બરકંદાજો તો જુના જમાનાના કદરૂપા પોષાક પહેરીને શરમના માર્યાં ઘરની બહાર નીકળી શકતા નથી. આ રંગ ઢંગ જોઇને ચેટરજી કુટુંબના અંગમાં આગ લાગી ગઇ. નૂરનગરના કાળજા પર અણિદાર ડંડો દાટીને એના પર આજે ઘોષાલોની જયપતાકા ઉડી રહી છે.

શુભ પરિણયની આ સૂચના છે.

# પ્રકરણ પંદરમું

## અપમાન

વિપ્રદાસે નવગોપાલને બોલાવીને કહ્યું, "નવુ, આડંબરની હોડ કરવી એ ઓછા-અધુરા માણસોનું કામ છે."

નવ ગોપાલે કહ્યું, "ચતુર્મુખે ઝોળી ખંખેરીને જ આટલા બધા માણસો બનાવી દીધા છે; ચાર મોઢા માત્ર મોટી મોટી વાતો કરવા માટે જ છે. રૂપિયામાં સાડા પંદર આના માણસો ઓછા છે, એમનાથી સન્માનની રક્ષા કરવી હોય, તો એ ઓછાનો જ રસ્તો લેવો પડશે.

વિપ્રદાસે કહ્યું, "એમાં પણ તમે નહિ જીતી શકો. એનાથી તો બહેતર એ થશે કે સાત્વિક ભાવે કામ થાય, એ જ ઠીક થશે. યોગ્ય બ્રાહ્મણ પંડિતને બોલાવી ને પોતાના સામવેદ અનુસાર શુદ્ધ અનુષ્ઠાન કરાવવું જોઇએ. એ રાજા થઇ ગયા, તો કરવા દો એમને આડંબર, આપણે બ્રાહ્મણ છીએ, પુણ્ય-કર્મ આપણું છે.

નવગોપાલે કહ્યું, "ભાઇ સાહેબ, આપ ભૂલો છો, આ સતયુગ નથી. પાણીની નાવડી તમારે તો કિચડમાં ચલાવવી છે.' તમારી આટલી રૈયત છે-તનુ સરકાર તમારો તાલુકદાર છે-ભાદુ પ્રામાણિક, કરમદીન વિશ્વાસ, પાંચૂ મંડળ-એ લોકો શું તમારા એ સ્વાહા

સ્વાહા'ની પંડિતાઇનો એક પણ અક્ષર સમજી શકશે ? એ લોકો ઓછા બધા યાજ્ઞવલ્ક્યના પ્રપૌત્રો છે ? એમની તો છાતી ફાટી જશે. તમે ચુપ રહેજો, તમારે જરાય બોલવાની જરૂર નથી. ”

નવગોપાલ રૈયતની સાથે મળીને કમર બાંધીને ઝુઝી પડયો. સૌએ છાતી ઠોકીને કહ્યું, “રૂપિયાની શું ફિકર છે ?” નોકર–ચાકર, બરકંદાજો વગેરે બધા કર્મચારીઓએ લાલ બનાતનો પોષાક પહેર્યો, રંગીન ધોતીઆ ચઢાવ્યા. લાલ કપડાથી મઢેલું, ઝાલર અને ઝંડીઓથી શોભતું એક નોબતખાનું ઉભું કરી દીધું, સાત ગાઉ દૂરથી એની ધજા દેખાય છે. બન્ને ભાગીદારોએ મળીને પોતાના ચાર ચાર હાથીઓ કાઢયા, એના પર હોદ્દા અને અંબાડી મુકાયાં. જ્યારે ત્યારે ઘોષાલ તળાવને સામેને રસ્તે પ્રયોજન વિના જ એ સુંઢ હલાવીને ફર્યા કરે છે. ગળામાં ટન ટન ઘંટ વાગ્યા કરે છે. બીજું ગમે તે હો પણ કોથળામાંથી કંઇ દાથી નથી નીકળતા, કહીને સૌ પેટ ભરીને હસે છે.

કારતક સુદ અગિયારસનુ લગ્ન છે; હવે માત્ર દસ જ દિવસ બાકી રહ્યા છે. એટલામાં લોકવાયકા ચાલી રાજા પોતે એમનાં લાવલશ્કર સહિત આવે છે ! ફિકર પડી, શું થાય ? મધુસુદને આ લોકોને કંઇ સૂચના મોકલી નથી. કદાચિત મનમાં એમ ધાર્યું હશે કે ભદ્રતા એ સામાન્ય માણસ માટે છે, રાજાઓને માટે તો અભદ્રતા જ ઉચિત છે. આવી દશામાં પોતાના તરફથી સ્ટેશને જઇને એમનું સ્વાગત કરવું. એ શું ઠીક લાગશે ? ખબર ન મોકલવાનો યોગ્ય જવાબ તો ખબર ન લેવી એજ છે,

બધું સાચું છે પરતુ યુક્તિદ્વારા સંસારમાં દુઃખોથી છુટકારો નથી મળતો, કુમુદ પર વિપ્રદાસનું ઉંડું વ્હાલ છે, ક્યાંક એના મનમાં કંઇ લાગી ન જાય, એ ચિંતા એમના

બધા તર્કોને પાછા પાડી દે છે. સ્ત્રીઓને દુઃખી કરવી ઘણું સરળ છે; કારણ કે એમનું મર્મસ્થાન ચારે બાજુથી ખુલ્લું છે. બળવાઓના હાથમાં જ સમાજે ચાબુક આપ્યો છે, અને જેઓ કવચ વિનાના છે, એમના સ્પર્શ માત્રથી ડરનાર બરડાની હિમાયત કરનાર કોઇ વિધિ–વિધાન નથી. આવી દશામાં સ્નેહના ધર્મને રોષ–વિદ્વેષ ઇર્ષ્યાના તોફાનમાં વટાવીને પોતાના અભિમાનની રક્ષાની કોશિશ કરવી એ કાયરતા છે,—વિપ્રદાસના મનમાં આજ ભાવ રમી રહ્યો છે.

વિપ્રદાસ કોઇને કંઇજ કહ્યા કારવ્યા વિના ઘોડે બેસીને સ્ટેશન ચાલી નીકળ્યા. ગાડી પણ આવી પહોંચી, લગભગ પાંચ વાગ્યા હશે. ખાસ સલુનમાંથી રાજાસાહેબ ઉતર્યા. વિપ્રદાસને જોઇને સુક્કા સંક્ષિપ્ત નમસ્કાર કરીને બોલ્યા, "ઓહો ! કેમ, તમે શા માટે તકલીફ લીધી ?"

વિપ્રદાસ–"તમે પણ ખરા છો ! પહેલી જ વખતે તમે અહીં આવો છો અને હું સ્વાગત કાજે સ્ટેશન પણ ન આવું ?"

રાજા–"તમે ભૂલો છો. તમારે ત્યાં હું હજી નથી આવ્યો, એ તો હું લગ્નને દિવસે આવીશ."

વિપ્રદાસ આનો અર્થ સમજી ન શક્યા. સ્ટેશને આટલી ભીડાભીડમાં વિચાર કરવાની જગ્યા નથી, એટલે એમણે માત્ર એટલું જ કહ્યું, "ઘાટ પર નાવડી તૈયાર છે."

રાજાએ કહ્યું, "એની જરૂરત નહિ પડે, અમારી સ્ટીમલોંચ આવી ગઇ છે."

વિપ્રદાસ સમજી ગયા કે આ મોકો નથી, તોય એક વાર બોલ્યા, "ખાવા પીવાની વસ્તુઓ, રસોઇની નાવડી, બધું જ તૈયાર છે,"

"શા માટે આટલો વ્યર્થ ઉત્પાત કર્યો ? કોઇ વસ્તુની આવશ્યકતા નહીં રહે. જુઓ, તમે એક વાત યાદ રાખી લ્યો, કે હું આવ્યો છું મારા પૂર્વજોની જન્મભૂમિમાં, તમારે ત્યાં નથી આવ્યો, લગ્નને દિવસે તમારે ત્યાં આવીશ."

વિપ્રદાસે જાણ્યું કે હવે નરમ થવાની આશા નથી. કાળજામાં ધડાક લઇને જાણે કંઇક વાગ્યું. સ્ટેશનના વેઇટીંગરૂમમાં આરામ ખુરશી પર જઇને ધબ દઇને પડી ગયા. શિઆળાની સંધ્યા હતી, અંધારૂં ઘન બનતું હતું, ઉત્તર તરફથી ગાડી આવવાનો ઘંટ વાગ્યો, સ્ટેશનની બત્તીઓ સળગી–લગામ ઢીલી મુકીને ઘોડાને પોતાની મરજી અનુસાર ચાલવાની સ્વાધીનતા આપીને વિપ્રદાસ જ્યારે ઘેર પહોંચ્યા ત્યારે ઘણી રાત વિતી ગઇ હતી. ક્યાં ગયા હતા, શું વિત્યું–કોઇને કશું જ કહ્યું નહિ.

તે દિવસે રાત્રે ટાઢ વાઇને વિપ્રદાસને ખાંસી શરૂ થઇ ગઇ. ધીરે ધીરે વધતી જ ગઇ. બેદરકારી બતાવી; પણ એનાથી તો બિમારી ઉલટી વધી પડી. આખરે કુમુદે ઘણું ઘણું સંભળાવીને એમને પથારીમાં સુવાડયા. અનુષ્ઠાનનો તમામ ભાર હવે આવી પડયો નવગોપાલ પર.

# પ્રકરણ સોળમું

## હાર કે જીત?

બે દિવસ પછી તરત જ નવગોપાલે આવીને પૂછ્યું: "શું કરૂં? કંઇ સલાહ આપો."

વિપ્રદાસે ખૂબ ઉત્સુકતાથી પૂછ્યું, "કેમ? શું થયું?"

"સાથે કેટલાક સાહેબો આવ્યા છે. કદાચ દલાલ હશે, અથવા વિલાયતી દારૂ વેચનાર કલાલ હશે. કાલે વીરપુરના ટાપુ પરથી કંઇ નહિ તો બસો બગલા મારી લાવ્યા. આજે ગયા છે ચન્દનદહને કિનારે. આ ટાઢના દિવસોમાં ત્યાં બતકોની મોસમ છે,–રાક્ષસી ભારની જીવહત્યા થશે–અહીરાવણ, મહીરાવણ, હેડંબા, ઘટોત્કચથી માંડીને કુંભકર્ણ સુધીનાને પીંડ દેવા યોગ્ય,–પ્રેતલોકમાં દશાનન રાવણનું મોઢું ય થાકી જશે."

વિપ્રદાસ દંગ થઇ ગયા, કંઇ ન બોલ્યા. નવગોપાલે કહ્યું: "તમારો જ હુકમ છે કે એ કિનારે કોઇ શિકાર નહિ કરી શકે. એક વખત જીલ્લાના મેજીસ્ટ્રેટ સુદ્ધાંને રોકી દીધો હતો. અમે તો એટલા ડરી ગયા હતા કે કંઇ ભૂલથી તમને બતક સમજીને ગોળી ન મારી દે. એ ભલો માણસ હતો, ચાલ્યો ગયો. પણ આ તો

શ્વેત બ્રાહ્મણો તો કોઇનું માને એવા માણસો નથી. તો પણ તમે કહો તો એક વાર કહી— ”

વિપ્રદાસ ઉતાવળા થઇને બોલી ઉઠયાઃ “ના, ના, કંઇ ન કહેશો.”

ચીત્તાના શિકારમાં વિપ્રદાસ આખા જીલ્લામાં અવ્વલ દરજ્જાનો શિકારી મનાય છે. પહેલાં એક વાર ચકલીનો શિકાર કરીને એમના મનમાં એવો ધિક્કાર ઉપજ્યો કે આખા જીલ્લામાં એમણે ચકલીનો શિકાર બંધ કરાવી દીધો.

ઓશીકા પાસે બેઠેલી કુમુદ વિપ્રદાસના માથા પર હાથ ફેરવતી હતી. નવગોપાલના ચાલ્યા ગયા પછી એણે મુખ પર કઠોરતા લાવીને કહ્યું: “ભાઇ, મના કરી દો.”

“ શું મના કરી દઉં ?”

“ પક્ષીઓનો શિકાર. ”

“ એ ઉલટું સમજશે, કુમૂ, એમનાથી સહન નહિ થાય.”

“ હા, તે સમજવા દો. માન–અપમાન માત્ર એમના એક-લાનું જ નથી.”

વિપ્રદાસ કુમુદના મુખ ભણી જોઇને મનમાં ને મનમાં હસ્યા. એ જાણે છે કે કુમુદ કઠિન નિષ્ઠાપૂર્વક મનમાં ને મનમાં સતીધર્મનું અનુશીલન કરી રહી છે. મામૂલી પક્ષીના પ્રાણને ખાતર કંઇ કાયાની સાથે છાયાનો વિચ્છેદ ન થઇ જાય!”

વિપ્રદાસે સ્નેહભર્યા સ્વરે કહ્યું: “ ગુસ્સે ન થા, કુમુદ, મેં પણ એક દિવસ ચકલીનો શિકાર કર્યો છે. ત્યારે હું એ અન્યાય છે એમ સમજ્યો જ નહોતો. આજે એમની પણ એ જ દશા છે.”

પછી પૂછવું શું ? અથાક ઉત્સાહપૂર્વક શિકાર થવા માંડયો.

રોજ સાંજે ઉજાણી અને બેંડની સાથે અંગ્રેજ અતિથિઓના નૃત્ય-જલસા શરૂ થઇ ગયા, ત્રીજે પહોર ટેનીસ; એ ઉપરાંત નાવડીઓમાં ત્રણ ચાર પડદા લગાવી ને પત્તાના જુગારના ખેલો; એ જોવા માટે ગામના માણસો તળાવને કિનારે એકઠા થાય છે. રાત્રે ખાણા પછી અવાજો સંભળાય "ફોર હી ઇઝ એ જોલી ગુડ ફેલો." આ બધા વિલાસના મુખ્ય નાયકો અને નાયિકાઓ છે, સાહેબો અને મડમો; આનાથી ગામના લોકો ચોંકી ઉઠે છે. આ લોકો સૌ સોલા-હેટ પહેરીને માછલી પકડવાની જાળ લઇને જ્યારે માછલાં પકડવા બેસે છે ત્યારે તો એ દૃશ્ય જોવા જેવું હોય છે. બીજી બાજુ લાઠીના ખેલો, કુસ્તી, નાવ ચલાવવાની હોડ, જાદુના ખેલો અને ચાર ચાર હાથીઓના ચક્કર એની સામે કંઇ વિસાતમાં નથી.

લગ્નના બે દિવસ પહેલાં તો ધમાલનો પાર નથી. કિંમતી ઘરેણાંથી માંડીને રમવાની ઢીંગલી સુધી જેટલી ય સોગાદ વરપક્ષ તરફથી આવી, તેની છટા જોઇને લોકો દંગ થઇ ગયા. એ લાવનાર વાહનોની સંખ્યા કેટલી હતી? ચેટરજીઓએ પણ ખૂબ ખર્ચ કરી ને એમને વિદાય કર્યા.

અંતે સર્વ સાધારણને ખવડાવવા પીવડાવવા માટે લગ્નના કુરુ-ક્ષેત્રનું દ્રોણપર્વ શરૂ થયું.

તે દિવસે ઢોલ વગાડીને સૌને આમંત્રણ દેવામાં આવ્યું. 'મધુ-સાગર'ને કિનારે 'મધુપુરી'માં આવવા માટે ! બોલાવ્યા વગર બોલાવ્યા સૌ આવી શકે છે, કોઇને માટે બંધન નથી. નવગોપાલ ગુસ્સાના માર્યા ઝણઝણી ઉઠયા: "આ હિંમત તો જુઓ ! અમે જમીનદાર છીએ, અહીં એમને શો અધિકાર છે કે એ પોતાની મધુપુરી ખડી કરી દે."

આ બાજુ ભોજનની તૈયારીઓ ખૂબ વ્યાપક રૂપે સર્વની સમક્ષ પ્રકાશમાન થઇ ગઇ. મામૂલી ફળાહાર નહોતો. દહીં, લોટ, સાકર, ખીર, માછલાં, સંદેશ, બરફી, મેંદો, બેસન, ઘી વગેરે ધામધૂમથી આવવા માંડ્યું. ઝાડની નીચે મોટી મોટી ભઠ્ઠીઓ ખોદાઇ ગઇ, જાતજાતના મોટાં હાંડાઓ, કડાઓ, પરાતો, કડછાઓ અને માટલાઓ મંગાવવામાં આવ્યાં. કતારની કતાર ગાડાંઓ ભરીને બટાટા, રીંગણા, કેળાં, દુધી વગેરે જાતજાતના શાકપાન આવવા માંડયાં. સાંજે જમણ થશે ઝુમ્મરોની રોશનીમાં.

એક બાજુ ચેટરજીઓને ઘેર બપોરનું ભોજન છે. પ્રજાના નાના મોટા માણસોએ એકત્ર થઇને પોતાની બધી તૈયારીઓ પોતે જ કરી લીધી છે. હિન્દુઓ માટે જુદી જગ્યા છે. અને મુસલમાનો માટે જુદી. મુસલમાન રૈયતની સંખ્યા વધારે છે. સવારે વહેલાં સૂરજ નીકળે તે પહેલાં જ એ લોકોએ ભઠ્ઠીઓ સળગાવી દીધી છે. ભોજનની સામગ્રી કદાચ એટલી નહિ હોય પણ ચેટરજીઓનો જયકાર તો એમનાથી ચારગણો થઇ રહ્યો છે. નવગોપાલે પોતે સાંજે પાંચ વાગ્યા સુધી ભૂખ્યા રહીને સૌને ખવડાવ્યું પીવડાવ્યું, ત્યાર પછી ભિખારીઓને વહેંચ્યું. માતબર પ્રજાએ પોતાની મેળે જ દાન-વિતરણની વ્યવસ્થા કરી. કલધ્વનિ અને જયધ્વનિએ પવનમાં સમુદ્રમંથન ઉપસ્થિત કરી દીધું.

મધુપુરીમાં આખો દિવસ ભઠ્ઠીઓ સળગી. જાતજાતની ભોજન સામગ્રી બની. એની સુવાસ દૂર દૂર વિસ્તારી. શકોરાં અને પતરાવળીઓનો ઢગ થયો. શાક અને માછલીની છોલણ ઉપર કાગડાઓનો કલરવ જોસપૂર્વક ચાલુ છે, આખી દુનિયાના કૂતરાઓ એકઠાં થયાં છે અને પરસ્પર ઘુરકાટનો પાર નથી. સમય થઇ ગયો, રોશની થઇ, ચોઘડીઆં અને શરણાઇવાળાઓએ યમન કલ્યાણથી માંડીને

કેદાર સુધીના બધાં રાગ આલાપી નાંખ્યા. અનુચર અને પરિચારક લોકો રહી રહીને ઉદ્વિગ્નતાપૂર્વક રાજાબહાદૂરના કાને એક સમાચાર પહોંચાડે છે કે હજી જમનારા લોક પૂરતી સંખ્યામાં આવ્યા નથી. આજે બજારનો દિવસ છે. એટલે બહારગામના માણસો આવ્યા હતા એ લોકો પતરાળી બિછાવેલી જોઇને બેસી ગયા છે. કંગાળ ભિખારીઓની સંખ્યા પણ ઘણી ઓછી છે.

મધુસૂદને સના તંબુમાં જઇને એક ઘેરો હુંકારો લીધોઃ "હૂં !"

નાનાભાઇ રાધૂ એ આવીને કહ્યું: "ભાઇ, પતી ગયું આ તો, ચાલો.

"ક્યાં ?"

"કલકત્તે પાછા. આ લોકો બધા બદમાશી કરે છે. આનાથી મોટા ઘરની છોકરીઓ તમારો અવાજ ઉઠતાં આવીને હાજર થશે. માત્ર એકવાર બહાર અવાજ પ્રગટ કરવાની જરૂર છે."

મધુસૂદન ગરજીને બોલ્યોઃ "જા, ચાલ્યો જા."

સો વર્ષ પહેલાં જે વીતી હતી, આજે પણ એવી જ વીતી. આ વખતે પણ એક પક્ષના આડંબરની શિખા ઘણી ઉંચી બનાવવામાં આવી હતી. બીજા પક્ષે એને રસ્તેથી નીકળવા ન દીધા, પરંતુ અસલ હારજીત બહારથી જોવામાં આવતી નથી. એનું ક્ષેત્ર માનવ-દૃષ્ટિથી અગોચર છે.

ચેટરજી કૈયત હસી પડી. વિપ્રદાસ રોગ-શય્યા પર હતા; એમના કાન સુધી આ વાત પહોંચવા પણ ન પામી.

## પ્રકરણ સત્તરમું

### પિયેરઘર

લગ્નને દિવસે રાજાનો હુકમ છે કે દીકરીવાળાઓને ઘેર જવાના રસ્તામાં નમામ ધામધૂમ બંધ ! રોશની ન પ્રગટી, વાજા ન વાગ્યાં, સાથે માત્ર પુરોહિત અને બે ભાટ હતા. પાલખીમાં બેસીને ક્યારે ચૂપકીથી જાન આવી ને ગઇ લોકોને એની ખબર સુદ્ધાં ન પડી. આ બાજુ મધુપુરીમાં મોટા તંબુમાં ઝગમગતી રોશનીમાં બેંડના સરોદો સાથે જાનૈયાઓ ભોજન અને રંગરાગમાં મચ્યા છે. નવગોપાલ ચમકી ગયા કે આ એનો ઉલટો જવાબ છે. આવે પ્રસંગે કન્યાપક્ષ તરફથી આરજુપૂર્વક વરપક્ષને મનાવવો પડે છે. નવગોપાલે આવું કશું જ ન કર્યું. એકવાર મુખેથી પૂછ્યું સુદ્ધાં નહિ કે જાનના માણસો ક્યાં ગયા અને શું કરે છે.

કુમુદિની શણગાર સજીને લગનમંડપમાં જતાં પહેલાં ભાઇને પ્રણામ કરવા આવી; એનું આખું શરીર કંપી રહ્યું છે. વિપ્રદાસને ત્યારે ૧૦૫ ડીગ્રી તાવ હતો. છાતી અને પીઠ પર રાઇ સરસવનો લેપ લગાવેલો હતો; એમના પગપર માથું મૂકીને કુમુદિનીથી ન રહેવાયું; ધ્રુસ્કે ધ્રુસ્કે રડી પડી. ક્ષેમા ફોઇએ બન્ને હાથ વડે મોઢું દબાવીને કહ્યું: "છીઃ આમ તે રડાય !"

વિપ્રદાસે જરા બેઠા થઇને કુમુદને હાથથી પકડીને પોતાની પાસે બેસાડી, પછી થોડીવાર સુધી એના મુખ ભણી એકીટશે તાકી રહ્યા. બન્ને આંખોમાંથી દળક દળક આંસુ પડવા માંડ્યા. ક્ષેમા ફોઇએ કહ્યું: "વખત જાય છે."

વિપ્રદાસે કુમુદને માથે હાથ મૂકીને ભરેલા અવાજે કહ્યું : "સર્વ-શુભદાતા કલ્યાણ કરે." કહેતાંની સાથે જ ધબ દઇને પથારીમાં પડ્યા.

લગ્ન વખતે, આદિથી અંત સુધી કુમુદિનીની આંખોમાંથી આંસુ વહેતાં હતાં. વરના હાથ પર જ્યારે હાથ મૂક્યો, ત્યારે એના હાથ બરફથી ઠંડા અને થરથર કાંપતા હતા. શુભ-દૃષ્ટિને સમયે એણે પતિનું મુખ જોયું ? કદાચિત નથી જોયું. આ લોકોના વ્યવહારથી એનું હૃદય પતિથી જરા ડરી ગયું છે. ચકલીને એમ લાગે છે કે જાણે આ એને માટે જાળ બિછાવવામાં આવી છે.

મધુસૂદન દેખાવમાં બદસૂરત નથી, પણ છે કઠોર. કાળા મુખ પર દૃષ્ટિ ઠેરવતાં જે વસ્તુ પહેલી નજરે પડે છે તે ચકલીની ચાંચ જેવું મોટું વાંકું નાક હોઠ સુધી ઝૂકીને જાણે પહેરો ભરી રહ્યું હોય એવું લાગે છે. વિશાળ ઢળેલું માથું ભવાં ઉપર રોકાયલા સ્રોત જેવું પડ્યું છે. એ ભવાંની છાયા નીચે સંકુચિત તીરછી આંખોની તીવ્ર દૃષ્ટિ છે, દાઢી અને મૂછો અસ્તરાથી સાફ છે, હોઠ દબાયલા અને હડપચી ભારે છે. હબસીઓ જેવાં કાળા કર્કશ વાંકડીઆ વાળ છે, માથાની ચામડી સુધી ઝીણા કરીને કાપેલા છે. ખૂબ ગંઠાયલું અને ચૂસ્ત શરીર છે. જેટલી ઉમર છે તેનાથી ઓછી દેખાય છે; માત્ર બન્ને કાન ઉપરના વાળ સફેદ થઇ ગયા છે. કદમાં ઠીંગણો છે, ઉભો થાય છે ત્યારે માથું બરાબર કુમુદિની સુધી પહોંચે છે. હાથ પર રૂંવાટી ખૂબ છે અને દેહના પ્રમાણમાં એ કંઇક નાનો

દેખાય છે. જોતાં જ ખબર પડી જાય એમ છે કે માણસ બિલકુલ ઠોઠ છે; માથાથી પગ સુધી હરકત જાણે કોઇ પ્રતિજ્ઞા મનસૂબો કરીને બેઠી હોય! જાણે ભાગ્ય દેવતાની તોપમાંથી કોઇ ગોળો છૂટીને એક જ ગતિએ ઉડી જતો હોય? જોતાં જ સમજણ પડે એમ છે કે નકામી વાત, નકામા વિષય અને નકામા માણસો તરફ ધ્યાન દેવાનો એને જરા ય વખત નથી.

લગ્ન એવા ઢંગથી થયું કે સૌને ખરાબ લાગ્યું. વરપક્ષ અને કન્યા પક્ષના પહેલા જ સંસ્પર્શમાંથી એક એવો બસુરો ઝણકાર ઉઠ્યો કે એમાં ઉત્સવનું સંગીત ડૂબી ગયું. રહી રહી ને કુમુદના મનનો એક પ્રશ્ન અભિમાનથી કાળજાને ધકેલીને બહાર નીકળી આવે છે: "તે શું ભગવાને મને ભરમાવી દીધી?" સંશયને મરણિયો પ્રયત્ન કરીને રોકતી અને બંધ ઘરમાં એકલી બેસીને વારંવાર જમીનને અડકીને પ્રણામ કરતી. મનમાં ને મનમાં કહેતી: "મન નિર્બળ ન થવું જોઇએ." સર્વથી વધારે મુશ્કેલી આવે છે ભાઇથી સંદેહને છુપાવવામાં.

માતાના મૃત્યુ બાદ કુમુદિનીની સેવા ઉપર જ વિપ્રદાસ જીવતા હતા. કપડાંલત્તાં, રોજના ખર્ચના રૂપિયાપૈસા, પુસ્તકોના કબાટ, ઘોડાની ચંદી, બંદૂકની સફાઇ, કૂતરાઓની સેવા ચાકરી, કેમેરાની સાચવણી, વાજીંત્રોની સંભાળ, સૂવા બેસવાના ઓરડાઓની વ્યવસ્થા —બધું કુમુદના હાથમાં છે. એને આનો એટલો બધો અભ્યાસ પડી ગયો છે કે રોજના કામધંધામાં કુમુદનો હાથ ન હોય તો એમને કોઇ વસ્તુ રૂચતી જ નથી. અને કુમુદનો એ મરણિયો પ્રયત્ન હતો કે વિદાય થતાં પહેલાં એણે રોગશય્યા પર ભાઇની જે અંત સુધી સેવા કરી છે, તેના પર પોતાની ચિંતાની કોઇ છાયા ન પડે. કુમુદની ઇસરાજ બજાવવાની નિપૂણતા પર વિપ્રદાસને ગર્વ છે.

લજ્જાવતી કુમુદ સહજમાં બાજવવા હા નથી પાડતી, પણ આ બાજુ તો એણે બે દિવસથી પોતાની મેળે જ કાનડો અને માલકોષ ભાઇને સંભળાવવા માંડ્યા છે. આજ રાગમાં એના દેવતાનું સ્તવન હતું, એની પ્રાર્થના હતી, એની આશંકા હતી, એનું આત્મનિવેદન હતું. વિપ્રદાસ ચુપચૂપ આંખો મીચીને સાંભળતા અને વચ્ચે વચ્ચે કહેતા –સિંધુ, બિહાગ,–જે સ્વરોમાં વિચ્છેદવેદનાનું ક્રન્દન બાજે છે. એ સ્વરોમાં ભાઇ–બહેન બન્નેની વ્યથા એક થઇને મળી જતી. મુખેથી બન્ને એ કંઇ ન કહ્યું, ન કોઇએ કોઇને સાંત્વન આપ્યું, ન પોતાનું દુઃખ વ્યક્ત કર્યું.

વિપ્રદાસનાં તાવ, ખાંસી, છાતીનું દર્દ મટ્યાં નહિ; ઉલટું વધવા માંડ્યાં. ડૉક્ટર કહે છેઃ "ઇન્ફ્લુએન્ઝા છે, સંભવ છે ન્યુમોનિયા થઇ જાય, ખૂબ સાવવાનીથી રહેવું જોઇએ." કુમુદના મનમાં ઉદ્વેગની સીમા નથી. વાત એમ હતી કે 'કાલરાત્રિ'* અહીં જ વિતાવીને એ લોકો કલકત્તે રવાના થશે એમ નક્કી હતું પણ હવે અકસ્માત મધુસૂદને પ્રતિજ્ઞા કરી છે કે લગ્નને બીજે જ દિવસે એ કુમુદને લઇને રવાના થશે. કુમુદ સમજી–આ રિવાજના નિયમ માટે નથી, જરૂરતને ખાતર નથી, પ્રેમને કાજે નથી, પણ શાસનને માટે થઇ રહ્યું છે.

આવી દશામાં અનુગ્રહની ભીખ માગવામાં અભિમાનીને માથે તો જાણે વજ્ર તૂટી પડે છે. તો પણ કુમુદે માથું ઢાળીને, લજ્જાને દૂર કરીને કંપતી જબાને લગ્નની રાત્રે પતિ પાસે જઇને એ પ્રાર્થના કરી હતી કે માત્ર બે દિવસ માટે એને પિયેર મોકલવામાં આવે કે જેથી એ પોતાના ભાઇને જરા સારી અવસ્થામાં જોઇને જઇ શકે.

* બંગાળીની એક લગ્ન પ્રથા, જેમાં વરવહુ ચોવીસ કલાક સુધી એક બીજાને જોઇ શકતાં નથી.

મધુસૂદને સંક્ષેપમાં કહ્યું: "બધી તૈયારીઓ થઈ ચૂકી છે." આવી વજ્રથી બંધાયલી એકતરફી તૈયારીઓ! કુમુદની મર્મભેદી વેદનાને માટે એમાં તલભાર પણ સ્થાન નથી!

ત્યારપછી, મધુસૂદને રાત્રે એની સાથે વાત કરવાની કોશિશ કરી, પણ એણે એકેય જવાબ ન આપ્યો. પથારીની એક બાજુ મોઢું ફેરવીને પડી રહી.

ત્યાં સુધી અંધારૂં હતું, ચકલીઓની પહેલી ચીંચીંચીં સાંભળીને એ પથારીમાંથી ઉઠીને ચાલી ગઈ.

વિપ્રદાસ આખી રાત તરફડતા હતા. સંધ્યા સમયે તાવવાળે શરીરે લગ્નમંડપમાં જવા તૈયાર થયા. ડૉકટરે મહામુશ્કેલીએ રોકી રાખ્યા. માણસો મોકલીને થોડી થોડી વારે સમાચાર મગાવતા. આ સમાચાર યુદ્ધ સમયના સમાચારોની જેમ અધિકાંશ બનાવટી હતા. વિપ્રદાસે પૂછ્યું: "જાન ક્યારે આવી? વાજાંગાજાં તો સંભળાયા નહિ?"

ખબરપત્રી શિવૂએ કહ્યું: "જમાઈ ખૂબ સમજુ માણસ છે. આપ બિમાર છો એ સાંભળીને બધું બંધ કરાવી દીધું. જાનૈયાનો પગરવ સુદ્ધાં સંભળાવા દીધો નહિ."

"અરે શિવૂ, ખાવાપીવાની બધી વસ્તુઓ ઠીક હતી ને? બધું પૂરૂં પડ્યું હતું ને? મને એની જ ફિકર હતી, આ કલકત્તા નથી, ગામડું છે!"

"હા, હા, બરાબર! વધેલું ઉલટું ફેંકી દેવું પડ્યું. જમ્યા એટલા બીજા માણસો આવત તો ય પૂરૂં પડત!"

"એ લોકો ખુશ થયા કે નહિ?"

"એક પણ ફરિયાદ કોઇને મોઢેથી નીકળી નથી. જરા ય નહિ. બીજા પણ ઘણાં લગ્નો જોયાં છે, જાનૈયાઓની જબરજસ્તી અને અણસમજણથી દીકરીવાળાઓના નાકમાં દમ આવી જાય છે. પણ આ લોકો તો એવા ભલા માણસો નીકળ્યા કે કંઇ ખબર જ ન પડી."

વિપ્રદાસે કહ્યું, "કલકત્તાના રહેવાસીઓ ખરા ને એટલે જ આટલી ભલમનસાઇ દેખાય છે. એ સમજે છે કે જે ઘરમાંથી દીકરી લઇશું, તેમનું અપમાન કરવું એ પોતાનું જ અપમાન છે."

"હા, હા, હજૂરે જે વાત કહી તે હું એ લોકોને કહી દઇશ. સાંભળીને રાજી થઇ જશે."

કુમુદ કાલે સાંજે જ સમજી ગઇ હતી કે બિમારી આગળ વધી રહી છે. તો ય એ ભાઇની સેવા નહિ કરી શકે, એ દુઃખ હમેશાં એના હૃદયમાં જાળમાં ફસાયલી ચકલીની જેમ વલવલવા લાગ્યું. કુમુદની સેવા તો એના ભાઇને માટે દવાથી પણ વધારે છે.

નાહીધોઇને ઠાકોરજીને ફુલ ચઢાવીને કુમુદ જ્યારે ભાઇના ઓરડામાં આવી ત્યારે સૂર્ય પણ નીકળ્યો નહોતો. કઠિન રોગની સાથે ઘણીવાર સુધી યુદ્ધ કર્યા બાદ ક્ષણભર માટે શાંતિને સમયે જે અવસાદનો વૈરાગ્ય આવે છે, એ વૈરાગ્યથી વિપ્રદાસનું મન ત્યારે શિથિલ થઇ રહ્યું હતું. જીવનની આસક્તિ અને કુટુંબની ચિંતા, એ બધું એમને લણાયલા સૂકા ખેતરની જેમ ફિક્કું લાગતું હતું. આખી રાત બારણું બંધ હતું. ડૉક્ટરે સવારે આવીને પૂર્વ તરફની બારી ઉઘાડી દીધી. ઝાકળથી ભીંજાયલા પીપળાના પાનાની ઓથે અરૂણ આકાશની આભા ધીરે ધીરે શુભ્ર થતી જાય છે. પાસેની નદીમાં નાવના થીંગડા મારેલા શઢ એ અરૂણ આકાશની ગોદમાં ફૂલ્યા સમાતાં નથી. નોબતમાં કરૂણ સ્વરે રાગકલિ વાગી રહી છે.

કુમુદે પલંગની પાસે જઇને પોતાના બન્ને થંડા હાથમાં ભાઇના સૂકા ગરમ હાથ લીધા. વિપ્રદાસનો ટેરીયર કૂતરો ઉદાસ થઇને પલંગની નીચે ચુપચૂપ સૂઇ રહ્યો હતો. કુમુદ પલંગ પર બેઠી એટલે તરત જ એ ઉભો થઇ ગયો, અને એની ગોદમાં આગળના બે પગ મૂકીને પૂંછડી હલાવીને કરુણ આંખો વડે અને ક્ષીણ આર્ત સ્વરે કોણ જાણે શું પૂછવા લાગ્યો.

વિપ્રદાસના મનમાં અંદરને અંદર કોઇ ચિંતાનો પ્રવાહ વહી રહ્યો હતો, એટલે જ અકસ્માત એમના મોઢાંમાંથી નીકળી પડ્યું: "બ્હેન, ખરી રીતે કંઇ જ નથી, કોણ મોટું છે અને કોણ નાનું; કોણ ઉચ્ચ છે અને કોણ નીચ! એ બધી બનાવટી વાતો છે. પાણીના પ્રવાહમાં પરપોટાનું શું સ્થાન છે? આપણે પોતે જાતે સરળ બનીને રહેજે બ્હેન, કોઇ તને કંઇ નહિ કરી શકે."

"મને આશીર્વાદ આપો, ભાઇ, મને આશીર્વાદ આપો" કહીને કુમુદે બન્ને હાથો વડે પોતાનું મુખ ઢાંકીને રુદન સંતાડી લીધું.

વિપ્રદાસ તકીઆને આધારે ઉઠીને જરા ટટાર થયા, અને કુમુદનું માથું પોતાના તરફ ખેંચીને એના પર એક ચુંબન કર્યું.

ડૉક્ટરે ઘરમાં આવીને કહ્યું: "બસ, રહેવા દો કુમુદ બ્હેન, હવે એમને જરા શાંતિની જરૂર છે."

કુમુદે દર્દીના તકીઆને દબાવીને જરા ઠીક કર્યો, સારી રીતે ઓઢાડી દીધું, પાસેની ટ્રીપોઇ પરની વસ્તુઓ ગોઠવી દીધી, અને ભાઇના કાનમાં કોમળ સ્વરે કહ્યું: "આરામ થતાં જ કલકત્તે ચાલ્યા આવજો ભાઇ, હું ત્યાં તમને જરૂર મળીશ."

વિપ્રદાસે પોતાની મોટી મોટી બન્ને સ્નેહપૂર્ણ આંખો કુમુદના મુખ પર સ્થિર કરીને કહ્યું: "કુમૂ, પશ્ચિમના વાદળો પૂર્વમાં આવે

છે, અને પૂર્વના પશ્ચિમમાં જાય છે, એ બધું હવાથી થાય છે. સંસારમાં એ જ હવા ચાલી રહી છે. વાદળાની જેમ એને સ્વાભાવિક માની લેજે, બહેન. હવેથી, અમારી વધારે ચિંતા ન કરીશ. તું જ્યાં જાય છે ત્યાં લક્ષ્મીનું આસન સંભાળી રાખજે, એ જ મારો અંતરનો આશીર્વાદ છે. તારી પાસે અમારી બીજી કંઇ આશા નથી."

ભાઇના પગ પાસે કુમુદ માથું મૂકીને પડી રહી. "મારી પાસે હવે કંઇ જ આશા નથી. અહીંઆના દૈનિક જીવનમાં હવે મારો જરા ય હાથ નહિ રહે." પળવારમાં આટલી મોટી વિચ્છેદની વાત એના મનમાં જ ન ઉતારી. તોફાન જ્યારે નાવને કિનારેથી ખેંચી લઇ જાય છે, ત્યારે લંગર જાણે માટીને જકડીને પકડી રહેવા માગે છે. ભાઇના પગની પાસે કુમુદિનીનું પણ એવું જ વ્યગ્રતાનું બંધન હતું. ડૉક્ટરે ફરીથી ધીરેથી આવીને કહ્યું: "બસ કરો, બહેન." અને પોતાની આંસુભરી આંખો લૂછી. કુમુદ ઓરડાની બહાર આવીને બારણે જે પાટ પડ્યો હતો તેના ઉપર બેસીને પાલવથી મોઢું ઢાંકીને રડવા લાગી. અકસ્માત યાદ આવી ભાઇના 'બેસી' ઘોડાની; એને એ પોતાને હાથે ખવડાવીને જશે. એટલા માટે તો એણે કાલે રાત્રે ગોળ મેળવીને મીઠા રોટલા પોતાને હાથે તૈયાર કરી રાખ્યા છે. બારદાસી ઘોડાને આજે સવારથી જ વાડામાં છૂટો મૂકી આવ્યો છે. કુમુદે ત્યાં જઇને જોયું તો ઘોડો ઝાડ નીચેનું ઘાસ ખાતો ખાતો ફરે છે. દૂરથી કુમુદનો પગરવ સાંભળીને એણે કાન ઉભા કરી દીધા અને જોતાં જ હણહણીને કુમુદને બોલાવી. ડાબો હાથ એને ગળે મૂકીને જમણે હાથે કુમુદે એને રોટલા ખવડાવવા માંડ્યા. ખાતાં ખાતાં એ પોતાની મોટી કાળી ·ડબડબાતી આંખોએ કુમુદને જોવા લાગ્યો. ખવડાવી પીવડાવીને કુમુદે એનું માથું ચૂમ્યું. અને ઝડપથી ત્યાંથી ચાલી ગઇ.

# પ્રકરણ અઢારમું

## સમદુઃખિયાં

વિપ્રદાસને વિશ્વાસ હતો કે આ દિવસોમાં મધુસૂદન એક વાર આવીને પોતાને જરૂર મળી જશે. જ્યારે એ ન આવ્યો ત્યારે એમને સમજતાં વાર ન લાગી કે આ લગ્નસંબંધ જ બન્ને પરિવારના પરસ્પરના વિચ્છેદમાં ખડ્ગ બનીને આવ્યો છે. રોગની અત્યંત ક્લાંતિમાં પણ આ વાત સ્વાભાવિક રીતે જ એમણે માની લીધી. ડૉક્ટરને બોલાવીને પૂછ્યું: "જરા ઇસરાજ બજાવી શકું?"

ડૉક્ટરે કહ્યું: "ના, આજે રહેવા દો."

"તો કુમુદને બોલાવી આપો, એ જરા બજાવશે. હવે કોણ જાણે ક્યારે એને હાથે સાંભળવાનું મળશે, શું કહેવાય!"

ડૉક્ટરે કહ્યું: "આજ સવારે નવ વાગ્યાની ગાડીએ એમને વિદાય કરવા છે, નહિ તો સૂર્યાસ્ત પહેલાં એ લોકો કલકત્તે પહોંચી નહિ શકે. કુમુદને બોલાવવાનો હવે સમય નથી."

વિપ્રદાસે ઊંડો શ્વાસ લઈને કહ્યું: "હા, અહીં હવે એનું બધું પૂરું થયું. ઓગણીસ વર્ષ એણે અહીં વિતાવ્યાં, હવે એક કલાક પણ એ અહીં વિતાવી શકે એમ નથી."

વિદાયને વખતે દંપતી પ્રણામ કરવા આવ્યાં. મધુસૂદને સૌજન્ય-નતાપૂર્વક કહ્યું: "સાચે જ, આપની તબીયત ઘણી બગડી ગઇ લાગે છે."

વિપ્રદાસે આનો કંઇ ઉત્તર ન આપતાં કહ્યું: "ભગવાન તમારા બન્નેનું કલ્યાણ કરે!"

"ભાઇ, તમારા શરીરનો જરા ખ્યાલ રાખજો." કહીને કુમુદ પાછી વિપ્રદાસના પગમાં માથું મૂકીને રડવા લાગી.

શંખધ્વનિ, ઢોલ, ત્રાંસા, નૌબત આદિએ મળીને જાણે નિનાદની આંધી ચઢાવી દીધી. વર-વહુની વિદાય પૂરી થઇ ગઇ.

બન્ને છેડા ગંઠાયલા જ્યારે જતાં હતાં, ત્યારે એ દશ્ય-કોણ જાણે કેમ વિપ્રદાસને બીભત્સ લાગવા માંડ્યું. પ્રાચીન ઇતિહાસમાં લખ્યું છે કે તૈમુર અને ચંગીઝખાને અસંખ્ય મનુષ્યોના કંકાલોનો સ્થંભ બનાવ્યો હતો; પરંતુ આજે દુપટ્ટો અને પાલવની ગ્રંથી છે, એનું બનાવેલું જીવનમૃત્યુનું જયતોરણ જો માપવામાં આવે તો એનો છેડો નરક સુધી પહોંચી જશે! પણ આજે આવો વિચાર એમના મનમાં કેમ આવ્યો?

પૂજા અર્ચનામાં વિપ્રદાસને જરા ય ઉત્સાહ નહોતો, તો પણ આજે હાથ જોડીને મનમાં ને મનમાં એ પ્રાર્થના કરવા લાગ્યા.

એકાએક ચોંકીને બોલી ઉઠ્યા: "ડૉકટર, જરા કારભારીને બોલાવો તો."

વિપ્રદાસને અકસ્માત એક વાત યાદ આવી. લગ્ન પહેલાં જ્યારે સુબોધને રૂપિયા મોકલવા સંબંધે એમનું મન અત્યંત ઉદ્વિગ્ન હતું, હિસાબના કાગળો ઉથલાવવામાં ખૂબ વ્યસ્ત હતા, ખાધા વિના

# પ્રકરણ ઓગણીસમું

## આગગાડીમાં

લગ્નના લંકાકાંડનો છેલ્લો અધ્યાય હજી બાકી છે. સવારે જ કુશંડિકા* સમાપ્ત કરીને વરવહુ વિદાય થવાની વાત હતી. નવગોપાલે એને માટે તમામ તૈયારીઓ કરી રાખી છે. એટલામાં વિપ્રદાસના ઓરડામાંથી નીકળીને રાજાબહાદુર બોલ્યાઃ "કુશંડિકા અમારે ત્યાં થશે, મધુપુરીમાં."

આ દરખાસ્તની ઉદ્દંડતા નવગોપાલને માટે અસહ્ય થઇ પડી. બીજું કોઇ હોત, આજે ફોજદારી થઇ જાત, તો પણ ભાષાના ધિંગાણામાં નવગોપાલનો વિરોધ લગભગ લડ્ડાઇ સુધી પહોંચીને જ થંભ્યો હતો.

અંતઃપુરમાં આ અપમાન ખૂબ ખટક્યું. દૂર દૂરનાં સગાંવહાલાં આવ્યાં છે, એનાં ગૂઢ-શત્રુઓની કંઇ ખોટ નહોતી. સૌની સામે આ અત્યાચાર! ક્ષેમા ફોઇ ગુસ્સામાં મોઢું ફૂલાવીને બેસી રહ્યાં. વરકન્યા

* એક લગ્ન રીત : વર વહુ પરસ્પર સંબોધન કરીને પ્રતિજ્ઞા કરે છે.

વર: હું તમારા ભરણપોષણનો તથા ઐહિક અને પારલૌકિક મંગલનો ભાર મારે માથે લઉં છું.

વહુ: હું પતિ અને પતિ-કુલની હિતૈષિણી બનીને સર્વ કામો કરીશ.

જ્યારે વિદાય લેવા આવ્યાં ત્યારે આશીર્વાદ પણ એમના મુખમાંથી નીકળવાની ના પાડતો હતો. સૌએ કહ્યું: "આ કામને પણ કલકત્તે જઈને જ પતાવ્યું હોત તો કોણ રોકવા આવવાનું હતું!" પિયરના અપમાનથી કુમુદ અત્યંત સંકુચિત બની ગઈ. એને એમ થયું કે વડીલોની સમક્ષ એ જ મોટામાં મોટી ગુનેગાર છે. મનમાં ને મનમાં એ પોતાના અંતરદેવને પ્રાર્થના કરવા લાગી કે: "મેં તમારો કયો અપરાધ કર્યો છે કે જેની આટલી ભારે સજા મને મળે છે! મેં તો તમારા ઉપર વિશ્વાસ રાખીને જ આ બધું કર્યું છે."

વરકન્યા ગાડીમાં બેઠાં. કલકત્તાથી મધુસૂદન જે બૅન્ડ લાવ્યા હતા એણે નાચની ગત વગાડવી શરૂ કરી દીધી.

એક મોટા શમિયાનામાં હોમની તૈયારીઓ થઈ. અંગ્રેજ મહેમાનો કેટલાંક તો ગાદી પર બેઠા બેઠા જ અને કેટલાક પાસે જઈને નમી નમીને જોવા લાગ્યા. ત્યાં જ એમને માટે ચા બિસ્કીટ આવ્યાં. એક નાની શી ટ્રીપોઇ પર મોટો Wedding cake પણ મૂકયો હતો. અનુષ્ઠાન સમાપ્ત થયા પછી એ લોકોએ જ્યારે અભિનંદન આપવા માંડયા, ત્યારે કુમુદ મોઢું લાલ કરીને અને માથું નમાવીને ઊભી રહી. એક જાડી અંગ્રેજ બાઈએ એની બનારસી સાડીનો પાલવ ઉંચકીને ધ્યાનપૂર્વક જોયો. હાથે પહેરેલાં સોનાના મોટા મોટા બાજુબંધ જોવામાં પણ એને મોટું કુતૂહલ માલમ પડયું. અંગ્રેજી બોલીમાં એની પ્રશંસા પણ કરી. અનુષ્ઠાનની બાબતમાં અંગ્રેજોના એક ટોળાંએ મધુસૂદનને કહ્યું: "How interesting." અને બીજાએ કહ્યું "Isn't it?"

આજ મધુસૂદનને કુમુદે પોતાના ભાઈ તથા બીજાં સગાંવહાલાંઓ સાથે વર્તતાં જોયા છે. આજે એને જ આ અંગ્રેજ

મિત્રમંડળીમાં પણ જોયો. ખૂબ ભલમનસાઇ છે, ગદ્‌ગદ્ વિનમ્ર ભાવ છે અને સ્મિત તો મુખમાં સમાતું નથી. ચંદ્રમાં જેમ એક તરફ નિર્મળ પ્રકાશ છે અને બીજી બાજુ ચિર અંધકાર, મધુસૂદનનું ચારિત્ર્ય પણ બરાબર એવું જ છે. અંગ્રેજોની તરફ એનું વર્તન માધુર્ય-પૂર્ણ ચંદ્રના પ્રકાશ જેવું જ ઉજ્જ્વળ અને એવું જ સ્નિગ્ધ છે. બીજી બાજુ એ દુર્ગમ, દુર્દમ્ય અને ઠરી ગએલા બરફની નિશ્ચલતા જેવો દુર્ભેદ્ય છે.

ખાસ સલૂનમાં અંગ્રેજ મિત્રો સાથે મધુસૂદન છે અને બીજા રીઝર્વ કરેલા ડબ્બામાં સ્ત્રીઓ સાથે કુમુદિની છે. એ નારી-સંઘમાંથી કોઇ એનો હાથ પકડીને દબાવી દેતી, તો કોઇ માથાનો છેડો જરા દૂર કરીને મુખશ્રીની સમીક્ષા કરતી; કોઇ કહેતી 'લાંબી છે,' તો કોઇ કહેતી 'પાતળી છે,' અને કોઇ તો ખૂબ ભલમનસાઇથી પૂછતી: "આ આખા શરીરે રંગ ચોપડયો છે, તમારા ભાઇએ વિલાયતથી મોકલ્યો હશે, કેમ?" સૌએ મીમાંસા કરી: આંખો મોટી નથી, પગ સ્ત્રીઓના હોવા જોઇએ તેના કરતાં મોટા છે. શરીર પરનું પ્રત્યેક ઘરેણું ફેરવી ફેરવીને જોવા લાગી, બોલી: "આ તો જૂના જમાનાની ચીજ છે, વજનમાં ભારે છે, નક્કર સોનું લાગે છે. ઓહો, ફેશનની તો બલિહારી છે!"

સ્ત્રીઓના ડબ્બામાં પ્લૅટફૉર્મની ઉલટી તરફની બારીઓ ઉઘાડી હતી; કુમુદિની એ જ બાજુ જોઇ રહી; એણે પ્રયત્ન કરવા માંડયો કે એ બધી વાતો એને ન સંભળાય. જોયું કે એક પગે લંગડો કૂતરો ત્રણ પગે લંગડાતો માટી સુંઘતો ફરે છે. એને એમ થયું કે એના હાથમાં કંઇ ખાવાની વસ્તુ હોત તો! પણ કશું જ નહોતું. કુમુદ મનમાં ને મનમાં વિચારવા લાગી—એક પગ કપાઇ જવાથી બિચારાને માટે જે કંઇ સહજ હતું એ બધું કઠિન બની ગયું,

એટલામાં કુમુદના કાનમાં એક ફરીઆદ પડી. સેલૂન ડબ્બાની સામે ઉભો રહીને એક ભલો માણસ કહેતો હતો: "જુઓ, આ ખેડૂતની દીકરીને બ્હેકાવીને આરકટી લોકો એને આસામના ચહાના બગીચામાં લઇ જતા, એ ત્યાંથી નાસી આવી છે. ગ્વાલંદ સુધીનું ભાડું એની પાસે છે, એનું ઘર છે ડુમરાવમાં, જો થોડી મદદ કરો તો બિચારી બચી જાય." સલૂનમાંથી કુમુદે એક ભયંકર ધુરકિયું સાભળ્યું; એ જ વખતે જમણી બાજુની બારી ઉઘાડીને, પોતાની મોતી જડી કોથળીમાંથી દસ રૂપિયાની નોટ ઝડપથી કાઢી એ છોકરીના હાથમાં મૂકી દીધી અને તરત બારી બંધ કરી લીધી. આ જોઇને એક સ્ત્રી બોલી ઉઠી: "આ આપણી વહુનો ખર્ચાળ હાથ જોયો ?" એક બીજી બોલી: "ખર્ચાળ હાથ નહિ બ્હેન, એ તો દરવાજો છે, દરવાજો–લક્ષ્મીને વિદાય કરવાનો." ત્રીજી બોલી: "રૂપિયા ઉડાવવા જ જાણે છે, પાછા લાવતા શિખી હોત તો કામ આવત." એ લોકોએ આને શેખી માનીને કહ્યું: "બાબુજીએ જેને એક પૈસો પણ ન આપ્યો તેને તમે ઝટ દઇને દસની નોટ કાઢી આપી. આટલો ઠસ્સો શાનો ?" એમણે માની લીધું કે આ પણ કદાચિત એ જ ચેટરજી–ઘોષાલોની રોજની અદાવતનું જ એક અંગ છે.

એ જ વખતે એ સ્ત્રીઓમાંથી એક જરા જાડી, તાઝગીભરી, કાળી છોકરી–મોટી મોટી આંખો હતી, સ્નેહરસથી ભર્યું મોઢું હતું, કુમુદ જેટલી જ હશે. આવીને એની પાસે બેસી ગઇ, ચુપકીથી બોલી: "મનને નથી ગમતું બ્હેન ? આ લોકોની વાતો પર વિચાર ન કરશો, બે ચાર દિવસ આવી રીતે જ મેણાટોણા, બોલાબોલી થતી રહેશે એ તો, પછી જરા ઝેર નરમ પડશે એટલે બધી ઠંડી પડી જશે." આ છોકરી કુમુદની વચલી દેરાણી હતી, નવીનની સ્ત્રી. એનું નામ વિસ્તારિણી. એને સૌ 'મોતીનીમા' કહે છે.

મોતીની માએ જિકર છેડીઃ "જે દિવસે હું નૂરનગર આવી તે દિવસે સ્ટેશન ઉપર મેં તમારા ભાઇને જોયા હતા."

કુમુદ ચોંકી ઉઠી. એના ભાઇ સ્વાગત માટે સ્ટેશનપર ગયા હતા એ ખબર એણે પહેલવહેલી સાંભળી.

"આહ, કેવું શરીર હતું ! એવું મેં મારી આંખે બીજું દીઠું નથી, કોઇ ગીતમાં સાંભળ્યું હતું-હા, કિર્તનમાં,

> શ્રી ચૈતન્ય રૂપની આવી એવી ભરતી મહાન,
> વહાવી લઇ ગઇ જે નદિયાની નારીઓના પ્રાણ.

મને એની યાદ પડી."

ક્ષણમાં કુમુદનું મન પીગળી ગયું. મુખ તિરછું કરીને બારી બાજુ જોઇ રહી. બહારનું મેદાન, વન, આકાશ બધું જ આંસુના ગાંઝળિયામાંથી ધૂંધળું દેખાવા લાગ્યું.

મોતીની માને સમજતા વાર ન લાગી કે કુમુદને ક્યાં દર્દ થાય છે; એટલે ફેરવીને પાછી એણે એના ભાઇની જ વાત ઉપાડી, પૂછ્યું: "ભાઇનું લગ્ન થયું છે ?"

કુમુદે કહ્યું: "ના."

મોતીની મા બોલી ઉઠીઃ "અરે શું કહો છો ! આવું દેવ જેવું રૂપ ! અને હજી સુધી ઘર ખાલી છે ? કઇ ભાગ્યશાળીના નસીબમાં હશે આ વર !"

કુમુદ વિચારતી હતી-ભાઇ ગયા હતા બધું અભિમાન છોડીને માત્ર મારે જ માટે. ત્યાર બાદ આ લોકો જરા જોવા પણ ન ગયા !

માત્ર ધનના મદમાં આવા માણસની અવગણના કરવા પણ તૈયાર થઇ ગયા ! એમનું શરીર આટલા માટે જ તૂટી ગયું !

વૃથા પશ્ચાત્તાપની સાથે વારંવાર મનમાં ને ગનમાં કહેવા લાગી: "ભાઇ સ્ટેશને કેમ ગયા ? શા માટે પોતાને નાના દેખાડ્યા ? મારે માટે ? હું શા માટે મરી ન ગઇ ?

જે વાત થઇ ચુકી, હવે એ પાછી નથી આવતી, પણ એમાં જ એનું મગજ ફરવા માંડ્યું. વારંવાર યાદ આવ્યું–રોગથી ક્લાંત એ મુખ, આશીર્વાદથી ભરેલી સ્નિગ્ધ ગંભીર એ બન્ને આંખો !

## પ્રકરણ વીસમું

### પ્રથમ પરિચય

આગગાડી જ્યારે હાવરા પહોંચી ત્યારે લગભગ ચાર વાગ્યા હતા. ચાદર અને દુપટ્ટાની છેડાગાંઠે બંધાયલા વરકન્યા ઉતરીને બગ્ગીમાં બેઠાં. કલકત્તા શહેરના દિનના પ્રકાશમાં અસંખ્ય આંખો હતી. એમની સામે કુમુદનું શરીર અને મન સંકુચિત બની રહ્યું. આ ઓગણીસ વર્ષના કુમારી જીવનમાં એના અંગેઅંગમાં જે એક મહાન શુચિતા ઉંડી ઉંડી વ્યાપી હતી, એને એ કર્ણના સ્વાભાવિક કવચની જેમ શી રીતે એકદમ હઠાવી દે? એવો કોઇ મંત્ર છે, જે મંત્રથી એ કવચ પલક મારતાં જ સરી પડે. પણ એ મંત્ર હૃદયમાં હજી ગૂંજ્યો નથી. સોડમાં બાજુએ જે માણસ બેઠો છે, મનમાં તો એ હજી બહારનો આદમી છે. પોતાનો માણસ બનવામાં એની તરફથી જ બાધાઓ આવી છે. એના ભાવમાં, વ્યવહારમાં જે એ કઠોરતા છે, એણે તો કુમુદને હજી સુધી ધક્કો મારી મારીને દૂર જ રાખી છે.

આ બાજુ મધુસૂદનને માટે કુમુદિની એક નવો આવિષ્કાર છે સ્ત્રી જાતિનો પરિચય પામી શકે, એવો અવસર હજી સુધી આ કમનસીબ માણસને મળ્યો જ નથી. એના વાણિજ્ય-જગતની ભીડમાં કુળપ્રથા અનુસાર ચાંદલો લઇને પરણી લાવેલી સ્ત્રીનો પડછાયો સુદ્ધાં

૯૭ પડ્યો નથી. કોઇ સ્ત્રીએ ૯૭ સુધી એના મનને વિચલિત નથી કર્યું એમ નથી; પણ એ તો સહેજ જમીન જ હાલી છે, ઇમારતને નુકશાન પહોંચ્યું નથી. મધુસૂદને સ્ત્રીઓને બહુ જ સંક્ષેપમાં જોઇ છે, ઘરની વહુદીકરીઓમાં. એ ઘરનો કામધંધો કરે છે, કલહ ફેલાવે છે, એકબીજાના કાન ભરે છે, નહિ જેવી વાતમાં રોકકળ કરી ઉઠે છે. મધુસૂદનના જીવનમાં એનો પ્રવેશ ઘણો ઓછો છે. એની સ્ત્રી પણ સંસારના એવા જ કોઇ વિભાગમાં કોઇ સ્થાન પામશે અને દૈનિક કુટુંબજીવનની તુચ્છતામાં મળી જઇને દીવાલની ઓથે માલિકના ઇશારે ચલાવનારી નારીસુલભ જીવનયાત્રા વિતાવશે. એનાથી વધારે કુમુદને માટે એ જરા ય વિચારી શક્યો નહોતો. સ્ત્રીની સાથે વ્યવહાર કરવાનું પણ જે કલાનૈપુણ્ય છે, એમાં પણ મેળવવાની અને ગુમાવવાની કોઇક કઠિન સમસ્યા હોઇ શકે છે, એ વાત એના હિસાબદક્ષ મગજના એક ખૂણામાં પણ ઉદય પામી નહોતી.

હવે મધુસૂદને લગ્ન પછી પહેલી જ વાર કુમુદિનીને જોઇ. એક પ્રકારનું સૌંદર્ય છે, એ જાણે દૈવી આવિર્ભાવ લાગે છે, સંસારની સાધારણ ઘટના કરતાં એ કંઇક વધારે છે, પ્રતિક્ષણ જાણે એ આકાંક્ષાથી પર છે. કુમુદનું સૌન્દર્ય આ શ્રેણિનું છે. એ જાણે પાછલી રાત્રિના શુક્તારા જેવું છે, રાત્રિના જગતથી એ ન્યારૂં છે, પ્રભાતના જગતથી પેલે પાર છે. મધુસૂદને પોતાના અવચેત મનમાં, પોતાના અગોચરમાં, કુમુદને એક રીતે પોતાના કરતાં શ્રેષ્ઠ માની; એક ચિંતા ઉઠી—આની સાથે ક્યા પ્રકારનું વર્તન કરવું જોઇએ? કઇ વાત કયા ઢંગથી કહેવી એ ઠીક લાગશે?

શું બોલીને વાતચિત શરૂ કરે, એ વિચારતાં વિચારતાં મધુસૂદને એકદમ પૂછ્યું: " આ તરફથી તડકો આવે છે, નહિ?"

કુમુદિનીએ કંઇ જ જવાબ ન આપ્યો. મધુસૂદને ડાબી તરફનો પડદો ખેંચી લીધો.

થોડીવાર પાછી શાંતિ રહી. પાછો અકસ્માત બોલી ઉઠયો: "ટાઢ તો નથી વાતી ને?" એના ઉત્તરની રાહ જોયા વિના સામેની બેઠક પરથી વિલાયતી કામળો ખેંચીને કુમુદના અને પોતાના ઘૂંટણ પર નાંખીને એની સાથે એક આવરણની સહયોગિતા સ્થાપન કરી દીધી. શરીર અને મન પુલકિત થઇ ગયાં. ચોંકીને કુમુદિની કામળાને દૂર હડાવવા ચાહતી હતી, પણ એટલામાં એણે પોતાની જાતને સંભાળી લીધી, ગાદીને એક કિનારે સંકોચાઇને બેસી રહી.

થોડો વખત આ રીતે જ વીત્યો. એટલામાં એકાએક કુમુદના હાથપર મધુસૂદનની દૃષ્ટિ પડી.

"જોઉં, જોઉં" કહીને એનો ડાબો હાથ પોતાની તરફ ખેંચ્યો અને બોલ્યો: "તમારી આંગળીએ આ વીંટી શાની છે? અરે, આ તો નીલમ દેખાય છે."

કુમુદિની શાંત જ રહી.

"જુઓ, નીલમ મને સદતું નથી. એ તમારે કાઢી નાખવું પડશે."

એક વખત મધુસૂદને નીલમ ખરીદ્યું હતું. એ જ વરસમાં મધુસૂદનની માલ ભરેલી એક સ્ટીમર હાવરાના પૂલ સાથે ટકરાઇને ડૂબી ગઇ હતી. ત્યારથી નીલમ એની આંખમાં ખટકે છે.

કુમુદિનીએ ધીરેથી હાથ છોડાવવાનો પ્રયત્ન કર્યો પણ મધુસૂદને ન છોડયો. બોલ્યો: "આને હું કાઢી લઉં છું."

કુમુદ ચોંકી પડી. બોલી: "ના, રહેવા દો."

એક વાર શેતરંજના ખેલમાં કુમુદ જીતી હતી. એ જીતના ઇનામમાં ભાઇએ પોતાના હાથની એ વીંટી કુમુદને આપી હતી.

મધુસૂદન મનમાં ને મનમાં હસ્યો. વીંટી ઉપર ખૂબ મોહ લાગે છે. અહીં પોતાની સાથે કુમુદનું મળતાપણું જોઇને એને કંઇક આરામ થયો. એણે માની લીધું કે કંઠહાર, બાજુબંધ, કડાં વગેરે દ્વારા અભિમાનિની સાથે વાતચિત કરવાનો માર્ગ નીકળી રહેશે. આ માર્ગમાં મધુસૂદનનો પ્રભાવ સ્વીકાર્યા વિના બીજો રસ્તો જ નથી; પછી ભલે ને એની ઉમર જરા વધારે હો!

પોતાની આંગળીએથી હીરાની એક બહુમૂલ્ય વીંટી કાઢતાં મધુસૂદને હસતાં હસતાં કહ્યું: "ડરશો નહિ, એને બદલે હું તમને બીજી વીંટી આપું છું.

કુમુદિનીથી હવે ન રહેવાયું. જરા કોશિશ કરીને એણે પોતાનો હાથ છોડાવી લીધો. હવે તો મધુસૂદનનું મન ઝણઝણી ઉઠ્યું. કર્તવ્યમાં નડતર એને માટે અસહ્ય હતી. લુખ્ખા કંઠમાંથી જરા જોર કરીને બોલ્યો: "સાંભળ્યું, આ વીંટી તારે કાઢી નાંખવી પડશે."

કુમુદિની નમેલે ચહેરે ચૂપચાપ બેસી રહી. ચહેરા પર સુરખી આવી ગઇ.

મધુસૂદને ફરીથી કહ્યું: "સાંભળે છે? હું કહું છું કે એને કાઢી નાંખવી ઠીક છે. લાવ, મને આપી દે" કહીને એનો હાથ પોતાની તરફ ખેંચવાનો પ્રયત્ન કર્યો.

કુમુદે હાથ હઠાવીને કહ્યું: "હું કાઢી નાંખુ છું."

વીંટી કાઢી નાંખી.

"લાવ, મને આપી દે."

કુમુદિનીએ કહ્યું: "હું એને રાખી મૂકીશ."

મધુસૂદને જરા ઉત્તેજીત થઇને કહ્યું: "રાખવાથી શો ફાયદો ? તને વિચાર છે, એ કેટલી કિંમતી ચીજ છે. એ તારે પહેરવાની નથી એ હું કહી દઉં છું."

કુમુદિનીએ કહ્યું: "હું નહિ પહેરૂં." એણે વીંટી પોતાના મોતી મઢ્યા વાટવામાં મૂકી દીધી.

"કેમ, આટલી નાનીશી વસ્તુ માટે આટલું દર્દ શાનું ? તમારી જીદ કંઇ ઓછી નથી લાગતી."

મધુસૂદનનો અવાજ ખરખરો છે; કાનમાં ખટકે છે. જાણે જાડા કાગળને કોઇ પત્થર પર ઘસતું ન હોય ! કુમુદના સમગ્ર અંગમાં જરા રોમાંચ જેવું થઇ ગયું.

"આ વીંટી તમને આપી કોણે ?"

કુમુદિની શાંતિથી બેસી રહી.

"તમારી બાએ ?"

કુમુદિનીએ જોયું કે હવે જવાબ આપ્યા વિના છુટકો નથી, એટલે અર્ધસ્પષ્ટ સ્વરે કહ્યું: "ભાઇએ."

"ભાઇએ ! એ તો જાણે સ્પષ્ટ છે." ભાઇની કેવી દશા છે એ તો મધુસૂદન સારી રીતે જાણે છે. એ ભાઇની આ વીંટી શનિગ્રહની અસર દાબવાનું હથિયાર છે, આ ઘરમાં એનો પ્રવેશ નહિ થઇ શકે. પરંતુ સર્વથી વધારે વાત એને એ ખટકતી હતી કે હજી સુધી કુમુદના

હૃદયમાં એનો ભાઇ જ સર્વોપરી સ્થાને છે. આ સ્વાભાવિક છે, માટે સહ્ય છે એમ નથી. જૂના જમીનદારની જમીન જ્યારે કોઇ નવો શ્રીમંત મહાજન લીલામમાં ખરીદી લ્યે છે, ત્યારે ભક્ત પ્રજાજનો જુના અમલની વાતો યાદ કરી કરીને લાંબા નિઃસાસા લે છે; અને આ વાત નવા માલિકને બિલકુલ ગમતી નથી; મધુસૂદનની પણ આવી જ દશા છે. આજથી હું જ એના એક માત્ર માલીક અને સર્વસ્વ છુ એ વાત બને એટલી જલદી એને કહી દેવી જોઇએ. એ ઉપરાંત જાનના જમણવારમાં વરનું જે અપમાન થયું હતું તેમાં વિપ્રદાસનો હાથ નહોતો એ વાત માનવા મધુસૂદન તૈયાર નહોતો. જો કે લગ્નને બીજે જ દિવસે નવગોપાલે કહી દીધું હતું કે, ભાઇસાહેબ, વિવાહમંડપમાં તમારી હાટખોલાની આડતમાંથી જે આવક થઇ હતી, એ વાત ભૂલથી ય ભાઇને ન કહેશો; એ આ વાતમાં કશું જ નથી જાણતા, એમની તબિયત ઘણી ખરાબ છે.

વીંટીની વાત તરતને માટે મુલતવી રહી, પણ એ યાદ રહી ગઇ. આ બાજુ સુંદર રૂપ ઉપરાંત બીજાં પણ એક કારણથી કુમુદિનીની કદર વધી ગઇ છે. નૂરનગરમાં હતા ત્યારે બરાબર લગ્નને દિવસે જ મધુસૂદનને તાર મળ્યો હતો કે એના એક કામમાં એને વીસ લાખ રૂપિયાનો ફાયદો થયો છે. હવે એમાં સંદેહ નહોતો કે એ નવી વહુના સૌભાગ્યનું જ પરિણામ હતું. સ્ત્રીના ભાગ્યથી ધન આવે છે, એનું જીવંત પ્રમાણ મળી ગયું. એટલે કુમુદિનીની સાથે ગાડીમાં બેસીને મનમાં ને મનમાં મધુસૂદનને એક વાતનો પરમ સંતોષ હતો કે ભાવિ નફાની એક જીવતી જાગતી ભાગ્યે આપેલી સનદ લઇને પોતે ઘેર જાય છે. એવું ન હોત તો આજે આ ગાડીની રથયાત્રામાં આપઘાત કરવાની વેળા આવત.

# પ્રકરણ એકવીસમું

## સ્વપ્નભંગ

જ્યારથી રાજાનો ઇલ્કાબ મળ્યો છે, ત્યારથી કલકત્તાના ઘોષાલ ભવનના દ્વાર પર નવું નામ કોતરાઇ ગયું છેઃ 'મધુપ્રાસાદ.' એ પ્રાસાદના લોખંડી દરવાજાને એક કિનારે આજે ચોઘડિયાં બેસાડ્યાં છે, અને બગીચામાં એક તંબુમાં બૅન્ડના સૂરો નીકળે છે. દરવાજાપર અર્ધચંદ્રાકારમાં ચમકતી ચળકતી રોશનીના અક્ષરો રચાયા છે— "પ્રજાપતયે નમઃ" બાગના મુખ્ય દરવાજાથી મકાન સુધી લાલ કાંકરીની જે સડક ગઇ છે, તેની બન્ને બાજુએ દેવદારના પત્તા અને ફૂલમાળાઓથી ખૂબ શણગારવામાં આવી છે. મકાનના પહેલા મજલાની ઉંચી ભૂમિ પર ચઢવાના પગથિયા પર લાલ બનાત બિછાવવામાં આવી છે. સ્વજનોની ભીડમાં થઇને વર-કન્યાની બગ્ગી મકાનના ઓટલા આગળ આવી ઉભી. શંખ, મંગલ ધ્વનિ, ઢોલ, ત્રાંસા, ઘંટા, ઘડિયાળ, નોબત અને બૅન્ડ સર્વ એકીસાથે ઝણઝણી ઉઠયાં, જાણે દસ-પંદર જાતની માલગાડીઓ એક જ સ્થાને જોરથી અથડાઇ પડી હોય ! એક પરિપક્વ વૃદ્ધા, જે સગપણમાં મધુસૂદનની નાની થાય છે, તે પાંતીમાં સિંદુર ભરી, લાલ કોરની સાડી પહેરીને અને સોનાનાં કડાં અને શંખની બંગડીઓથી હાથ શણગારી, એ હાથમાં પાણીભર્યો એક ચાંદીનો મોટો લોટો લઇને બગ્ગીની સામે આવીને

ઉભી રહી. વહુના પગ પર પાણી રેડ્યું, અને પોતાનાં પાલવથી લૂછ્યું, હાથમાં સૌભાગ્યસૂચક લોખંડની બંગડી પહેરાવી, અને વહુનાં મુખમાં થોડું મધ નાખીને બોલી: "આટઆટલા દિવસો પછી અમારા નીલા આકાશમાં પૂનમનો ચંદ્ર નીકળ્યો, અને અમારા નીલ સરોવરમાં સોનાનું કમળ ખીલ્યું." બીજાએ કહ્યું: "પ્રાચીન સમયમાં તો આવી કન્યાઓ માટે રાજાઓ વચ્ચે મહાયુદ્ધો થતાં, હવે તો એક વેપારના નફાથી જ કાર્યસિદ્ધિ થઇ જાય છે. કળિયુગમાં દેવના લોકો પણ અરસિક હોય છે, અને ભાગ્યચંદ્રના અઠ નક્ષત્ર તો બધા વૈશ્યો જ છે."

ત્યાર બાદ વરણ, સ્ત્રી-આચાર વગેરે લગ્નની પ્રથાઓ પૂરી કરતાં કરતાં જ્યારે સંધ્યા પડી ગઇ, ત્યારે ઘણી મુશ્કેલીએ કાળરાત્રિને વખતે બધી ક્રિયાઓ સમાપ્ત થઇ.

માત્ર એક મોટી બહેનના લગ્નની વાત કુમુદને બરાબર યાદ છે, પણ એણે પોતાને ઘેર કોઇ નવી વહુને આવતાં દીઠી નથી. યૌવનના પ્રારંભની પહેલાથી જ એ કલકત્તામાં ભાઇના નિર્મળ સ્નેહની છાયામાં ઉછરી છે. બાલિકાના મનનું કલ્પનાજગત સાધારણ સંસારના કઢંગા ઢાળમાં ઢળાયું નથી, બાલ્યાવસ્થામાં પતિની કામનાથી એ જ્યારે શિવની પૂજા કરતી હતી, ત્યારે એણે પતિના ધ્યાનમાં એ જ મહા-તપસ્વી શિવને જોયા છે. સાધ્વી નારીનું આદર્શ રૂપ એ પોતાની માળામાં જ જોતી. કેવી સ્નિગ્ધ શાંત કમનીયતા હતી! કેટલું ધૈર્ય, કેટલું દુ:ખ, કેવી દેવ-પૂજા, મંગલાચરણ અને અથાક સેવા હતી! બીજી બાજુ એમના (માતાના) પતિ તરફના વ્યવહારમાં ત્રુટિઓ હતી, ચારિત્ર્યમાં સ્ખલન હતું; એટલું હોવા છતાં પણ ચારિત્ર્ય ઉદારતામાં ઉજ્જ્વળ અને પૌરુષમાં દૃઢ હતો. એમાં હીનતા, કપટનો લેશ માત્ર અંશ નહોતો. એ મનમાં જે એક માન-મર્યાદા હતી, એ જાણે સુંદર

# પ્રકરણ એકવીસમું

## સ્વપ્નભંગ

જ્યારથી રાજાનો ઇલ્કાબ મળ્યો છે, ત્યારથી કલકત્તાના ઘોષાલ ભવનના દ્વાર પર નવું નામ કોતરાઇ ગયું છેઃ 'મધુપ્રાસાદ.' એ પ્રાસાદના લોખંડી દરવાજાને એક કિનારે આજે ચોઘડિયાં બેસાડ્યાં છે, અને બગીચામાં એક તંબુમાં બૅન્ડના સૂરો નીકળે છે. દરવાજાપર અર્ધચંદ્રાકારમાં ચમકતી ચળકતી રોશનીના અક્ષરો રચાયા છે– "પ્રજાપતયે નમઃ" બાગના મુખ્ય દરવાજાથી મકાન સુધી લાલ કાંકરીની જે સડક ગઇ છે, તેની બન્ને બાજુએ દેવદારના પત્તા અને ફૂલમાળાઓથી ખૂબ શણગારવામાં આવી છે. મકાનના પહેલા મજલાની ઉંચી ભૂમિ પર ચઢવાના પગથિયા પર લાલ બનાત બિછાવવામાં આવી છે. સ્વજનોની ભીડમાં થઇને વર-કન્યાની બગ્ગી મકાનના ઓટલા આગળ આવી ઉભી. શંખ, મંગલ ધ્વનિ, ઢોલ, ત્રાંસા, ઘંટા, ઘડિયાળ, નોબત અને બૅન્ડ સર્વ એકીસાથે ઝણઝણી ઉઠયાં, જાણે દસ-પંદર જાતની માલગાડીઓ એક જ સ્થાને જોરથી અથડાઇ પડી હોય ! એક પરિપક્વ વૃદ્ધા, જે સગપણમાં મધુસૂદનની નાની થાય છે, તે પાંતીમાં સિંદૂર ભરી, લાલ કોરની સાડી પહેરીને અને સોનાનાં કડાં અને શંખની બંગડીઓથી હાથ શણગારી, એ હાથમાં પાણીભર્યો એક ચાંદીનો મોટો લોટો લઇને બગ્ગીની સામે આવીને

ઉભી રહી. વહુના પગ પર પાણી રેડ્યું, અને પોતાનાં પાલવથી લૂછ્યું, હાથમાં સૌભાગ્યસૂચક લોખંડની બંગડી પહેરાવી, અને વહુનાં મુખમાં થોડું મધ નાખીને બોલીઃ "ઓહઆટલા દિવસો પછી અમારા નીલા આકાશમાં પૂનમનો ચંદ્ર નીકળ્યો, અને અમારા નીલ સરોવરમાં સોનાનું કમળ ખીલ્યું." બીજાએ કહ્યું: "પ્રાચીન સમયમાં તો આવી કન્યાઓ માટે રાજાઓ વચ્ચે મહાયુદ્ધો થતાં, હવે તો એક વેપારના નફાથી જ કાર્યસિદ્ધિ થઇ જાય છે. કળિયુગમાં દેવના લોકો પણ અરસિક હોય છે, અને ભાગ્યચંદ્રના ગ્રહ નક્ષત્ર તો બધા વૈશ્યો જ છે."

ત્યાર બાદ વરણ, સ્ત્રી-આચાર વગેરે લગ્નની પ્રથાઓ પૂરી કરતાં કરતાં જ્યારે સંધ્યા પડી ગઇ, ત્યારે ઘણી મુશ્કેલીએ કાળરાત્રિને વખતે બધી ક્રિયાઓ સમાપ્ત થઇ.

માત્ર એક મોટી બહેનના લગ્નની વાત કુમુદને બરાબર યાદ છે, પણ એણે પોતાને ઘેર કોઇ નવી વહુને આવતાં દીઠી નથી. યૌવનના પ્રારંભની પહેલાથી જ એ કલકત્તામાં ભાઇના નિર્મળ સ્નેહની છાયામાં ઉછરી છે. બાલિકાના મનનું કલ્પનાજગત સાધારણ સંસારના કઢંગા ઢાળમાં ઢળાયું નથી. બાલ્યાવસ્થામાં પતિની કામનાથી એ જ્યારે શિવની પૂજા કરતી હતી, ત્યારે એણે પતિના ધ્યાનમાં એ જ મહા-તપસ્વી શિવને જોયા છે. સાધ્વી નારીનું આદર્શ રૂપ એ પોતાની માળામાં જ જોતી. કેવી સ્નિગ્ધ શાંત કમનીયતા હતી! કેટલું ધૈર્ય, કેટલું દુઃખ, કેવી દેવ-પૂજા, મંગલાચરણ અને અથાકસેવા હતી! બીજી બાજુ એમના (માતાના) પતિ તરફના વ્યવહારમાં ત્રુટિઓ હતી, ચારિત્ર્યમાં સ્ખલન હતું; એટલું હોવા છતાં પણ ચારિત્ર્ય ઉદારતામાં બૃહત્ અને પૌરુષમાં દૃઢ હતો. એમાં હીનતા, કપટનો લેશ માત્ર અંશ નહોતો. એ મનમાં જે એક માન-મર્યાદા હતી, એ જાણે સુદૂર

કાળના પૌરાણિક આદર્શની હતી. એમના જીવનમાં પ્રતિદિન એ જ પ્રમાણિત થયું હતું કે પ્રાણથી પણ માન અધિક છે અને ધનથી ઐશ્વર્ય. એ અને એમના બરોબરીના લોકો મર્યાદાશીલ અને સન્માનનીય માણસો હતા. એમના મનમાં એક જ વાત હતી કે પોતાની હાનિ કરીને પણ અક્ષત સન્માનના ગૌરવની રક્ષા કરવી–અક્ષત સંચયના અહંકારનો પ્રચાર નહિ.

કુમુદની જે દિવસે ડાબી આંખ ફરકી, તે દિવસે એ પોતાની સંપૂર્ણ ભક્તિપૂર્વક આત્મોસર્ગનો પૂર્ણ સંકલ્પ કરીને તૈયાર હતી. એ વાત તો એની કલ્પનામાં પણ નહોતી કે ક્યાંય બાધા અને ઓછપ આવી શકે છે. દમયંતીએ શી રીતે જાણી લીધું હતું કે વિદર્ભરાજ નળ સાથે જ જીવનયાત્રા કરવાની છે। એના મનમાં નિશ્ચિત વાત ઉગી ચૂકી હતી. એવી જ નિશ્ચિત વાત શું કુમુદને પણ નથી મળી ? વરણીતું આયોજન બધું ઠીક હતું. રાજા પણ આવ્યા, પરંતુ મનમાં જેને સ્પષ્ટ જોયા હતા, બહાર એ ક્યાં દેખાયા ? રૂપને માટે પણ બહુ નહોતું લાગતું. ઉમરની પણ બહુ પરવા નહોતી. પણ રાજા ? એ સાચા રાજા ક્યાં છે ?

ત્યાર બાદ જે અનુષ્ટાનના દ્વારથી કુમુદ પોતાના નવા સંસારમાં આવી છે, એમાં કોઈ વજ્ર-ગંભીર મંગલધ્વનિ કેમ ન થયો, જેની દ્વારા આ નવવધૂ આકાશના સપ્તર્ષિઓનો આશીર્વાદ મંત્ર સાંભળી શકત। સર્વ અનુષ્ટાનને પરિપૂર્ણ કરીને આવું વંદન-ગાન ઉદાર સ્વરથી કેમ ન જાગી ઉઠ્યું–

"जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ"

એ જ "जगत पितरौ" જેમાં ચિર-પુરુષ અને ચિરનારી વાક્ય અને અર્થની જેમ એકત્ર મળેલાં છે ?

# પ્રકરણ બાવીસમું

## અણીને વખતે

મધુસૂદન જ્યારે કલકત્તામાં રહેવા આવ્યા હતા ત્યારે પહેલવહેલું એમણે એક જૂનું મકાન ખરીદ્યું હતું. એ જ ચોકવાળું મકાન આજે એમનું અંતઃપુર છે. ત્યાર પછી એની બરાબર સામે કલકત્તા ફેશનનું એક મોટું નવું ભવન બંધાવીને જોડી દીધું છે; એ દીવાનખાનું છે. જો કે આ બન્ને મકાન એક રીતે જોડાયલાં છે છતાં બન્ને જુદી જુદી જાતનાં છે. બહારના ભવનમાં સર્વત્ર સંગેમરમરની બિછાત છે, એના પર વિલાયતી ગાલીચો છે, દીવાલો પર વિલાયતી ચિત્રીત કાગળો ચોંટાડેલા છે અને એના ઉપર તરેહ તરેહની તસ્વીરો લટકી રહી છે, એમાં કેટલાંક તૈલચિત્રો છે, કેટલાંક કોરી કાઢેલાં દશ્યો છે અને કેટલાંક દબાણુથી ઉઠાવેલાં ચિત્રો છે. એ ચિત્રો હરણનો પીછો પકડતાં શિકારી કૂતરાઓના, ડર્બીની શરતમાં જીતેલા પ્રખ્યાત ઘોડાઓનાં, વિદેશી કુદરતી દશ્યો અથવા સ્નાન કરતી નગ્ન સ્ત્રીઓનાં છે. એ ઉપરાંત દીવાલો પર કેટલાંક ચિનાઇ વાસણો છે, કેટલેક ઠેકાણે મોટા મુરાદાબાદી થાળો, ક્યાંક જાપાની પંખા, ક્યાંક ટીબેટી ચામર વગેરે ભરપૂર વસ્તુઓનો અવ્યવસ્થિત સમાવેશ છે. આ બધી વસ્તુઓ પસંદ કરવી, ખરીદવી અને શણગારવી વગેરે વ્યવસ્થાનો ભાર મધુસૂદનના એક અંગ્રેજ મદદનીશ ઉપર છે. આ વસ્તુઓ ઉપરાંત મખ-

મલ અને રેશમથી મઢેલાં ખુરશીઓ અને સોફાઓનો પાર નથી. કાચના કબાટોમાં ચળકતી બાંધણીના અંગ્રેજી પુસ્તકો છે, સાફ કરનાર નોકર સિવાય કોઇ એમને હાથ અડકાડતું નથી. એક નાનાશા ટેબલ પર આલ્બમો પડ્યાં છે; કેટલાકમાં ઘરના માણસોની છબીઓ છે અને કેટલાકમાં વિદેશી અભિનેત્રીઓની.

અંતઃપુરમાં પહેલા માળના ઓરડાઓમાં અંધારૂં રહે છે, ઠંડક પણ ખૂબ છે, જાળાં અને ધૂમાડાથી એ કાળા પડી ગયા છે, આંગણામાં ઘણી જાતનો કચરો એકત્ર પડયો છે, અને ત્યાં જ પાણીનો નળ છે. વાસણો પણ અહીં જ ઘસાય છે અને કપડાં પણ અહીં જ ધોવાય છે. નળનું કામ પૂરૂં થઇ રહ્યું હોય છે તો ય એ ખુલ્લો જ પડયો હોય છે. ઉપરના છજામાંથી સ્ત્રીઓની સુકવેલી સાડીઓ છેક નીચે સુધી લટકતી હોય છે; અને પાંજરામાંથી પહાડી પોપટોનું એઠું પડી પડીને આંગણું ગંદુ બની ગયું છે. ચોકની અને ઓટલાની દીવાલો પર પાનની પીચકારીના ડાઘા અને અનેક જાતની મલિનતાના અક્ષય સ્મૃતિ–ચિહ્નો પડી ગયાં છે. આંગણાની પાછળના ચબૂતરાની પાછળ રસોડું છે, ત્યાંથી રસોઇની ગંધ અને કોલસાનો ધૂમાડો ઉપરના ઓરડાઓમાં જઇને વ્યાપ્ત ગઇ જાય છે. રસોડાની બહાર ચાર દીવાલોથી ઘેરાયલી થોડી જમીન છે. એના ખૂણામાં બળેલા કોલસા, ચૂલાની રાખોડી, ફૂટેલા માટીના વાસણો, તૂટેલી ટોપલીઓ અને જૂના તૂટી ગયેલ ચૂલાઓનો ઢગલો પડયો છે. બીજા ખૂણામાં બે ત્રણ ગાયો અને એમના વાછરડાં બાંધેલા છે. એમની આસપાસ છાણ અને ઘાસનું વાસીદું એકઠું થયેલું છે, અને આખી ભીંત છાણથી ઢંકાઇ ગઇ છે. એક છેડે લીમડાનું ઝાડ છે, ગાય બાંધી બાંધીને એની છાલ ઉખાડી નાખવામાં આવી છે, અને લાગલાગટ વાંરીનો ઉપયોગ કરી એનાં પાંદડાં લઇ લઇને એ બિચારા લીમડાને

કદરૂપો બનાવી દેવામાં આવ્યો છે. અંતઃપુરમાં બસ અહીં જ થોડી ખાલી જમીન છે, બાકી તો બધી જમીન બહારની બાજુ છે અને એ લતાઓના મંડપથી, વિચિત્ર ફૂલોની ક્યારીઓથી, નાના ઘાસવાળા મેદાનોથી, લાલ રેતીના સફાઇબંધ રસ્તાથી અને લોખંડી બેઠકોથી સુશોભિત છે.

અંતઃપુરમાં ત્રીજે માળે કુમુદિનીનું શયનગૃહ છે. મેઘોગની પોલિશવાળો મોટો સુંદર પલંગ છે. ઉપરની છત્રી ઉપર મચ્છરદાની છે, એની રેશમી તો ઝાલર છે, બિછાનાના પગથાર તરફ પૂરા માપની એક નગન સ્ત્રીની તસ્વીર લટકાવેલી છે, છાતીપર બન્ને હાથ મૂકીને એ લજ્જાનું બહાનું બતાવી રહી છે. માથાની બાજુએ મધુસૂદનનું પોતાનું તૈલચિત્ર છે, એમાં એના કાસ્મીરી દુપટ્ટાની કોર સર્વથી વધારે ઝબકે છે. એક બાજુ ભીંતને અઢેલીને કપડાં મૂકવાનું એક નકસીદાર કબાટ છે, એના પર અરિસો છે, અરિસાની બન્ને બાજુએ ચિનાઇ માટીના બે શમાદાન પડ્યાં છે. સામે ચીનાઇ માટીની રકાબીમાં પાવડરનો ડબ્બો, ચાંદીથી મઢેલું બ્રશ, ત્રણ ચાર જાતના વિલાયતી અત્તરો, તેલો અને એ અત્તરો છાંટવાની પીચકારીઓ તથા અનેક જાતની શૃંગારની સામગ્રી પડી છે- વિલાયતી મદદનીશે ખરીદેલી. એક ગુલાબી કાચની ફુલદાનીમાં ફૂલોનો ગુચ્છો પડ્યો છે. એક બાજુ લખવાનું ટેબલ છે, એના ઉપર કિંમતી પત્થરનો ખડીઓ, કલમદાન અને કાપેલા કોરા કાગળો પડ્યા છે. આમતેમ મોટી ગાદીવાળાં સોફા અને ખુરશીઓ પડ્યાં છે. વચ્ચે વચ્ચે ટ્રીપાઇ પડી છે, જેનો ચા પીતી વખતે ઉપયોગ થાય છે. પત્તા રાખવામાં પણ એ વપરાય છે. નવી મહારાણીને માટે શયનગૃહ કેવું હોવું જોઇએ એનો મધુસૂદનને ખાસ વિચાર કરવો પડ્યો છે. અંતઃપુરના છેલ્લા મજલાનું આ શયનગૃહ એવું લાગતું હતું, જાણે

મેલી ગોદડી ઓઢીને ઉભેલા ભિખારીને માથે જવાહીરોથી જડેલી જરીદાર પાઘડી ન મૂકી હોય !

અને જ્યારે શોરબકાર અને ધામધૂમવાળો એ દિવસ પૂરો થયો ત્યારે રાત્રે કુમુદ પોતાના એ ઓરડામાં ગઇ. મોતીની મા એને લઇ આવી હતી. આજે રાત્રે એ જ એની સાથે સૂશે એ પણ નક્કી થઇ ગયું હતું. બીજી પણ છોકરીઓનું ઝુંડ સાથે આવતું હતું. એમના કુતૂહલ અને મનોરંજનનો નશો એમને છોડતાં નહોતાં. મોતીની માએ આખરે એમને વિદાય કરી. ઓરડામાં આવતાં જ કુમુદને ગળે હાથ વિંટાળીને એણે કહ્યું : "હું થોડી વાર બાજુના ઓરડામાં જાઉં છું. તમે જરા રડી લો, બહેન, આંખોના આંસુ તમારી છાતીમાં જમી ગયા છે." અને એ ચાલી ગઇ.

કુમુદ એક ખુરશી પર બેસી ગઇ. રડશે પાછળથી, પણ હમણાં તો એને પોતાને સંભાળવાની જરૂર હતી. અંદર ને અંદર જે મોટી વેદના એના હૃદયમાં પીડા કરતી હતી તે તો પોતાની જ સામે પોતાનું અપમાન હતું. આટલા દિવસોથી એ જે સંકલ્પ કરતી આવી છે, એનું વિદ્રોહી બલ એનાથી ઉલટી દિશાએ જાય છે. એ મનને મનાવવાનો કે સંયમી બનાવવાનો એને જરા ય સમય મળ્યો નહોતો. 'ભગવાન બળ આપો. બળ, મારા જીવનને કાળું ન કરીશ. હું તારી દાસી છું. મને વિજયી બનાવ, એ વિજય તારો જ છે.'

એક ઉંમરે પહોંચેલી સુડોળ દેહવાળી શ્યામવર્ણ સુંદરી વિધવાએ ઓરડામાં પ્રવેશ કરતાં જ કહ્યું : "મોતીની માએ તમને જરા સમય આપ્યો એટલે આવી છું, બહેન, કોઇને પાસે જ આવવા નથી દેતી, આખો વખત તમને ઘેરી રાખે છે, જાણે અમે ધાડ પાડવાના હથિયારો લઇને ફરીએ છીએ, અને એની વાડ કાપીને

તમને ઉંચકી જઈશું. હું તમારી જેઠાણી છું, શ્યામાસુંદરી. તમારા પતિ મારા દિયર થાય છે. અમને તો લાગતું હતું કે જમા ખર્ચની ખાતાવહી જ એમની પત્ની થઇ રહેશે, અંત સુધી; પણ એ વહીમાં કંઇક જાદુ છે, બ્હેન. આટલી ઉંમરે આવી સુંદરી એ વહીના જોરે જ મળી છે. હવે એ પચે ત્યારે ખરી, ત્યાં કંઇ વહીનો મંત્ર ચાલવાનો નથી તો, સાચું કહેજે બ્હેન, અમારા બુઢ્ઢા દિયર તમને પસંદ તો છે ને?"

કુમુદ દંગ બની ગઇ. શું જવાબ આપે? કંઇ સમઝણુ ન પડી. શ્યામાએ કહ્યું: "સમજી તો ગયાં હશો, પણ હવે શું થાય. પસંદ હોય કે નહિ, સાત ફેરા જ્યારે ફર્યાં છો ત્યારે તો હવે એકવીસ ફેરા ઉલટા લગાવવાથી પણ કંઇ ગાંઠ ખુલવાની નથી."

કુમુદે કહ્યું: "આ શું કહો છો, જીજી!"

શ્યામાએ જવાબ આપ્યો: "કેમ ખુલાસો કહેવાથી કંઇ ઓછો ગુન્હો થાય છે, બ્હેન? ચહેરો જોતાં જ ખબર પડી જાય છે. પણ તમને દોષ નહિ દઉં. એ અમારા ઘરના છે, એથી કંઇ આંખો ઓછી ફૂટી ગઇ છે? મહા કઠોરને પાલે પડ્યા છો વહુ, વિચાર કરીને, સમજીને ચાલજો."

એટલામાં મોતીની માને અંદર આવતી જોઇને બોલી: "ડરશો ના બ્હેન, ડરશો ના. મારા ફૂલ, હું જાણું છું. મેં વિચાર્યું કે તમે નથી એટલે હું જઇને જરા નવી વહુ ને જોઇ આવું. વાત છે તો ઠીક, કંજુસનું ધન છે, હોશિયારીથી રાખવું પડશે. હું આ વહુને કહેતી હતી કે અમારા દિયરને તો જાણે આદાસીસીનું દર્દ છે; વહુને લાગ્યું છે એ તો ડાબી બાજુનું કપાળ, જમણી બાજુનું કપાળ એને રાખી શકે તો વાત પૂરી થાય..

એટલું બોલીને ઝડપથી એ બહાર નીકળી ગઇ, અને તરતજ પાછી આવીને કુમુદની પાસે પાનની ડબ્બીઓ ઉઘાડીને બોલી. "લ્યો, તમાકુ ખાવાની ટેવ છે?"

કુમુદે કહ્યું: "ના."

શ્યામાસુંદરીએ એક ચપટી તમાકુ પોતાના મુખમાં મૂકી અને ધીમી ચાલે બહાર ચાલી ગઇ.

"હું હમણાં આવી, માસીને જરા ખવડાવીને વિદાય કરી આવું. વાર નહિ કરું" કહીને મોતીની મા ચાલી ગઇ.

શ્યામા સુંદરીએ કુમુદના મનમાં એક મોટી સ્વાદહીન વાત જગાવી દીધી. આજે કુમુદને સર્વથી વધારે જરૂર હતી માયાના આવરણની. એને જ એ પોતાના મનમાં જમાવતી હતી, અને જે સૃષ્ટિકર્તા દ્યુલોક-ભૂલોકમાં અનેક સ્વાંગ લઇને રૂપની લીલા કરે છે, એમને પણ સહાયક બનાવવાની કોશિશ કરતી હતી. એટલામાં શ્યામાએ આવીને એની વણેલી સ્વપ્નજાળ પર આઘાત કર્યો. કુમુદ આંખો મીચીને ખૂબ જોરથી પોતાને કહેવા લાગી. "પતિની ઉંમર વધારે છે, એટલે એમને પ્રેમ નથી કરતી. એ વાત કદી પણ સાચી હોઇ શકે નહિ. શરમ, શરમ આવે છે! આ તો ઓછી સ્ત્રીઓનું કામ છે!" શિવની સાથે સતીના સબંધની વાત કંઇ એને યાદ નથી? શિવનિંદકોએ એમની ઉંમરને માટે ટોણો માર્યો હતો, પણ એ વાતને સતીએ સાંભળી-અણસાંભળી કરી નાંખી હતી.

પતિની ઉંમર અથવા રૂપના વિષયમાં કુમુદે હજી સુધી કંઇ વિચાર જ કર્યો નહોતો. સાધારણ રીતે જે પ્રેમથી સ્ત્રી પુરુષનું લગ્ન સત્ય બને છે, જેમાં રૂપ, ગુણ, દેહ, મન બધું જ મળેલું છે, એની આવ-

શ્યક્તા છે એ વાત કુમુદે ક્યારે ય વિચારી નથી. પસંદ કરીને પરણ-વાની વાતને જ એ રંગ લગાવીને દબાવી દેવા ઇચ્છે છે.

આ વખતે ફુલદાર કોટ અને જરીકોરનું ધોતિયું પહેરેલો એક ૭ સાત વર્ષનો છોકરો ઓરડામાં આવતાંની સાથે જ કુમુદને વળગીને ઉભો રહ્યો. મોટી મોટી મુગ્ધ કરે એવી આંખો વડે એ કુમુદના મુખ તરફ ડરતાં ડરતાં જોઇને ધીરા મીઠા સ્વરે બોલ્યોઃ "બા"

કુમુદે એને પોતાની ગોદમાં ખેંચીને કહ્યું: "કેમ બેટા, તારૂં નામ શું છે?"

બાળકે રોફથી પોતાના નામની આગળ પાછળ પૂછડાં લગાવીને કહ્યુંઃ "શ્રી મોતીલાલ ઘોષાલ,"

સૌ કોઇ એને "હાબલુ" કહીને બોલાવતા હતા, એટલે પોતાના સન્માનની રક્ષાને ખાતર પિતૃ-દત્ત નામને આટલું સંપૂર્ણ કરીને એને કહેવું પડ્યું. એ વખતે કુમુદનું અંતસ્તલ પાકેલા ફોલ્લાની જેમ ટસટસી રહ્યું હતું. આ બાળકને છાતી સરસો ચાંપીને જાણે એ જીવી ગઇ. એકાએક માલમ પડયું કે આટલા દિવસોથી એ મંદિરમાં જે ગોપાળને ફૂલ ચઢાવતી આવી છે, તે જ આ બાળકના રૂપમાં આવીને એની ગોદમાં બેઠા છે. બરાબર જે સમયે એ બોલાવતી હતી તે દુઃખના સમયમાં જ આવીને એમણે કહ્યું: "આ જો, હું તો અહીં જ છું —તારી સાંત્વના." મોતીના ગોળ ગોળ ગાલ મસળીને કુમુદે કહ્યું: "ગોપાળ, ફૂલ લઇશ?"

કુમુદના મુખમાંથી ગોપાળ વિના બીજું નામ ન નીકળ્યું. અકસ્માત પોતાના નામાન્તરથી હાબલુને કંઇક આશ્ચર્ય થયું, પરંતુ એવો સ્વર એના કાનમાં પહોંચ્યો છે કે એનાં મનમાં કંઇ શંકા કે આપત્તિ જ ઉઠી શકી જ નહિ.

એટલામાં જોડેના ઓરડામાંથી મોતીની મા બાળકનો અવાજ સાંભળીને દોડી આવી અને બોલીઃ "કેમ રે અલ્યા લંગુર, તું અહીં આવી પહોંચ્યો!" હવે "શ્રી મોતીલાલ ઘોષાલ"નું માન જતું રહ્યું. જમણે હાથે 'બા'નો પાલવ પકડી, શિકાયતભરી આંખો ઉંચી કરીને એ પોતાની માના મુખ ભણી તાકી રહ્યો. કુમુદે હાબલુને પોતાના ડાબા હાથે ઘેરીને કહ્યું: "ના ના, રહેવા દો."

"ના બહેન, બહુ રાત વીતી છે. હવે જઇને સૂવા ઘો. આ ઘરમાં એ તો તમને સરળતાથી મળશે. એના જેવો સસ્તો છોકરો બીજો કોઇ નથી." કહીને મોતીની મા અનિચ્છનીય બાળકને સુવડાવવા લઇ ગઇ. બસ, આટલાથી જ કુમુદનો મનનો ભાર હલકો થઇ ગયો. એને માલમ પડ્યું, જાણે એની પ્રાર્થનાનો જવાબ એને મળી ચૂક્યો. જીવનની સમસ્યા હવે સરળ દેખાવા માંડી—એ નાના બાળક જેવી જ.

## પ્રકરણ ત્રેવીસમું

### સમભાવ

મોડી રાતે મોતીની માની ઊંઘ ઊડી ગઇ. જોયું તો કુમુદ પોતાના બિછાના પર બેઠી છે. બન્ને હાથ જોડીને ગોદમાં મૂક્યા છે અને ધ્યાનાવિષ્ટ નેત્ર જાણે સામે કોઇને જોઇ રહ્યાં છે. જેમ જેમ એને મધુસૂદનને પોતાના હૃદયમાં સ્થાપિત કરવામાં બાધાઓ આવતી જાય છે, તેમ તેમ એ પોતાના દેવ દ્વારા પતિને ઘેરી રાખવા માગે છે. સ્વામીને ઉપલક્ષ્ય કરીને, એ દેવને પોતાનું સમર્પણ કરવા ઇચ્છે છે. દેવે એની પૂજા કઠિન બનાવી દીધી છે. એ પ્રતિમા સ્વચ્છ નથી, પરંતુ એ જ ભક્તિની પરીક્ષા છે, શાલીગ્રામનો પત્થર તો કંઇ જ બતાવતો નથી. ભક્તિ એ રૂપહીનતમાં જે વૈકુંઠનાથનું રૂપ પ્રગટ કરે છે એ પોતાના બળથી. જ્યાં દેખાતું નથી, ત્યાં હૃદય જોઇશ–એ જ મારી સાધના હો. ભગવાન જ્યાં સંતાઇને રહે છે, ત્યાં જઇને એમના ચરણોમાં મારૂં સમર્પણ ધરીશ. એ મને ધોખો દઇ શકે એમ નથી.

"મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઇ."

ભાઇ પાસે શીખેલા મીરાબાઇના આ ગીતને એ મનમાં ને મનમાં ગાવા લાગી.

મધુસૂદનનો અત્યંત કઠોર પરિચય જે એને મળ્યો છે, એને એ 'કંઇ નથી' કહીને પાણીનો પરપોટો જાણીને ઉડાવી દેવા માગે છે. ચિરકાળનાં જે સત્ય છે, એ સર્વ કંઇ આમાં જ ઢંકાયલા છે. "દૂસરા ન કોઇ, દૂસરા ન કોઇ." આ સિવાય બીજી પણ એક વ્યથા છે, એને પણ એ માથા સમજાવા માગે છે. એ છે એના જીવનની શૂન્યતા. આજ સુધી જેને લઇને એનું સર્વસ્વ ઘડાઇને તૈયાર થયું છે, જેને છોડવાથી એના જીવનનો કંઇ અર્થ નથી રહેતો, એ શૂન્ય પણ પૂર્ણ છે.

"તાત છાંડી માત છાંડી, છાંડી સગા સોઇ,
મીરા પ્રભુ લગન લાગી, હોની હોઇ સો હોઇ."

છોડી તો બાપે, માતાએ છોડી; પણ એમની અંદર જે ચિરકાલથી વસે છે તેમણે તો નથી છોડી. પ્રભુ, બીજું કંઇ છોડાવવું હોય તો છોડાવી લ્યો; તમે શૂન્યને ભરી દેવા માટે જ બધું છોડાવ્યું છે. મારી લગની તો તમારામાંજ છે, જે થવાનું હશે તે થશે! મનનું ગાન ક્યારે એના કંઠમાં ખીલી ઉઠ્યું, એની એને ખબર ન પડી–બન્ને આંખોમાંથી આંસુ ટપકવા માંડ્યાં.

મોતીની માએ ચું કે ચાં ન કરી; ચુપચૂપ જોઇ રહી, ત્યાર બાદ કુમુદ જ્યારે ખૂબ સમય સુધી નમસ્કાર કરીને એક ઉંડો નિશ્વાસ લઇને સૂઇ ગઇ, ત્યારે મોતીની માના મનમાં એક ચિંતા ઉઠી, જે પહેલાં ક્યારે ય દેખાઇ નહોતી.

એ વિચારવા લાગી—અમારૂં જ્યારે લગ્ન થયું હતું ત્યારે તો હું નાનું બચ્ચું હતી. 'મન' નામની કોઇ બલા જ નહોતી. નાનું બાળક જેમ ફળને વગર વિચાર્યે મોઢામાં ઠોંસી દે છે, પતિના સંસારે એજ રીતે વગર વિચારે અમને ઠોંસી દીધાં છે. જરા ય ગડ-

તર વિના સાધના કરીને કંઇ મને મેળવી નથી, અમારે માટે તો બસ મુહૂર્ત શોધવું આવશ્યક હતું. જે દિવસે એમ કહેવામાં આવ્યું કે આજે 'સુહાગરાત' છે, તે જ દિવસે સુહાગરાત બની ગઇ, કારણ કે સુહાગરાતનો કંઇ અર્થ નહોતો, એ તો હતો માત્ર એક ખેલ. કાલે જ સુહાગરાત છે, પરંતુ આ છોકરીને માટે એ કેટલી મોટી વિડંબના છે! જેઠજી ૯૭ સુધી પરાયા છે; પોતાના થવામાં બહુ વાર લાગે છે. અહીં સુધી કેમ પહોંચાશે? આ છોકરી એ અપમાનને શી રીતે સહન કરી શકશે? ધન મેળવવામાં તો જેઠજીને કેટલો બધો સમય લાગ્યો, અને આ મન મેળવવામાં એ બે દિવસની સબૂર નહિ કરે? એ લક્ષ્મીને દ્વારે દોડધામ કરતાં કરતાં અડધા થઇ ગયા છે. આ લક્ષ્મીને દ્વારે એક વાર હાથ પણ નહિ પસારે?

આમ આટલી વાતો મોતીની માના મનમાં ન આવત. આવી એતું કારણ એ છે કે કુમુદિની જોતાં જ એ એની થઇ ગઇ છે. એને એ અંતરથી ચહાય છે. આ પ્રેમની પૂર્વ-ભૂમિકા ત્યારથી જ બંધાઇ ચૂકી હતી, જ્યારથી એણે સ્ટેશન ઉપર વિપ્રદાસને જોયા હતા. જાણે મહાભારતમાંથી ભીષ્મ ઉતરી આવ્યા ન હોય! શૂરવીર જેવી તેજસ્વી મૂર્તિ હતી, તપસ્વી સમાન શાંત મુખશ્રી હતી, અને સાથે એક વિષાદભરી નમ્રતા હતી. મોતીની માનાં મનમાં તો એટલે સુધી આવતું હતું કે કોઇ જુએ નહિ તો એ જઇને એક વાર એમને પગે પડી આવે. એ રૂપને આજે ભૂલી શકી નથી. ત્યારપછી જ્યારે એણે કુમુદને જોઇ, મનમાં ને મનમાં બોલીઃ "છે તો ભાઇની જ બ્હેન."

એક પ્રકારનો જાતિભેદ છે, જે સમાજનો નથી, લોહીનો છે. એ જાતિ કોઇ રીતે તોડી શકાતી નથી. આ જે લોહીગત જાતિનું અસા-

મંત્રસ્ય છે, એ જે રીતે સ્ત્રીને ડંખે છે તે રીતે પુરુષને ખટકતું નથી. નાની ઉમરમાં લગ્ન થવાને કારણે પોતાની માને આ રહસ્ય સમજવાનું પોતાનામાં કારણ જ ન મળ્યું. પરંતુ કુમુદમાં પ્રવેશીને એણે આ વાતનો નિશ્ચિત રૂપે અનુભવ કર્યો. એના દેહમાં રોમાંચ થયાં. જાણે એણે એક વિભીષિકાનું ચિત્ર જોયું. જ્યાં એક અપરિચિત જનાવર પોતની વલવલતી જીભ લટકાવીને ચૂપચાપ સંકોચાઇને બેઠું છે, એ જ અંધકારમય ગુફાની સામે કુમુદિની ઉભી ઉભી પોતાના દેવને પોકારી રહી છે. મોતીની માને ક્રોધ ચડ્યો. એ મનમાં ને મનમાં બોલી ઉઠી: "દેવતાના મુખ પર ખાખ! જે દેવતાએ એના પર આફત આણી છે, એ એનો ઉદ્ધાર કરશે? હાય રે!"

# પ્રકરણ ચોવીસમું

## અભિસારિકા

બીજે દિવસે સવારે જ કુમુદને ભાઇનો તાર મળ્યો: "ભગવાન તને આશીર્વાદ આપો." આ તારના કાગળને એણે પોતાના કબ-જાની અંદર છાતી સરસો રાખ્યો. આ તારમાં જાણે ભાઇના જમણા હાથનો સ્પર્શ હતો, પણ ભાઇએ પોતાની તબિયતના હાલ કેમ નથી લખ્યા ? તો શું બિમારી વધી તો નથી ગઇ ? ભાઇના સર્વ સમાચાર ક્ષણે ક્ષણે જેને માટે પ્રત્યક્ષગોચર હતા, આજે એને માટે એ બધું બંધ છે.

આજે સુહાગરાત છે. માણસોને લઇને જાણે ઘરમાં મેળો ભરાયો છે. ઘરની સ્ત્રીઓએ આખો દિવસ કુમુદને હુલાવ્યા-લડાવ્યા કરી. કોઇ રીતે એને એકલી ન રહેવા દીધી. આજે એકલા રહેવાની ઘણી જરૂર હતી.

શયનગૃહની પાસે જ સ્નાનાગાર છે; ત્યાં નહાવાનો નળ છે અને ધારાસ્નાનને માટે એમાં ઝારી લગાવેલી છે. જરા તક મળતાં જ પેટીમાંથી ભગવાનની યુગલ જોડીનું ચિત્ર કાઢીને કુમુદ સ્નાનાગારમાં ઘૂસી ગઇ, અને અંદરથી બારણાં બંધ કરી દીધાં. સફેદ પત્થરની જળચોકી પર ચિત્ર મૂકીને એની સામે જમીન પર બેસીને પોતાના

મનમાં વારંવાર કહેવા લાગી: " હું તમારી જ છું. આજે તમે જ મને ગ્રહણ કરો. એ બીજું કોઇ નથી, એ તમે જ છો, તમે જ છો, તમે તો છો. મારા જીવનમાં તમારૂં જ યુગલરૂપ પ્રગટ થાવ. "

ડૉક્ટરોનું કહેવું છે કે વિપ્રદાસનો ઇન્ફ્લ્યુએન્ઝા ન્યુમોનિયામાં પલટાઇ ગયો છે. નવગોપાલ એકલા કલકત્તે આવ્યા. સુહાગરાતની ભેટ મોકલવાનો પ્રબંધ કરવા વિપ્રદાસ પોતે હોત તો આટલો આડંબર ન કરત.

કુમુદના લગ્નમાં એની ચારે મોટી બહેનોને બોલાવી હતી; પરંતુ બદનામી ફેલાઇ ગઇ હતી કે ઘોષાલ લોકો કુળવાન બ્રાહ્મણો નથી, એટલે એમના ઘરવાળા આ લગ્નમાં એમને મોકલવા કોઇ રીતે રાજી ન થયા. કુમુદની ત્રીજી બ્હેન પતિ સાથે લડી ઝઘડીને બીજે દિવસે કલકત્તે આવી, ત્યારે નવગોપાલે એને કહ્યું: "એમને ત્યાં તું જાશ તો આપણી ઇજ્જતને બટ્ટો લાગશે." લગ્નની રાતવાળી વાતને એ હજી સુધી ભૂલ્યા નહોતા, એટલે માત્ર નિમંત્રણને ખાતર આમતેમની નાની છોકરીઓને એક વૃદ્ધ ચાકરડીની સાથે મોકલી દીધી. કુમુદ સમજી કે સાંધ હજી સુધી થઇ નથી; અને કદાચ થશે પણ નહિ.

કુમુદિનીને નવીન વસ્ત્રાભૂષણોથી લાદવામાં આવી હતી. જેમની સાથે ઠઠ્ઠા મશ્કરીનો સંબંધ એમનું એ કામ પણ સમાપ્ત થઇ ચૂક્યું હતું. હવે મહેમાનોને ખવડાવવા પીવડાવવાની વારી હતી. મધુસૂદને પહેલાંથી જ કહેવડાવી દીધું હતું કે મોડું ન થાય, કાલે મારે ઘણું કામ છે. નવ વાગતાં જ નીચેના આંગણામાં જોરથી ઘંટ વાગ્યો. બસ, હવે એક મિનિટ પણ નહિ, સમય અતિક્રમ કરવાનું કોઇનામાં સામર્થ્ય નહોતું. સભા ઉઠી ગઇ. આકાશમાંથી બાજની છાયા જોઇને કબૂતરની જે

દશા થાય છે, કુમુદનું હૃદય એવી રીતે જ કાંપવા માંડ્યું. એના ઠંડા હાથો પરસેવાથી ભીંજાઇ ગયા, મોઢું ફિક્કું પડી ગયું. ઓરડામાંથી બહાર નીકળતાં જ મોતીની માનો હાથ પકડીને બોલી, "મને થોડા સમય માટે કોઇ ઓથે લઇ જાવ. દસ મિનિટ માટે પણ મને એકલી રહેવા દો." મોતીની મા એને ઝડપથી પોતાના સૂવાના ઓરડામાં લઇ આવી અને અંદરથી બારણું બંધ કરી દીધું. બહાર ઉભાં ઉભાં પોતાના પાલવથી આંસુ લૂછતી બોલી: "તારૂં જેવું નસીબ!"

દસ મિનિટ વીતી ગઇ, પંદર પૂરી થઇ: માણસ તેડવા આવ્યો: "વરરાજા શયનગૃહમાં પહોંચી ગયા, વહુરાણી ક્યાં છે?" મોતીની માએ કહ્યું: "આટલી ઉતાવળ શાની છે, વહુને કપડાં ઘરેણાં તો ઉતારવા દો." મોતીની મા એને થોડો સમય આપવા ઇચ્છે છે. અંતે જ્યારે એણે જોયું કે હવે અશક્ય છે એટલે એણે બારણું ઉઘાડ્યું; જોયું તો વહુરાણી પૃથ્વી પર બેહોશ પડી છે.

શોરબકોર થઇ રહ્યો, ઉઠાવીને ધીરે ધીરે બિછાના પર સુવાડવામાં આવી, કોઇએ પાણી છાંટ્યું અને કોઇએ પંખો નાંખવા માંડ્યો. થોડી વાર પછી કુમુદને જ્યારે હોશ આવ્યા ત્યારે એને સમજ ન પડી કે પોતે ક્યાં છે. બોલી: "ભાઇ!" મોતીની માએ ઝડપથી પોતાનું મોઢું એની મુખ પાસે લઇ જઇને કહ્યું: "ડરશો નહિ, છૂછી, હું પાસે જ છું." કહીને એનું મોઢું ગોદમાં લઇને છાતી સરસું ચાંપી દીધું. સૌને કહ્યું: "તમે લોકો ભીડ ઓછી કરો, હું હમણાં લઇને આવું છું." કુમુદના કાનમાં કહેવા લાગી: "ડરશો નહિ બહેન, ડરશો નહિ." કુમુદ ધીરેથી ઉઠી. મનમાં ને મનમાં ભગવાનનું નામ લઇને નમસ્કાર કર્યા. પાસે જ બીજા બિછાનામાં હાબલુ ઘેરી નિદ્રામાં સૂતો હતો, એની પાસે જઇને કુમુદે

એના માથાને ચુંબન કર્યું. મોતીની માએ એને મધુસૂદનના ઓરડા સુધી પહોંચાડીને કહ્યું: "હજી બીક લાગે છે, જીજી?"

કુમુદે હાથની મુઠ્ઠીઓને જરા કઠણ કરીને હસતાં હસતાં કહ્યું: "ના રે, મને નથી લાગતી." મનમાં ને મનમાં એ બોલી: "આજ મારો અભિસાર છે, બહાર અંધકાર અને અંદર પ્રકાશ."

"મેરે તો ગિરિધર ગોપાલ દુસરા ન કોઇ."

## પ્રકરણ પચ્ચીસમું

### સુહાગરાત

એટલામાં શ્યામાસુંદરીએ હાંફતી હાંફતી આવીને મધુને કહ્યું: "વહુને મૂર્ચ્છા આવી ગઇ છે." મધુસૂદનનું મન બળી ગયું; બોલ્યો: "કેમ, એને શું થઇ ગયું?"

"એ તો હું શી રીતે કહી શકું, પણ એ તો 'ભાઇ ભાઇ' કહીને બાવરી બની ગઇ છે. તમે જરા જોવા આવશો?"

"હું શું કરીશ! હું કંઇ એનો ભાઇ નથી!"

"દિયરજી, તમે નાહકનો ગુસ્સો કરો છો. એ તો મોટા ઘરની છોકરીઓ, જરા રહીને વશમાં આવશે."

"રોજ રોજ એ મૂર્ચ્છિત થઇ જાય અને હું એને માથે હકીમી તેલની માલિશ કર્યા કરું-એટલા માટે કંઇ હું એને પરણીને નથી લાવ્યો!"

"દિયરજી, તમારી વાતો સાંભળીને તો હસવું આવે છે. એમાં ખોટું શું થઇ ગયું," અમારા વખતમાં તો માનીતીઓને ઘડી ઘડી મનાવવી પડતી હતી, આજે તો માત્ર મૂર્ચ્છા જ વાળવાની વાત છે."

મધુસૂદન થંભીને બેસી રહ્યો. શ્યામાસુંદરીએ કરૂણાના માર્યા

પાસે આવીને હાથ પકડીને કહ્યું: "આમ જીવ ખરાબ ન કરશો, મારાથી નથી સહન થતું."

શ્યામામાં પહેલાં આટલી હિંમત નહોતી કે એ મધુસૂદનની આટલી પાસે જઇને આવી રીતે ધીરજ આપે. પ્રગલ્ભા શ્યામા એની સમક્ષ બિલકુલ ચૂપ રહેતી હતી, જાણતી હતી કે મધુસૂદન વધારે સહન કરે એવો નથી. સ્ત્રીસુલભ સહજ બુદ્ધિથી શ્યામા સમજી ગઇ કે મધુસૂદન આજે એ મધુસૂદન નથી. આજે એ દુર્લભ છે. પોતાના સન્માન માટેની સાવધાની આજે એનામાં નથી. દિયરના હાથમાં હાથ મેળવીને એ સમજી ગઇ કે એ એને ખરાબ નથી લાગ્યું. નવવધૂએ એના અભિમાનને જે ચોટ લગાવી છે, ગમે તે એક સ્થળેથી એની ચિકિત્સા પામીને અંદર ને અંદર એને જરા આરામ લાગ્યો છે. શ્યામા એનો અનાદર નથી કરતી એ પણ કંઇ તુચ્છ વાત નથી. શ્યામા કંઇ કુમુદથી ઓછી સુંદર છે,- એટલું ભલે કહો કે એનો રંગ જરા શ્યામલ છે,-પણ એની આંખો, એના વાળ, રસીલા હોઠ!

શ્યામા બોલી ઉઠી: "જુઓ પેલી વહુ આવે, હું હવે જાઉં છું; પણ જોજો, એની સાથે ગુસ્સો ગુસ્સી ન કરશો, બિચારી હજી બાળક છે!"

કુમુદે ઓરડામાં પ્રવેશ કર્યો ત્યાં જ મધુસૂદનથી ન રહેવાયું, તે બોલી ઉઠ્યો: "પીયરથી મૂર્ચ્છાની ટેવ લઇને આવી છો કે શું? પણ અમારે ત્યાં એનો રિવાજ નથી. તમારે એ તમારી નૂરનગરી ચાલ છોડી દેવી પડશે."

કુમુદિની એકીટસે પતિના મુખ તરફ જોતી ચૂપચાપ ઉભી રહી, એક શબ્દ પણ બોલી નહિ.

મધુસૂદન એના મૌનથી વધારે ગુસ્સે થયો. એના મનની ઉંડાણમાં આ છોકરીનું મન પામવા એક આકાંક્ષા જાગી ઉઠી; એટલે જ એણે આ નિષ્ફળ ક્રોધ કર્યો. બોલી ઉઠયોઃ "હું કામકાજવાળો માણસ છું, ફુરસદ ઓછી છે. હિસ્ટીરીઆવાળી સ્ત્રીની સેવા ચાકરી કરવાનો મારી પાસે સમય નથી એટલું હું સ્પષ્ટ કરી દઉં છું."

કુમુદે ધીરેથી કહ્યું: "તમે મને અપમાનિત કરવા માગો છો? હું હાર કબૂલી લઇશ. તમારા અપમાનને હું મનમાં નહિ લાવું."

કુમુદ કોની સાથે આ વાત કરી રહી છે? એના વિસ્ફારિત નેત્રોની સામે કોણ ઉભું છે? મધુસૂદન દંગ થઇ ગયો, વિચારવા લાગ્યોઃ "આ સ્ત્રી લડતી કેમ નથી? એનો ઇરાદો શું છે?"

મધુસૂદને વક્રોક્તિથી કહ્યું: "તમે તમારા ભાઇની શિષ્યા છો; પણ યાદ રાખજો, હું તમારા ભાઇનો મહાજન છું. એને આ હાટમાં ખરીદીને બીજા હાટમાં વેચી શકું છું."

પોતે એના ભાઇથી શ્રેષ્ઠ છે એ વાત કુમુદના મનમાં ઠસાવવા માટે એ મૂર્ખને આના સિવાય બીજા શબ્દો ન મળ્યા.

કુમુદે કહ્યું: "જુઓ, નઠોર બનવું હોય તો બનો, પણ ઓછા ન બનશો." કહીને સોફા પર બેસી ગઇ.

કર્કશ સ્વરે મધુસૂદન બોલી ઉઠયોઃ "શું કહ્યું? હું નાનો છું અને તારો ભાઇ મારાથી મોટો છે?"

કુમુદે કહ્યું: "હું તમને મોટા જાણીને જ તમારે ઘેર આવી છું."

મધુસૂદને વ્યંગથી કહ્યું: "મોટા જાણીને આવી છો કે રૂપિયાના લોભે?"

એકદમ કુમુદિની સોફા પરથી ઉઠીને બહાર નીકળી આવી, અને બહાર ખુલ્લી અગાસીમાં નીચે જ બેસી ગઇ.

કલકત્તામાં શિયાળાની કંજુસ રાત છે–ધુમાડાથી અને જાતજાતની વરાળથી ધૂંધળી બની ગઇ છે. આકાશ અપ્રસન્ન છે, તારાનો પ્રકાશ એવો લાગે છે, જેવો બેઠેલા ગળાનો સૂર, કુમુદનું મન ત્યારે અનુભૂતિ –શૂન્ય બની ગયું હતું. કંઇ ચિંતા નહિ, કંઇ વેદના નહિ, એક ઘન ચિત્કારમાં એ જાણે લુપ્ત થઇ ગઇ છે.

મધુસૂદને આ વાતની કલ્પના પણ નહોતી કરી કે કુમુદિની આવી રીતે ચૂપચાપ ઓરડાની બહાર નીકળી જશે. પોતાની આ હારને માટે એને સૌથી વધારે ગુસ્સો આવ્યો કુમુદના ભાઇ પર. સોફા પર બેસીને શૂન્ય આકાશ તરફ એણે એક ઘુસ્સો લગાવ્યો. થોડીવાર બેસી રહ્યો, પછી એનું ધૈર્ય ખૂટી ગયું. ઝડપથી ઉભો થયો અને અગાસીમાં નીકળીને એની પાછળ જઇને બોલ્યોઃ "મોટી વહુ!"

કુમુદ ચોંકી પડી અને પાછી ફરીને ઉભી થઇ ગઇ.

"ઠંડીમાં બહાર, અહીં ધુમ્મસમાં શું કરો છો? ચાલો અંદર."

કુમુદ જરા ય સંકોચ વિના મધુસૂદનના ચહેરા ભણી તાકી રહી. મધુસૂદનમાં જે કંઇ પ્રભુત્વનું બળ હતું, તે ઉડી ગયું.

કુમુદનો ડાબો હાથ પકડીને ધીરેથી બોલ્યો, "આવો અંદર આવો."

ડાબા હાથમાં એના ભાઇના આશીર્વાદનો તાર હતો, અને એણે છાતી સરસો ચાંપી દીધો. પતિના હાથમાંથી પોતાનો હાથ ખેંચ્યો નહિ, ચુપચૂપ ધીરે ધીરે શયનગૃહમાં ચાલી ગઇ.

# પ્રકરણ છવ્વીસમું

## ગૃહિણી ?

બીજે દિવસે સવારે જ્યારે કુમુદ ઉઠી ત્યારે એના પતિ સુઇ રહ્યા હતા. કુમુદે એના મુખ ભણી ન જોયું. કદાચિત્ કંઇ મન ખરાબ ન થઇ જાય, ખૂબ સાવધાનીથી ઉઠીને પગ પાસે પ્રણામ કર્યા, અને સ્નાનાગારમાં ચાલી ગઇ. સ્નાન કરીને પાછલે બારણેથી જઇને અગાસીમાં બેઠી, ત્યારે ધુમ્મસભર્યા પૂર્વ આકાશમાં એક મલિન સોનેરી રેખા ચમકી રહી હતી.

દિવસ ચઢયો. જ્યારે તડકો નીકળ્યો ત્યારે કુમુદે શયનગૃહમાં આવીને જોયું તો એના સ્વામી ઉઠીને ચાલ્યા ગયા છે. અરિસાને ટેકે એનો મોતીભર્યો વાટવો મુકયો હતો. ભાઇનો તાર અંદર મૂકવા એને ખોલ્યો અને જોયું તો અંદર નીલમની વીંટી નથી !

સવારની માનસ-પૂજા પછી એના ચહેરા પર જે એક શાંતિનો ભાવ આવ્યો હતો, એ વિલય પામ્યો. નેત્રોમાં જ્વાળા ભભૂકી ઉઠી. મીઠાઇ અને દૂધનો નાસ્તો કરાવવા માટે મોતીની મા એને બોલાવવા આવી. કુમુદના મુખમાંથી શબ્દ ન નીકળ્યો –જાણે પથ્થરની મૂર્તિ !

મોતીની મા ડરીને પાસે આવીને બેસી ગઇ, પૂછ્યું: "શું થયું બહેન ?" કુમુદના મુખમાંથી વાત ન નીકળી, હોઠ કંપવા લાગ્યા.

"કહો ને જીજી, મને કહો, તમને શું થયું?"

કુમુદે રૂંધાયલા કંઠે કહ્યું: "ચોરીને લઇ ગયા."

"શું લઇ ગયા, જીજી?"

"મારી વીંટી. બાઇએ આપેલી આશીર્વાદની વીંટી."

"કોણ લઇ ગયું?"

*કુમુદ ફરીને ફીકી થઇ ગઇ, અને કોઇનું નામ લીધા વિના જ* બહારની બાજુ ઇશારો કર્યો.

"શાંત થાવ બહેન, એ તો તમારી સાથે મશ્કરી કરી હશે, પાછી આપી દેશે."

"હવે નહિ લઉં, જોઉં છું એ કેટલો અત્યાચાર કરે છે તે."

"ચાલો, એ તો થઇ રહેશે. તમે કંઇ થોડો નાસ્તો કરી લ્યો, બહેન."

"ના, મારાથી નહિ ખવાય, અહીંનું ખાવાનું મારે ગળે નહિ ઉતરે."

"લક્ષ્મી, બહેન તમે કેવાં છો? મારે ખાતર થોડું ખાઇ લ્યો."

"એક વાત પૂછું, આજથી મારી કહેવાય એવી એક પણ વસ્તુ દો ન જ રહી ને?"

"ના, ના, ના. જે બધું છે એ સર્વ સ્વામીની મરજી પર છે. જાણતા નથી, પત્રમાં 'દાસી' લખીને સહી કરવી પડશે."

દાસી! રઘુવંશની ઇન્દુમતિની વાત યાદ આવી:–

गृहिणी सचिव : सखीमिथ :
प्रिय शिष्या ललिते कलाविधौ-

આ શ્લોકમાં દાસી તો ક્યાં ય લખ્યું નથી. સત્યવાનની સાવિત્રી શું દાસી હતી? અને ઉત્તર રામચરિત્રની સીતા?"

કુમુદે કહ્યું: "સ્ત્રીઓ જેની દાસી છે એ કઇ જાતના માણસો છે?"

"એમને હજી તમે ઓળખ્યા નથી. માત્ર બીજા પાસે ગુલામી કરાવે છે, એમ નહિ, એ તો પોતે પોતાની ગુલામી ય કરે છે. જે દિવસે એ ઓફિસમાં નથી જઇ શકતા, એમના પોતાના હાથ ખર્ચમાંથી એ દિવસના રૂપિયા કપાઇ જાય છે. એક વાર બિમાર પડી ગયા હતા, તો આખા મહિનાનો ખર્ચ મળ્યો નહોતો. ત્યાર બાદ બે ત્રણ મહિના સુધી ખાવાપીવાનો ખર્ચ ઘટાડીને ખોટ બરાબર પૂરી કરી દીધી. આટલા દિવસથી હું ઘર ચલાવી રહી છું, એને માટે મારો પણ માસિક પગાર ઠરાવેલો છે. આત્મીય સ્વજન તો એ કોઇને નથી માનતા. આ ઘરમાં માલિકથી માંડીને નોકર ચાકર સુધી સૌ ગુલામ છે."

કુમુદે જરા ચૂપ રહીને કહ્યું: "હું એવી જ ગુલામી કરીશ. મારા ખાવાપીવાના ખર્ચના બદલામાં હું રાજ એટલું કામ કરી આપીશ. આ ઘરમાં હું પગાર વિનાની દાસી થઇને નહિ રહું. ચાલો, મને પણ આજથી કામે ચઢાવી ઘો. ઘરની વ્યવસ્થાનો ભાર તો તમારા પર જ છે ને? મને તમારી સહાયક બનાવી લ્યો. કોઇ હવે 'રાણી' કહીને મારી મશ્કરી ન કરે, બસ."

મોતીની માએ હસીને કુમુદનો હાથ પકડી ને કહ્યું: "તો પછી

તમારે મારું કહ્યું માનવું પડશે. હું આજ્ઞા કરું છું કે હમણાં નાસ્તો કરવા ચાલો.”

ઓરડામાંથી નીકળતાં નીકળતાં કુમુદે કહ્યું: “જુઓ બ્હેન, હું તો મારી જાતને અર્પણ કરવા જ આવી હતી, પરંતુ એમણે કોઇ રીતે મને એ અપર્ણ કરવા જ ન દીધી. હવે માત્ર દાસી એમને મળી. મને નહિ મેળવી શકે.”

મોતીની માએ કહ્યું: “કઠિયારો ઝાડને કાપવાનું જ સમજે છે, એને ઝાડ નથી મળતું, એને મળે છે લાકડાં જ. માળી વૃક્ષની રક્ષા કરવાનું જાણે છે. અને એને ફૂલ મળે છે, ફળ મળે છે. તમે તો કઠિયારાને પાલે પડયાં છો, બ્હેન. એ તો મજૂર માણસ છે. એમના અંતરમાં ક્યાંય દર્દ નથી.”

થોડીવાર પછી કુમુદે પોતાના સૂવાના ઓરડામાં પાછા આવીને જોયું તો એની ટ્રીપોઇ પર એક તેલની શીશી પડી છે. હાબલુ પોતાના ત્યાગના અર્ધ્યને ચુપકીથી ચઢાવીને ક્યાંય નાસી ગયો હતો. અહીં તો પત્થરની શિલામાંથી પણ ફૂલ ઉગે છે. બાળકની આ તેલની શીશીની ભાષાએ એને એક સાથે રડાવી અને હસાવી. બાળકને શોધવા એ બહાર આવી તો જોયું કે એ બારણાંની ઓથે ચુપચૂપ ઉભો છે. માએ એને ઓરડામાં જવાની મનાઇ કરી છે. એને ડર હતો કે માલિક સાહેબ કોઇ રીતે નારાજ ન થઇ જાય. વાત એમ હતી કે મધુસૂદનના ખાસ કામ વિના એની સાથે પ્રસંગ ન પાડવો એમાં જ શ્રેય છે એવું ઘરના સૌ માણસો માનતા.

કુમુદ હાબલુને પકડીને ઓરડામાં લઇ આવી, અને પોતાની ગોદમાં બેસાડયાં, ઓરડામાં કેટલીક રમકડા જેવી વસ્તુઓ પણ હતી, એની સાથે બન્ને જણાએ રમવા માંડ્યું. એમાંથી કુમુદ સમજી ગઇ

કે આ કાગળ દબાવવાનો કાચનો ગોળો હાબલુને ખૂબ ગમે છે. કાચની અંદરથી જે રંગીન ફુલ દેખાય છે એ વાત એને સમજાતી નથી એટલે એ જોઇને એ દંગ બની ગયો છે.

કુમુદે કહ્યું: "તારે જોઇએ છે, ગોપાલ?

આવી કલ્પનાની વાત એણે ક્યારે ય સાંભળી નહોતી. શું આવી વસ્તુની પણ એ આશા રાખી શકે ખરો? આશ્ચર્યભર્યા સંકોચથી એ કુમુદના મુખ ભણી તાકીને જોઇ રહ્યો.

કુમુદે કહ્યું: "તું એને લઇ જજે, હોં."

હાબલુ આનંદથી ફૂલાઇ ગયો, અને તરત જ હાથમાં લઇને ખૂબ ખુશી થઇ ચાલ્યો ગયો.

તે દિવસે સાંજે હાબલુની માએ આવીને કહ્યું: "તમે આ શું કર્યું, બહેન? હાબલુના હાથમાં પેલો કાગળ દબાવવાનો ગોળો જોઇને જેઠજીએ તો ધરતીકંપ કરી મૂકયો. ખૂંચવી તો લીધો પણ ઉપરથી ચોર કહીને છોકરાને ધાબડી નાખ્યો. બાળક પણ એવો કે તમારૂં નામ સુદ્ધાં એણે ન લીધું. તમે જોજો હવે, પાછળથી એવી વાત પણ ઉડશે કે હાબલુને આવી વસ્તુઓની ચોરી કરતાં હું જ શીખવું છું."

કુમુદ લાકડાની મૂર્તિની જેમ જડ થઇ ને બેસી રહી.

એટલામાં બહાર જોડનો ચમચમાટ સંભળાયો. મધુસૂદન આવે છે. મોતીની મા ઝડપથી ત્યાંથી નાસી ગઇ. મધુસૂદન કાચનો રંગીન ગોળો હાથમાં લઇને ઓરડામાં આવ્યો અને ધીરેથી એ જ્યાં હતો ત્યાં એની મૂળ જગ્યાએ મૂકી દીધો. ત્યારબાદ નિશ્ચિત વિશ્વાસ-

## પ્રકરણ સત્તાવીસમું

### વિચિત્ર ગૂંચ

સમીસાંજ થઈ. દિવસે શોધવા છતાં કોઈ ઠેકાણે કુમુદ ન મળી. અંતે પત્તો લાગ્યો કે કોઠારની પાસેની નાની ઓરડીમાં –જ્યાં બત્તીઓ અને તેલના ડબ્બા રાખવામાં આવે છે– ચટાઈ બિછાવીને બેઠી છે.

મોતીની માએ આવીને પૂછ્યું: "આ તમે શું કર્યું, જીજી?"

કુમુદે કહ્યું: "આ ઘરમાં હું ફાનસો સાફ કર્યા કરીશ, બસ, અહીં જ મારું સ્થાન છે."

મોતીની માએ કહ્યું: "કામ તો તમે બહુ સારું પસંદ કર્યું બહેન, આ ઘરમાં તમે અજવાળું કરવા તો આવ્યાં છો, પરંતુ એને માટે તમારે ફાનસોનું નિરીક્ષણ કરવાની જરૂર નથી. ચાલો, હવે ઉઠો."

કુમુદ કોઈ રીતે એકની બે ન થઈ.

મોતીની માએ કહ્યું: "તો હું પણ અહીં જ તમારી પાસે બેસું છું."

"કેમ ?"

"સવારથી એને માટે નાસ્તો લઇને બેઠી છું, આ ઘરમાં આવીને શું એ ખાવાપીવાનું પણ બંધ કરી દેશે ?"

"એમાં શું થયું ? નૂરનગરની રાજકન્યાએ ન ખાધું તો નહિ. તમે લોકો એની દાસીઓ તો નથીને ?"

"હવે રહેવા દો. જરા જેટલી છોકરી પર આટલો બધો ગુસ્સો ન કરાય. એ આ રીતે ખાધાપીધા વિના દિવસો વિતાવે એ અમાશથી નથી જોવાતુ. તે દિવસે અમસ્તી મૂર્છા આવી ગઇ હતી ?"

મધુસૂદન ગરજી ઉઠયોઃ "કંઇ કરવું નથી. તમે સૌ ચાલ્યા જાવ. ભૂખ લાગશે તો એની મેળે ખાશે."

શ્યામા ખૂબ ઉદાસ થઇને ચાલી ગઇ.

મધુસૂદનના માથામાં લોહીનું દબાણ વધવા માંડ્યું. ઝડપથી એણે નહાવાની ઓરડીમાં જઇને પાણીની ઝારી ખોલીને એની નીચે પોતાનું માથું ધરી દીધું.

## પ્રકરણ સત્તાવીસમું

### વિચિત્ર ગૂંચ

સમીસાંજ થઈ. દિવસે શોધવા છતાં કોઈ ઠેકાણે કુમુદ ન મળી. અંતે પત્તો લાગ્યો કે કોઠારની પાસેની નાની ઓરડીમાં –જ્યાં બત્તીઓ અને તેલના ડબ્બા રાખવામાં આવે છે– ચટાઈ બિછાવીને બેઠી છે.

મોતીની માએ આવીને પૂછ્યું: "આ તમે શું કર્યું, જીજી?"

કુમુદે કહ્યું: "આ ઘરમાં હું ફાનસો સાફ કર્યા કરીશ, બસ, અહીં જ મારૂં સ્થાન છે."

મોતીની માએ કહ્યું: "કામ તો તમે બહુ સારૂં પસંદ કર્યું બહેન, આ ઘરમાં તમે અજવાળું કરવા તો આવ્યાં છો, પરંતુ એને માટે તમારે ફાનસોનું નિરીક્ષણ કરવાની જરૂર નથી. ચાલો, હવે ઉઠો."

કુમુદ કોઈ રીતે એકની બે ન થઈ.

મોતીની માએ કહ્યું: "તો હું પણ અહીં જ તમારી પાસે બેસું છું."

કુમુદે દૃઢતાભર્યા સ્વરે કહ્યું: "નહિ."

મોતીની માએ જોયું કે આ ભલી અને ગરીબ દેખાતી છોકરીમાં હુકમ ચલાવવાનું પણ સામર્થ્ય છે. એને ચાલ્યું જવું પડ્યું.

મધુસૂદને રાત્રે આવીને સૂતી વખતે કુમુદની ભાળ કાઢી. જ્યારે એણે સાંભળ્યું કે એ તો પેલી ફાનસોવાળી ઓરડીમાં છે, ત્યારે પહેલાં તો વિચાર્યું–સારી વાત છે, રહેવા દો ત્યાં જ. જોઈએ કેટલા દિવસ રહે છે. મનાવવાથી ઉલટી જીદ વધી જશે.

આમ વિચાર કરીને બત્તી હોલવી નાંખી અને સૂવા ચાલ્યો ગયો; પરંતુ કોઈ રીતે ઉંઘ ન આવી. પ્રત્યેક શબ્દે માલમ પડતું હતું કે જાણે આવી રહી છે. એક વાર તો લાગ્યું કે જાણે બારણાની બહાર ઉભી છે. પથારીમાંથી ઉઠીને બહાર જઈને જોયું તો કોઈ નથી. જેમ જેમ રાત વિતવા માંડી તેમ તેમ મનમાં બેચેની વધવા માંડી. કુમુદની અવગણના કરવાની ઈચ્છા છે પણ એટલી શક્તિ એની પાસે નથી. તો પણ પોતે થઈને પહેલાં પરાજય સ્વીકારી લેવો એ એની "પોલિસી"ની વિરૂદ્ધ છે. ઠંડા પાણીથી મોઢું ધોઈને પાછો સૂઈ ગયો, પણ ઉંઘ ન આવી. આમથી તેમ પાસાં બદલીને આખરે પથારીમાં જ બેઠો થઈ ગયો. કોઈ રીતે કુતુહલને સંયમીત ન કરી શક્યો. હાથમાં એક ફાનસ લઈને સૂતેલા ઓરડાઓને ચુપકીથી પસાર કરતો એ પેલા ફાનસોની ઓરડી પાસે પહોંચ્યો, અને બારણા પાસે કાન લગાવીને ઉભો. પણ અંદરથી કંઈ અવાજ ન સંભળાયો, તદ્દન સૂનકાર હતો. સાવધાનીથી બારણું ઉઘાડીને જોયું તો કુમુદ ચટાઈ બિછાવીને જમીન પર જ સૂઈ રહી છે. એ ચટાઈના એક છેડાને જરા વીંટીને એનું ઓશીકું બનાવી લીધું છે. જેમ મધુસૂદનની આંખોમાં નિદ્રા નહોતી તેમ કુમુદની આંખોમાં પણ ઉંઘ ન હોવી જોઈએ. પણ જોયું કે એ તો આરામથી ઉંઘે છે; એટલે સુધી કે એના મોઢા પર ફાનસનો પ્રકાશ પડ્યો તો ય એની ઉંઘ ન તૂટી. એટલામાં કુમુદે જરા પાસું બદલ્યું. માલીકના જાગી જવાથી જેમ ચોર નાસી જાય

તેમ મધુસૂદન નાસી ગયો. ડરી ગયો કે કદાચિત્ કુમુદ એનો પરાજય જોઇને મનમાં ને મનમાં હસે નહિ.

ફાનસવાળી ઓરડીમાંથી નીકળીને મધુસુદન ઓસરીમાં થઇને જતો હતો એટલામાં સામે શ્યામા મળી. એના હાથમાં એક દીવો હતો.

"અરે, તમે અહીં ક્યાંથી, દીયરજી?" મધુસુદને એનો જવાબ ન દઇને કહ્યું: "તમે ક્યાં જાવ છો, ભાભી?"

"કાલે મારે જે વ્રત છે, બ્રાહ્મણભોજન કરાવવું છે, તેની ફિકરમાં છું, તમને પણ નિમંત્રણ છે, પરંતુ તમને દક્ષિણા આપવા જેટલી શક્તિ મારામાં નથી."

મધુસૂદનની જબાન પર એક જવાબ આવ્યો હતો, પણ એણે મેં દબાવી દીધો.

પાછલી રાતના આ અંધકારમાં એ દીવાને અજવાળે શ્યામા સુંદર લાગતી હતી. શ્યામાએ જરા હસતાં હસતાં કહ્યું: "આજ તો પથારી-માંથી ઉઠતાં જ તમારા જેવા સુભાગી માણસનું મોઢું જોયું છે. મારો આજનો દિવસ સારો જશે, વ્રત સફળ થશે."

સુભાગી શબ્દ પર જરા જોર દીધું—મધુસૂદનના કાનમાં આ શબ્દ વિડંબના સમાન લાગ્યો. શ્યામાને કુમુદિની વિષયમાં સ્પષ્ટ રીતે પૂછવાની હિંમત ન ચાલી. "હા, ત્યારે કાલે મારે ત્યાં જમવા આવજો, તમને સોગંદ છે." કહીને એ ચાલી ગઇ.

પોતાના ઓરડામાં જઇને મધુસૂદન પથારીમાં સૂઇ ગયો. ફાનસ બહાર મૂકી દીધું, કદાચ કુમુદ આવે. કુમુદિનીનું એ સૂતેલું મુખડું કોઇ રીતે એની દૃષ્ટિ સામેથી દૂર નહોતું થતું, અને વારંવાર યાદ

આવે છે. પેલો શાલમાંથી બહાર નીકળેલો હાથ લગ્ન વખતે જ્યારે એ હાથને એણે પોતાના હાથમાં લીધો હતો, ત્યારે એને એ સારી રીતે જોઈ શકયો નહોતો. આજે જોતાં જોતાં એની દૃષ્ટિ ધરાતી જ નથી. આ હાથનો અધિકાર એને હવે કયારે મળશે? પાછું ચેન પડયું નહિ એટલે બેઠો થયો. બત્તી કરીને કુમુદનું ટેબલ ઉઘાડ્યું. એનો મોતીગૂંથ્યો વાટવો કાઢીને જોયો. એમાથી પહેલાં જ નીકળ્યો વિપ્રદાસનો તાર "ઇશ્વર તને આશીર્વાદ દે–" પછી એક ફોટોગ્રાફ નીકળ્યો, એમાં કુમુદના બન્ને ભાઇઓની છબી હતી, અને એક કાગળનો ટુકડો નીકળ્યો એમાં વિપ્રદાસના હસ્તાક્ષરોમાં લખેલો ગીતાનો શ્લોક હતો:

यत् करोषि यदश्नासि यज्जुहोषि ददासियत्
यत् तपस्यसि, कौन्तेय, तत् कुरुष्व मदर्पणम्

ઇર્ષ્યાથી મધુસૂદનનું મન ધવાવા માંડ્યું. દાંત કચકચાવીને એણે મનમાં ને મનમાં વિપ્રદાસનું અસ્તિત્વ મીટાવી દીધું. અને બરાબર ખબર છે કે એ એક દિવસ જરૂર માટીમાં મળી જવાનું છે,–ધીરે ધીરે થોડો થોડો સ્હેજ કસવો પડશે; પરંતુ કુમુદિનીના ઓગણીસ વર્ષ જે મધુસૂદનના હક્કની બહાર છે, તે વિપ્રદાસના હાથમાંથી છીનવી શકે તો એનું કંઇક કામ થાય. અને જબરજસ્તી સિવાય એને બીજા રસ્તાની ખબર નથી. મોતીવાળો વાટવો આજે હિંમત કરીને ફેંકી શકયો નહિ. જે દિવસે વીંટી કાઢી લીધી હતી તે દિવસે એનામાં વધારે સાહસ હતું. ત્યાં સુધી એને એવી જ ખબર હતી કે કુમુદિની બીજી સ્ત્રીઓની જેમ સ્વભાવથી જ શાસનને આધીન રહેશે, એટલે સુધી કે શાસન જ એને ગમશે.

આજે એ વાત એને સમજાઇ ગઇ કે કુમુદ શું કરી શકે છે અને શું નથી કરી શકતી.

કુમુદિનીને પોતાના જીવન સાથે કઠિન બંધનમાં લપેટવાનો એક જ ઉપાય છેઃ એને બાળકની માતા બનાવી દેવી. બસ, એ જ કલ્પનામાં એની સાંત્વના છે.

આ રીતે ઘડિયાળમાં પાંચ વાગી ગયા; પણ શિયાળાની રાત છે, અંધકાર હજી સુધી દૂર નથી થયો. થોડી વારમાં જ અજવાળું થઇ જશે, આજની રાત વ્યર્થ જશે. મધુસૂદન ઝડપભેર ઓરડામાંથી નીકળ્યો અને ફાનસની ઓરડી આગળ જરા જોરથી પગલાં પાડવા માંડયા. બારણું પણ જરા અવાજ થાય એ રીતે ઉઘાડ્યું, પણ જોયું તો કુમુદ નથી! ક્યાં ગઇ એ?

આંગણામાં નળમાંથી પાણી પડવાનો અવાજ આવતો હતો. ઓસરીમાં ઉભા રહીને જોયું, જૂના પુરાણાં બધાં દીવી દીવા આમલીની ખટાઇથી કુમુદ અજવાળી રહી છે. આ માત્ર જાણી જોઇને કાર્યનો ભાર વધારવાની કોશિશ છે – શિયાળાના દિવસોમાં સવારને સમયે નિદ્રાહીન દુઃખને માત્ર વધારવાની રીત છે.

મધુસૂદન મોટા અચંબામાં પડીને ઉપરથી જોઇ રહ્યો. અબળાના બળને શી રીતે પરાજિત કરી શકાય એ જ એની ચિંતા છે. સવારે ઉઠીને ઘરના લોકો જોશે કે કુમુદ તો આ કામ કરી રહી છે ત્યારે એ બધા શું ધારશે? જે નોકર આ બધું કામ કરે છે એ પોતાના મનમાં શું ધારશે? તમામ ઘરના માણસો સમક્ષ એને હાસ્યાસ્પદ બનાવવાનો આનાથી વધારે સરળ ઉપાય બીજો નહોતો. પહેલાં તો મધુસૂદનના મનમાં આવ્યું કે હમણાં જ નિકાલ કરી લ્યે.

પરંતુ વળી સવારને વખતે બન્ને વચ્ચે બોલાબોલી થાય, ઘરના બધા માણસો જાગી ઉઠે અને તમાસો જોવા આવે. એ પ્રહસનની કલ્પના કરીને જ એ ચૂપ થઇ ગયો. વચલા ભાઇ નવીનને બોલાવીને કહ્યું: "ઘરમાં શું શું થાય છે એની કંઇ ખબર પડે છે?"

નવીન હતો ઘરનો વ્યવસ્થાપક. બિચારો ડરી ગયો, બોલ્યો: "કેમ, શું થયું ભાઇ?"

નવીન જાણે છે, ભાઇને જ્યારે ગુસ્સે થવાનું કંઇ કારણ મળે છે, તો એ ઉતારવાને માટે એક માણસની જરૂર પડે છે. દોષિત જો હાથમાંથી છટકી જાય તો, નિર્દોષ થવાથી પણ કામ ચાલે છે—નહિ તો નિયમન નથી રહેતું, કુટુંબ-વ્યવસ્થામાં એવા રાષ્ટ્રતંત્રનું ગૌરવ ચાલ્યું જાય છે.

મધુસૂદને કહ્યું: "મોટી વહુ પાગલની જેમ ગમે તે કામ કરી રહી છે, તું સમજે છે કે એના કારણની મને ખબર નથી?"

મોટી વહુ શું પાગલપણું કરી રહી છે એ પૂછવાની એની હિંમત ન ચાલી, ખાસ કરીને એટલા માટે કે આ વાતનું એનું અજ્ઞાન કદાચ ગુન્હો સમજાય.

મધુસુદને કહ્યું, "વચલી વહુ એનું મગજ બગાડે છે એમાં શક નથી."

ખૂબ સંકોચપૂર્વક નવીને કહેવાની કોશિશ કરી, "નાના વચલી વહુ તો—"

મધુસૂદન બોલી ઉઠયો: "મેં મારી નજરે જોયું છે."

હવે આની આગળ કોઇ વાત ચાલી જ ન શકે. "મારી નજરે જોવામાં" પેલા કાગળ દબાવવાના ગોળાનો ઇતિહાસ મોજૂદ હતો.

# પ્રકરણ અઠ્ઠાવીસમું

## વિયોગ

મોતીની માએ જ્યારથી કુમુદિનીને પોતાના નિર્મળ અને સહજ પ્રેમથી અપનાવવા માંડી હતી, ત્યારથી જ નવીન સમજી ગયો હતો કે આનું નભવું મુશ્કેલ છે; ઘરની સ્ત્રીઓ આની વિરૂદ્ધ કાન ભંભેર્યા વિના નહિ રહે. નવીને વિચાર્યું—એવું જ કંઇ બન્યું હશે, પરંતુ મધુસૂદનના તદ્દન કોરા અંદાજ પર કાયમ અભિયોગના પ્રતિવાદથી કંઇ લાભ નથી, એથી તો ઉલ્ટી જીદ વધશે.

અસલ વાત શું હતી એ મધુસૂદને સાફ સાફ ન કહ્યું—કદાચ કહેતાં શરમ આવતી હશે; શું કરવાનું છે તે પણ અસ્પષ્ટ રહ્યું. એમાં સ્પષ્ટ એટલું જ હતું કે બધી જોખમદારી વચલી વહુ પર જ છે, એટલે દામ્પત્યના અપેક્ષિત સન્માન અનુસાર જવાબદારીનો સૌથી મોટો હિસ્સો નવીનને માથે આવે છે.

નવીને જઇને મોતીની માને કહ્યું: "એક નવો ટંટો વળી ઉભો થયો."

"કેમ, શું થયું?"

"એ તો અંતર્યામી પરમાત્મા જાણે, અથવા ભાઇસાહેબ અને કદાચ થોડું તું જાણે: પણ જુલમ-ધમકી મારા ઉપર શરૂ થયાં છે."

"કેમ, એ શી રીતે?"

"એ એવી રીતે કે મારી દ્વારા તારી ભૂલ સુધરી જાય અને તારી દ્વારા એમના નવા વ્યવસાયની નવી આવકની ભૂલ સુધરે."

"એમ, તો તમે મારી સુધારણા શરૂ કરો, જોઉં તો ખરી કે મોટાભાઇ કરતાં તમારી કરામત કેટલી વધે છે."

નવીને દીનભાને કહ્યું: "ભાઇસાહેબ'ના એક ઓડિયા નોકરે એમના 'ડીનરસેટ'ની એક નાની રકાબી તોડી નાંખી હતી, એના દંડનો મોટો હિસ્સો મારે જ આપવો પડ્યો હતો. ખબર છે ને?-કારણ કે વહુઓ બધી મારા અધિકારમાં રહે છે, પરંતુ હમણાં જે નવી વસ્તુ ઘરમાં આવી છે, શું એ પણ મારા જ અધિકારમાં છે? તો તો દંડ તારે અને મારે મળીને આપવો પડશે, જે કરવું હોય તે કર; મને હવે બહુ ન સતાવીશ.

"શાનો દંડ, જરા કહો તો ખરા?"

"રજબપુર મોકલી દેવાની ધમકી વચ્ચે વચ્ચે આપ્યા કરે છે."

"તમે ડરો છો, એટલે એ ડરાવે છે. એક વખત તો મોકલી આપી હતી, તે પાછા ગાંઠનું ભાડું ખરચીને બોલાવવી પડી હતી. તમારા ભાઇસાહેબ ગુસ્સામાં પણ હિસાબ નથી ભૂલતા. એ જાણે છે કે મને ઘરના કામકાજમાંથી બરખાસ્ત કરી દેવાનું એમને પાલવે એમ નથી. અને, જો ક્યાંય એક પૈસાનું પણ નુકસાન થઇ ગયું, તો એમને અસહ્ય થઇ પડશે.

"સમજી ગયો, પણ હમણાં શું કરવું જોઇએ એ બતાવ ને?"

"તમારા ભાઇસાહેબને કહી દેજો કે એ ગમે તેટલા મોટા

રાજા હોય, પણ પગારદાર માણસ રાખીને રાણીનું માનભંગ ન કરી શકે. માનનો બોજો પોતાને જ માથે મૂકીને ઉતારવો પડશે, સુહાગ-કુટીરના મામલામાં ભાડુતી મજૂર બોલાવવાની મનાઇ કરી દેજો. ”

“ એમને ઉપદેશ દેવાને માટે મારી જરૂર નહિ પડે. થોડા દિવસ પછી આપમેળે જ ભાન આવી જશે. ત્યાં સુધી દૂતીનું કામ કરતી રહું, ફળ આવે કે ન આવે. દેખાડી તો શકીશું કે અમે ય જરા નીમકહલાલી સમજીએ છીએ. ”

મોતીની મા કુમુદને શોધવા ગઇ. એ જાણતી હતી કે સવારના પહોરમાં એ અગાસી પર મળશે. અગાસીને ચારે બાજુ ઉંચી દીવાલો છે, એમાં નાના ગોળ ઝરૂખા બનાવ્યા છે. થોડાંક કૂંડાં આમ તેમ પડ્યાં છે પણ એમાં છોડ નથી. એક ખૂણામાં મોટું લોખંડનું તૂટેલું પાંજરૂં પડ્યું છે, એની લાકડાની બેઠક તદ્દન સડી ગઇ છે. કોઇ જમાનામાં એમાં સસલાં કે કબૂતરો રાખવામાં આવતાં હતાં. હવે એ તુટેલું પાંજરૂં અથાણાં, રસપુડા વગેરે વસ્તુઓ પક્ષીઓના હુમલાથી બચાવીને સુકવવાના ઉપયોગમાં આવે છે. આ અગાસીમાંથી માત્ર ઉપરનું આકાશ જ દેખાય છે, ચારે બાજુની દિશાઓ નથી દેખાતી. પશ્ચિમ તરફના આકાશમાં કોઇ કારખાનાની લોખંડી ચીમની છે. બે દિવસ કુમુદ એ અગાસી પર જઇને બેઠી છે. પેલી ચીમની-માંથી નીકળતો કાળો ધુમાડો જ માત્ર એની જોવાની વસ્તુ હતી,—સમસ્ત આકાશમાં જાણે એ એક જ સજીવ પદાર્થ છે, અને કોઇ આવેગને લઇને એ જ વારંવાર ચક્કર માર્યા કરે છે.

દીવાદીવીઓ વગેરે અજવાળાને અધારે અધારે જ કુમુદે નાહી ધોઇ લીધું, અને અગાસી પર જઇને પૂર્વ ભણી મોઢું કરીને બેસી ગઇ. ભીના વાળ પીઠ પર વિસ્તારી દીધા. શૃંગારનો તો આભાસ

સુદ્ધાં નહોતો, એક ઝાડી ધોળી સાડી પહેરેલી હતી, કાળી એની કોર હતી, અને ટાઢથી બચવા સાટે એક મોટી રેશમી ચાદર ઓઢી હતી.

કેટલાક દિવસથી આ યુવતી આશાતીત પ્રિયતમના કાલ્પનિક આદર્શને અંતઃકરણમાં પધરાવીને પોતાના હૃદયની ભૂખ શમાવવાનો પ્રયત્ન કરતી હતી. એની જેટલી પૂજા હતી, જેટલાં વ્રત હતાં, જેટલી પુરાતન કથાઓ હતી–સર્વેએ આ કાલ્પનિક મૂર્તિને સજીવન બનાવી મૂકી હતી. પોતાના માનસ વૃન્દાવનમાં એ અભિસારિણી હતી. સવારે ઉઠીને જ એણે પેલી રામકલી રાગિણીમાં ગીત ગાયું છે:—

"હમારે તુમ્હારે સંગ પ્રીતિ લગી હૈ

સુન મનમોહન પ્યારે—"

એ અનાગત પુરુષને કાજે એ પોતાના આત્મનિવેદનનો અર્ઘ્ય અર્પવા ઇચ્છે છે. એની સામે જતાં પહેલાં જ એ જાણે એની પાસે પોતાનો પ્યાલો મોકલ્યા કરે છે. વર્ષાની રાતે પાછલા બાગના વૃક્ષોએ પવનના સુસવાટાને લીધે જ્યારે શોરબકોર કરવો શરૂ કર્યો ત્યારે એને પોતાનું પેલું કાનડા રાગમાં ગુંજતું ગીત યાદ આવ્યું:–

"બાજે ઝનનન મેરી પાયરિયા
કૈસે કર જાઉં ઘરવારે,"

એનું ઉદાસ મન પગલે પગલે નૂપુરઝંકાર કરતું ચાલે છે. ઉદ્દેશહીન માર્ગે એ નીકળી પડ્યું છે. કદાચિત્ ઘેર પાછું ય વળશે; પણ શી રીતે? જેને રૂપમાં જોવા ઇચ્છતી હતી, તેને કેટલા ય દિવસથી એ આ ગીતના સ્વરમાં નિહાળી રહી હતી. નિગૂઢ આનંદ-વેદનાની પરિપૂર્ણતાને દિને જો એ પોતાના મનમાન્યાને પોતાની

પાસે પામત, તો તો હૃદયના સમસ્ત ગુંજતા સૂરોને એ જ સમયે રૂપમાં પ્રાણ મળી જાત. કોઇ પથિક એને દ્વારે આવીને ઉભો નહિ. કલ્પનાના નિભૃત નિકુંજમાં એ એકલી હતી, એટલે સુધી કે એની સમોવડી સખીઓમાંથી પણ ત્યાં કોઇ નહોતું. એટલે જ આટલા દિવસો સુધી એના રોકાયલા પ્રેમે શ્યામસુંદરના ચરણો પાસે પૂજાતા ફૂલના આકારમાં પોતાના જપાતા પ્રેમીનો પત્તો મેળવ્યો છે. એટલા માટે જ ઘટક જ્યારે લગ્નની વાત કરવા આવ્યો હતો ત્યારે કુમુદે પોતાના દેવની પાસે જ આજ્ઞા માગી હતી, પૂછયું હતું: "હવે તો તમને મેળવી શકીશ ને?" અપરાજિતાના ફૂલે કહ્યું: "આ લે, મેળવી તો લીધો."

હૃદયની આટલા દિવસોની તૈયારી વ્યર્થ ગઇ, એકાએક વચ્ચે પત્થર નીકળી આવ્યો, ભરેલી નાવ એક ક્ષણમાં જ ડૂબી ગઇ. વ્યથિત યૌવન આજે પાછું શોધમાં નીકળ્યું છે. પોતાનું ફૂલ ક્યાં ચઢાવે? થાળમાં એનો જે અર્ધ્ય હતો એ આજે બીજા જેવો લાગે છે! એટલે તો આજે એ મુક્ત પ્રાણે ગાય છેઃ—

"મેરે તો ગિરિધર ગોપાલ દુસરા ન કોઇ."

પણ આજે આ ગીત શૂન્યમાં ઘૂમી રહ્યું છે. ક્યાંય પહોંચતું નથી. આ શૂન્યતામાં કુમુદનું મન ભયથી ભરાઇ ગયું. આજથી માંડીને જીવનના આખરી દિવસ સુધી મનની ગહન આકાંક્ષા શું આ ધુમાડાની ધુમરીઓની માફક એકલી નિશ્વાસના રૂપમાં નિકળતી રહેશે?

મોતીની મા એની પાછળ થોડે દૂર બેસી રહી. સવારના નિર્મળ પ્રકાશમાં સૂની અગાસી પર આ અસજ્જિતા સુંદરીના મહિમાએ એને વિસ્મીત કરી દીધી છે. એ વિચારવા લાગીઃ આ ઘરમાં આ શી રીતે શોભશે? અહીં જે સ્ત્રીઓ છે, એની તુલનામાં એ કઇ

જાતિની છે ? એ પોતે પણ એનાથી દૂર પડી ગઇ છે. એના પર ગુસ્સો તો કરે છે, પણ એની સાથે મેળ કરવાની હિંમત નથી થતી.

બેઠાંબેઠાં મોતીની માએ જોયું કે કુમુદ બન્ને હાથ વડે પોતાની ચાદરનો પાલવ મોઢે લગાવીને રડે છે. એનાથી હવે ન રહેવાયું. પાસે જઇને ગળે હાથ લપેટીને બોલી : "મારી બ્હેન કેવાં છે, મારી લક્ષ્મીબ્હેન, શું થયું, મને બતાવો ને ?"

કુમુદિનીથી થોડી વાર તો બોલાયું જ નહિ. પોતાને જરા સંભાળીને બોલી : "આજે પણ ભાઇનો પત્ર નથી આવ્યો; એમને શું થઇ ગયું છે, કંઇ સમજાતું નથી."

"પત્ર આવવાનો સમય થઇ ગયો છે બ્હેન ?"

"હા, જરૂર થઇ ગયો છે. હું એમની બિમારી જોઇને આવી છું. એ જાણે છે કે ખબર મેળવવા મારૂં મન કેવું વલખાં મારતુ હશે."

મોતીની માએ કહ્યું : "તમે ચિંતા ન કરશો. સમાચાર મેળવવા માટે હું કંઇક ઉપાય કરૂં છું."

કુમુદે તાર કરવાની વાતનો ઘણી વાર વિચાર કર્યો છે, પણ કોની દ્વારા કરાવે ? જે દિવસે મધુસૂદને પોતાને એના ભાઇનો મહાજન કહીને પોતાની બડાઇ કરી હતી, તે દિવસથી મધુસૂદન પાસે પોતાના ભાઇની વાત કરતાં એની જબાન ઉપડતી નથી. આજે મોતીની માને એણે કહ્યું : "તમે જો મારા નામનો ભાઇને તાર કરી શકો તો મારા જીવમાં જીવ આવે."

મોતીની માએ કહ્યું : "ભલે, મોકલી દઇશ. એમાં ભય શાનો ?"

કુમુદે કહ્યું : "તમને ખબર છે, મારી પાસે એક પૈસો પણ નથી."

"બ્હેન, તમે તો એવી વાતો કરો છો કે શું કહું. ઘરખર્ચને માટે જે રૂપિયા મારી પાસે રહે છે તે તમારા જ છે ને. આજથી હું તમારૂં જ ધાન ખાઉં છું."

કુમુદ જોરથી બોલી ઉઠી : "ના, ના, ના. આ ઘરમાં કંઈ જ મારૂં નથી, એક ફૂટી બદામ પણ નહિ."

"ભલે બ્હેન, રહેવા દો. હું મારા રૂપિયામાંથી ખર્ચ કરીશ. કેમ ચૂપ રહ્યાં ? એમાં કંઈ ખોટું છે ? રૂપિયા હું જો ઘમંડ કરીને આપું તો તમે અભિમાનપૂર્વક ના પાડો એ ઠીક કહેવાય; પણ પ્રેમથી આપું તો પ્યારથી તમે લેશો કે નહિ ?"

કુમુદે કહ્યું : "લઇશ."

મોતીની માએ પૂછ્યું : "બ્હેન તમારૂં શયનગૃહ આજે ય સૂનું રહેશે ?"

કુમુદે કહ્યું : "ત્યાં મારે કાજે સ્થાન નથી."

મોતીની માએ દબાણ ન કર્યું. એના મનમાં હતું કે દબાણ કરવું કંઈ એનું કામ નથી, જેનું હશે તે કરશે. માત્ર ધીરેથી કહ્યું : "થોડું દૂધ લાવું, બ્હેન ?"

કુમુદે કહ્યું: "હમણાં નહિ, થોડીવાર પછી." પોતાના અંતરદેવની સાથે હજી ફેંસલો કરવો બાકી છે. હજી સુધી એને પોતાના મનમાં કંઈ જવાબ મળ્યો નથી.

મોતીની માએ પોતાના ઓરડામાં જઈને નવીનને બોલાવીને કહ્યું: "જુઓ, એક વાત સાંભળો. જેઠજીની બહારની બેઠકમાં જરા

જોઇ આવો તો, બ્હેનનો કાગળ આવ્યો છે કે નહિ? ટેબલ ઉઘાડીને પણ જોજો."

નવીને કહ્યું : "મારાં !"

"તમે નહિ જાઓ તો હું જઇશ."

"વહુરાણી, આ તો ઝાડીમાંથી વાઘનું બચ્ચું પકડવા જેવું અઘરૂં કામ છે."

"ભાઇસાહેબ ઑફિસમાં ગયા છે, એમને પાછા આવતાં એક વાગશે. એ દરમિયાન–"

"જો, દિવસે એ કામ મારાથી કોઇ રીતે નહિ થાય. અત્યારે ચારે તરફ માણસોની અવરજવર છે. આજે રાત્રે હું તને એ ખબર લાવી આપું."

મોતીની માએ કહ્યું: "ભલે ચાલશે; પણ હમણાં નૂરનગર તાર કરીને પુછાવવું પડશે કે વિપ્રદાસ બાબુની તબિયત કેવી છે."

"ભલે, પણ ભાઇને કહીને તાર કરવાનો છે ને?"

"ના."

"મને લાગે છે, રાણી, તું ગાંડી તો નથી થઇ ને? આ ઘરમાં તો માલિકના હુકમ વિના છબકલી એક માખીને પણ પકડી શકતી નથી, અને હું—"

"બહેનને નામે તાર જશે, એમાં તમારૂં શું?"

"પણ જશે તો મારી મારફત ને?"

" જોટ્ટજીની આફિસમાંથી રોજ ઢગલો તાર તો જાય છે, તેમાં એક આ તાર પણ દરવાનના હાથમાં આપી દેજે. આ લ્યો રૂપિયો, બ્હેને આપ્યો છે."

કુમુદિનીને માટે નવીનનું મન પણ જો કરૂણાથી વ્યથિત ન થયું હોત, તો આટલા મોટા ખતરનાક કામનો ભાર એ પોતાને માથે કદાપિ ન લઇ શકત!

# પ્રકરણ ઓગણત્રીસમું

## પરાજયી માનસ

પોતાના નિયમ પ્રમાણે મધુસૂદન બપોરના એક વાગ્યે અંતઃપુરમાં જમવા આવ્યો. નિયમાનુસાર ઘરની સ્ત્રીઓ એને ઘેરી બેઠી. કોઇએ પંખો લઇને માખી ઉડાડવા માંડી, કોઇએ પીરસવા માંડ્યું. એ તો કહેવાઇ ગયું છે કે મધુસૂદનના અંતઃપુરની વ્યવસ્થામાં ઐશ્વર્યનો આડંબર નહોતો. એના ખાવાપીવાનું આયોજન જૂના અભ્યાસ પ્રમાણે જ છે; જાડા ચોખાનો ભાત ન હોય તો એને ભાવે નહિ, પેટ ભરાતું નથી. પરંતુ વાસણો બધાં કિંમતી છે–ચાંદીની થાળી, ચાંદીનો વાટકો અને ચાંદીનો પ્યાલો. સાધારણ રીતે ચણાની દાળ, માછલી, આમલીની ચટણી એવો જ એનો ખોરાક છે. ખાધા પછી એક મોટો વાડકો ભરીને મીઠું દૂધ–છેલ્લા ટીપાં સુદ્ધાં ગટગટાવી જવું અને પછી પાન પર જરા ચૂનો લઇને એક પાન મોઢામાં અને બે પાન ડબ્બીમાં ભરીને પંદર મિનિટ સુધી હુક્કો પીતાં પીતાં આરામ કરવો; બસ, પછી તરત જ ઉઠીને આફિસે ચાલ્યા જવું. ગરીબી હાલતથી માંડીને આજ સુધી–આટલા લાંબા સમય દરમિયાન–જરાય પરિવર્તન થયું નથી. ભૂખ લાગે છે માટે મધુસૂદન ભોજન કરે છે.

શ્યામાસુંદરી દૂધના વાટકામાં સાકર નાંખીને હલાવતી હતી. એનો શ્યામ રંગ, જાડું નહિ પણ પરિપુષ્ટ શરીર પોતાને ઠીક-

ઠીક રીતે પ્રગટ કરતું હતું. તેણે માત્ર એક સફેદ સાડી વિના બીજું કશું જ પહેર્યું નહોતું. પણ જોવાથી ખબર પડે એમ હતું કે એ હંમેશાં સ્વચ્છ રહે છે. ઉમર લગભગ યૌવનને કિનારે પહોંચી ચૂકી છે, પરંતુ જાણે જેઠના મધ્યાહ્નની જેમ દિવસો છુપાવવા ઇચ્છે છે, પણ સંધ્યાની છાયા હજી પડી નથી. ઘન ભવાંની હેઠળ તીક્ષ્ણ આંખો છે. જાણે સામેથી એ કોઇને જોતી જ નથી, થોડું જોઇને બધું જ જોઇ લે છે. એના રસીલા હોઠોમાં એક પ્રકારનો ભાવ છે, જાણે ઘણી વાતો એમણે દબાવી રાખી છે. કુટુંબજીવને એમને વધારે રસ આપ્યો નથી, છતાં ય એ ભરેલા છે. પોતાને એ કિંમતી જ સમજે છે. કંજુસ નથી, પરંતુ એમનું કિંમતીપણું કામમાં આવ્યું નથી. એ કારણે પોતાની આસપાસ એક અઉંકૃત અશ્રદ્ધા જડાઇ છે. મધુસૂદનના ઐશ્વર્યની ભરતીને સમયે જ શ્યામાએ આ ઘરમાં પ્રવેશ કર્યો છે. યૌવનના જાદુઇ મંત્રથી આ ગૃહજીવનના શિખર પર એ પોતાને માટે જગ્યા કરી લેશે એવો એનો સંકલ્પ પણ હતો. મધુસૂદનનું મન ક્યારે ય ડગ્યું ન હોય એ પણ કહી શકાય એવું નથી. પરંતુ મધુસૂદને કોઇ રીતે હાર ન સ્વીકારી એનું કારણ એ છે કે મધુસૂદનની જમીનદારીની દુનિયામાં માત્ર બુદ્ધિ છે એટલું જ નહિ, પ્રતિભા ય છે. આ પ્રતિભાને જોરે જ એણે પોતાની સંપત્તિ મેળવી છે, અને એના જ પરમ આનંદમાં એ ઉંડે સુધી ડૂબી ગયો છે. આ પ્રતિભાને જોરે જ એ નિશ્ચિત રીતે જાણતો હતો કે ધન-ઋષિની જે તપશ્ચર્યામાં એ નિયુક્ત છે; ઇન્દ્ર હવે એ ભંગ કરવા માટે અનેક વિઘ્નો મોકલ્યા છે. ક્ષણેક્ષણે તપભંગના ધક્કા વાગ્યા છે, વારંવાર એણે પોતાની જાતને સંભાળી છે. સરળતા માત્ર એટલી જ હતી, કે વ્યાપારનો એ મધ્યાહ્નકાળ હતો, મરવાની પણ ફુરસદ નહોતી. એવા કઠિન પરિશ્રમના સમયમાં—આંખો વડે જોવાનો અને કાને સાંભળવાનો—શ્યામાનો જે થોડો ઘણો સંગ એકાંતમાં

મળતો, એનાથી જાણે મધુસૂદનની ક્લાંતિ દૂર થઇ જતી. ઉત્સવોમાં આપ લે વખતે શ્યામા સુંદરી તરફ એનો પક્ષપાત જરા વધારે દેખાય છે; પરંતુ કોઇ દિવસે એણે શ્યામાને એવું સમજવાને કારણ નથી આપ્યું, જેથી અંતઃપુરમાં એની સ્પર્ધા વધી જાય. શ્યામાએ મધુસૂદનના મનના ઝૂકાવને બરાબર પકડી લીધો છે, પરંતુ તો ય એના તરફનો એનો ભય હજી મટ્યો નથી.

મધુસૂદનના ભોજન વખતે રોજ શ્યામા ઉપસ્થિત રહેતી, આજે પણ છે. તે હમણાં જ સ્નાન કરીને આવી છે, એના ઘેરા કાળા વાળ પીઠ પર વિસ્તરેલા પડ્યા છે, ઉપરથી સફેદ સાડી છેક કપાળ સુધી ઓઢેલી છે, ભીના વાળમાંથી મસાલેદાર તેલની મૃદુ મૃદુ સુગંધ આવી રહી છે.

શ્યામાએ દૂધના વાટકા પરથી દૃષ્ટિ હઠાવ્યા વિના ધીરા સ્વરે કહ્યું: "દિયરજી, વહુને બોલાવું?"

મધુસૂદને કંઇ જ ન કહ્યું, અને પોતાની ભાભીના મુખ ભણી ગંભીરતાથી જોવા લાગ્યો. એની ભાભી શ્યામાસુંદરી બિચારી ભયની મારી સંકોચાઇ ગઇ, પ્રશ્નની વ્યાખ્યા કરીને બોલી, "જમતી વખતે તમારી પાસે આવીને બેસે તો સારૂં, થોડીઘણી સેવા—"

મધુસૂદનના ચહેરાના ભાવનો કંઇ અર્થ ન સમજવાને કારણે શ્યામા વાત પુરી કરતાં પહેલાં જ અટકી ગઇ. મધુસૂદને ફરીથી માથું નીચે ઢાળીને જમવા માંડયું.

થોડી વાર પછી થાળીમાંથી મોઢું ઉચું કર્યા વિના જ પૂછ્યું: "વહુરાણી હમણાં ક્યાં છે?"

શ્યામા વ્યસ્ત થઇને બોલી ઉઠી: "હું હમણાં જોઇ આવું છું."

મધુસુદને ભવાં ચઢાવીને આંગળીને ઇશારે મનાઇ કરી. પ્રશ્નનો ઉત્તર મેળવવા મન ઉત્સુક છે, પરંતુ એને મોઢે સાંભળવું અસહ્ય છે; સાથે સાથે મનમાં કુતૂહલ પણ પૂરતું છે. જમીને જ્યારે એ પોતાના શયનગૃહમાં ગયો, ત્યારે એના મનના એક ખૂણામાં ક્ષીણ આશા હતી. એક વાર અગાસી પર ફરી આવ્યો. પાસેના સ્નાનાગારમાં જઇને થોડીવાર ઉભો રહ્યો. પછી પથારીમાં પડીને હુક્કો ગડગડાવા માંડ્યો. નિર્દિષ્ટ પંદર મિનિટ વિતી ગઇ. વીસ મિનિટ પૂરી થઇને જ્યારે અર્ધો કલાક થવા આવ્યો, તો ઉપરના ગજવામાંથી ઘડીઆળ કાઢીને એકવાર સમય જોયો. વર્ષો વીતી ગયા, પણ ઑફિસમાં જતાં પાંચ મિનિટ પણ મોડું નથી થયું. ઑફિસમાં એક રજીસ્ટર છે, એમાં કોણ કયે સમયે આવે છે અને જાય છે એવી નોંધ રહે છે. એ નોંધને હિસાબે પગારની માત્રા ચઢતી ઉતરતી રહે છે. ઑફિસના બધા કાર્યકરોમાં મધુસૂદનના દંડની રકમ ઓછામાં ઓછી હોય છે. સાથે સાથે એને પોતાના તરફ કંઇ પક્ષપાત પણ નથી. વાસ્તવિક રીતે તો બીજા કાર્યકરો કરતાં એ પોતાની પાસે બેવડો દંડ વસૂલ કરે છે. મનમાં ને મનમાં એણે પ્રતિજ્ઞા કરી લીધી કે સાંજે ઑફિસનો સમય પૂરો થયા બાદ પોતાના કામની પૂર્તિ કરી લેશે. પરંતુ જેમ જેમ સમય વિતવા માંડ્યો, તેમ તેમ કામને લઇ એને ઉચાટ થવા માંડ્યો. ઉલટું આજે કામ છોડીને અર્ધો કલાક પહેલાં જ ઘેર આવતો રહ્યો. વારંવાર એનું મન ઇચ્છતું હતું કે એક વાર કસમયે શયનગૃહમાં જઇ આવું, કદાચ મુલાકાત થઇ જાય. દિવસે એ ક્યારે ય એ ઓરડામાં જતો નહિ. આજે ઑફિસના પોષાકે જ એણે સુવાના ઓરડામાં પ્રવેશ કર્યો.

મોતીની મા એ વખતે અગાસી પર હતી. તે કેરીના રસપૂડા વીણીવીણીને ટોપલીમાં ભરતી હતી. મધુસૂદનને કસમયે શયનગૃહમાં

આવતો જોઈને એણે ઘૂમટો તાણી લીધો અને હસવા લાગી. વચલી વહુની સામે પોતાની આ અનિયમિત કાર્યવાહી પકડાઈ જવાથી એને શરમ આવી અને સાથે સાથે ગુસ્સો પણ આવ્યો. મનમાં યુક્તિ ગોઠવી રાખી હતી કે ખૂબ સાવધાનીપૂર્વક એ ઓરડામાં આવશે. હા, કદાચિત ભીરૂ હરિણીની જેમ એ ચોંકીને નાસી ન જાય; પણ એ ન થયું. કૌતુકદષ્ટિની ચોટથી બચવા માટે એ પોતે ઝડપથી ઓરડામાં ઘૂસી ગયો. જોયું તો એનું ઑફિસમાંથી નાસી આવવું બિલકુલ વ્યર્થ ગયું છે. ઓરડામાં કોઈ નહોતું, કોઈના પાછળ પાછળ આવવાના લક્ષણ પણ દેખાયાં નહિ. ક્ષણભરમાં તો એનું અધૈર્ય અસહ્ય થઈ ગયું. જો કે એ જેઠ થાય છે, અને કોઈ દિવસ વચલી વહુની સાથે એક વાત પણ નથી કરી, તો પણ એને બોલાવીને કુમુદને વિષે પૂછવા એનું મન તલસી રહ્યું. એકવાર એવું થઈ પણ ગયું, પરંતુ ત્યારે તો મોતીની મા નીચે ચાલી ગઈ હતી.

કુમુદે ત્યાગેલા શયનગૃહમાં અકારણ અને કસમયે એકલા આવવાથી જે માનહાનિ થઈ હતી તેના બચાવને ખાતર મધુસૂદન તરત જ દબાઈને બહારના ઓરડામાં ચાલ્યો ગયો. એક અતિશય જરૂરી કામનું બહાનું કરીને પોતાના ટેબલ પર નીચી દષ્ટિએ એણે કામ કરવા માંડ્યું. સામે એક નાનું રજીસ્ટર પડયું હતું. સાધારણ રીતે એ એને કોઈ દિવસ અડકતો ય નથી. એ તો ઑફિસનો હેડ ક્લાર્ક જુએ છે. આજે લોકોની આંખોને ધોખો દેવા માટે એણે એ રજીસ્ટર ઉઘાડ્યું. આ રજીસ્ટરમાં ઘરમાંથી રવાના થએલાં કાગળ પત્રો, તારોની નોંધ રહે છે. રજીસ્ટર ઉઘાડતાં જ આજની તારીખના તારોમાં બિપ્રદાસના નામ પર એની નજર પડી. મોકલનાર છે ઘરની માલિક પોતે–કુમુદિની.

“ દરવાનને બોલાવો. ”

દરવાન હાજર થયો.

"આ તાર તને કોણે આપ્યો હતો ?"

"નવીન બાબુએ."

"બોલાવો નવીન બાબુને ?"

નવીન બાબુ પોતાનું પીળું પડી ગએલું મુખ લઇને હાજર થયા.

"મારી રજા વિના તાર મોકલવાનું તમને કોણે કહ્યું ?"

જેણે કહ્યું હતું, તેનું નામ શાસનકર્તાની સમક્ષ ઉચ્ચારવું એ મામૂલી વાત નહોતી. શું કહેવું એની સમજણ ન પડવાથી નવીન વ્યાકૂળ થઇ ગયો. શિયાળાના દિવસોમાં પણ એને કપાળે પરસેવો વળ્યો.

નવીનને ચૂપ જોઇને મધુસૂદને પોતે જ પૂછ્યું : "કદાચ વચલી વહુએ, કેમ ?"

નીચે મોઢે ચુપચૂપ ઉભા રહેવાથી જ ઉત્તર સ્પષ્ટ થઇ ગયો. માથે જાણે ગરમી ચઢી ગઇ, મોઢું લાલ લાલ થઇ ગયું, એટલો ક્રોધ ચઢ્યો કે મોઢામાંથી શબ્દ સુદ્ધાં ન નીકળ્યો. જોરથી હાથ હલાવીને નવીનને ઘરમાંથી બહાર નીકળી જવાનો ઇશારો કરીને ઓરડામાં આમથી તેમ એણે ઝડપથી ટહેલવા માંડ્યું.

## પ્રકરણ ત્રીસમું

### સ્વભાવ વિરૂદ્ધ

નવીને અંદર મોતીની મા પાસે જઇને સુક્કા ચહેરે કહ્યું: "સાંભળો છો, હવે બાંધો ગાંસડાં પોટલાં."

"કેમ, શું થયું?"

"બસ, હવે નીકળવાની તૈયારી કરો."

"તમારી બુદ્ધિ પર ભરોંસો કરીને બાંધુ તો કાલે પાછાં છોડવાં પડશે. કેમ, તમારા ભાઇસાહેબનો મિજાજ ઠીક નથી કે શું?"

"હું તો એમને ઓળખું છું, પણ હવે એમ લાગે છે કે આ વખતે આપણા ઉપર તવાઇ છે."

"તો ચાલ્યા જવાનું. એમાં વળી આટલી બધી ચિંતા શાની? જવાથી કંઇ પાણીમાં ડૂબી જવાના તો નથી ને?"

"તું શા માટે મને જવાનું કહે છે? હવે તો હુકમ થશે—વચલી વહુને દેશ મોકલી દો."

"એ હુકમને તમે નહિ માનો, હું જાણું છું."

"તેં કેવી રીતે જાણ્યું?"

"હું એકલી જ નહિ પણ આખું ઘર તમને સ્ત્રૈણ સમજે છે. મર્દ શી રીતે સ્ત્રૈણ થઇ શકે છે, એ વાત હજી સુધી તમારા ભાઇ-સાહેબના મગજમાં નહોતી ઉતરી. હવે એ પોતે સમજે એવો સમય આવ્યો છે."

"સાચે જ ?"

"હું તો જોઉં છું કે તમારા વંશમાં જ આ રોગ ભર્યો છે. મોટાભાઇ હજી સુધી પકડાયા નહોતા. ઘણા દિવસનું એકઠું થયું હતું, એટલે એમાં જરા તીખાશ વધારે હશે. જોજો હું શું કહું છું તે. જેટલા જોરથી દુનિયાને ભૂલી એમણે રૂપિયાની થેલી જકડી રાખી હતી, હવે એમનું એ બધું જોર વહુ ઉપર ઉતરશે."

"ઠીક છે, ઉતરવા દો. મોટા સ્ત્રૈણ ભલે પોતાનો રંગ જમાવે, પણ નાના સ્ત્રૈણનો જીવ હવે શી રીતે બચી શકે ?"

"એનો ભાર મારા ઉપર. હવે હું તમને જે કહું તે કરો. તમારે એમનું ટેબલ ઉઘાડીને જોવું પડશે."

નવીને હાથ જોડીને કહ્યું : "તારા સોગન, તું કહે તો સાપના દરમાં હાથ નાખું, પણ ભાઇના ટેબલના ખાનામાં નહિ."

"સાપના દરમાં હાથ નાખવો હોત તો હું પોતે નાખત, પરંતુ એ ટેબલ તો તમારે જ ઉઘાડવું પડશે. તમને ખબર છે કે આ ઘરના તમામ પત્રો પહેલાં એ જુએ છે. એમના હુકમ વિના એક પત્ર પણ કોઇને મળતો નથી. મારૂં મન કહે છે કે પત્ર આવી ગયો છે પણ એમણે દબાવી રાખ્યો છે."

"મારૂં મન પણ એમ જ કહે છે, પણ સાચે સાચે

એમ પણ કહે છે કે જો તમે એ પત્રને હાથ લગાવ્યો, તો પછી ભાઇસાહેબને કોઇ દંડ શોધવાની જરૂર નહિ રહે. કદાચ સાત વર્ષના કાળાપાણીની સજા મળી જાય."

"તમારે એ પત્રને હાથ લગાવવાની બિલકુલ જરૂર નથી. માત્ર તમે એક વખત જોઇ આવો કે એ ખાનામાં કુમુદબહેનના નામનો પત્ર છે કે નહિ."

મોતીની મા પર નવીનનો અગાધ ભક્તિભાવ છે; એટલે સુધી કે એ પોતાને પોતાની સ્ત્રીને માટે અયોગ્ય સમજે છે. એટલે જ્યારે એના ઉપર કોઇ અસાધ્ય કામ આવી પડતું, ત્યારે એને ગમે તેટલો ભય લાગે, પણ સાથે સાથે આનંદ પણ થતો.

એ જ રાત્રે નવીન દ્વારા મોતીની માને સમાચાર મળ્યા કે મધુસૂદનના ટેબલમાં કુમુદ બહેનના નામના તાર અને કાગળ બન્ને છે.

જે ઉત્તેજનાનો પહેલો ધક્કો ખાઇને કુમુદ પોતાનું શયનગૃહ છોડીને દાસી-વૃત્તિમાં પ્રવૃત્ત થઇ હતી, એનો વેગ હવે રોકાઇ ગયો છે. અપમાનની વિરક્તિ દૂર થઇ છે અને હવે વિષાદની મ્લાનતાથી એનું મન ઘેરાઇ ગયું છે. સમજાઇ ગયું છે કે આ અવસ્થા હંમેશની નથી. તો પણ એ જાતની કોઇ પણ વ્યવસ્થા થયા વિના કુમુદ શી રીતે છૂટશે? સંસારમાં મોતના દિવસ સુધી રાત દિન જોર કરીને આ રીતે અસંલગ્ન ભાવે રહેવું તો સંભવિત નથી.

કુમુદિની પ્રાતઃસોની ઓરડીનું બારણું બંધ કરીને આજ વાતનો વિચાર કરી રહી હતી. આ ઓરડી ઓસરીના એક ખૂણામાં છે, એટલે પ્રવેશદ્વાર વિના ચારે તરફથી એ બંધ છે. દીવાલ પર પણ લાકડાના પાટીયા ચોઢેલાં છે અને એના ઉપર દીવાગીરીનો ચિત્ર

વિચિત્ર સામાન પડ્યો છે. તેલ અને મેલથી આખી ઓરડી ચીકણી અને ગંદી થઇ ગઇ છે. જે તરફ બારણું છે, એ તરફની ભીંતે કોઇ નોકરે ભીણબત્તીના પડીકા પરથી ચિત્રો ઉખાડીને ચોંટાડ્યા હતાં; એણે તો એ કાર્ય પોતાના સૌન્દર્યબોધની તૃપ્તિને ખાતર જ કર્યું હતું. એક ખૂણામાં ટીનની પેટીમાં મોટોડું પડ્યું છે, પાસે એક ટોપલીમાં સૂકી આમલી અને કેટલીક મેલી સાવરણીઓ પડી છે. ભીંતને અડકીને દીવેલના કોડીઆ પડ્યાં છે, તેમાં બે ત્રણ ભરેલાં છે અને બાકીના ખાલી છે.

આજ સવારથી જ કુમુદે પોતાના બિનકેળવાયલા હાથે પોતાનું કામ શરૂ કરી દીધું હતું. કોઠારનું કામ પૂરૂં કરીને મોતીની માએ જરા એકવાર કુમુદની કર્મતપશ્ચર્યામાં આવેલા દુઃસાધ્ય સંકટને ઉભા ઉભા જોયું. સમજી ગઇ કે બેએક ક્ષણભંગુર વસ્તુઓનો આપઘાત તરતમાં જ થવાનો છે. આ ઘરમાં ચીજવસ્તુની મામૂલી ખોટ પણ દૃષ્ટિ અને હિસાબથી અસ્પૃશ્ય નથી રહી શકતી.

મોતીની માથી હવે ન રહેવાયું, બોલીઃ "કામકાજ કંઇ નહોતું એટલે ચાલી આવી. વિચાર્યું કે ચાલો જીજીના કામમાં જરા મદદ કરીએ, પુણ્ય લાગશે." કહીને એણે કાચના ગોળા અને ચિમનીઓની ટોપલી પોતાના તરફ ખેંચી લીધી, અને એને લૂછવા લાગી.

કુમુદમાં હવે હઠશાહી કરવાનું તેજ નહોતું, કારણ કે આ સમય દરમિયાન પોતાની દુર્બળતાના વિષયમાં એનો આત્મ-આવિષ્કાર લગભગ સંપૂર્ણ થઇ ચૂક્યો છે. મોતીની માની સહાય મેળવીને એ જાણે જીવી ગઇ, પરંતુ મોતીની માના અશિક્ષિત-પટુત્વની પણ સીમા છે. ગ્યાસલેટના દીવામાં જોઇએ તેટલી બત્તી મૂકવી એ એને માટે અસાધ્ય છે. જો કે આ કામ એની દેખરેખ હેઠળ થાય છે, નિયમા-

નુસાર તેલ વગેરે આપવાનું માપ પણ એના હાથમાં છે, પણ પોતાને હાથે બત્તી કાપવાનું કામ એણે ક્યારે ય નથી કર્યું. એટલે એણે વૃદ્ધ નોકરને પોતાની મદદે બોલાવવાની વાત છેડી.

હાર માનવી પડી. વૃદ્ધ નોકર બંકુ આવ્યો, અને ઝટઝટ હાથ ચલાવીને થોડી જ વારમાં બધું કામ પૂરૂં કરી દીધું. સંધ્યા થતાં પહેલાં જ ફાનસો દરેક ઓરડામાં પહોંચાડી દેવામાં આવે છે. એ કામને માટે પોતાને સમયસર આવવું પડશે કે નહિ એવું એ નોકરે પૂછ્યું. બંકુ માણસ તો સરળ સ્વભાવનો છે, તો પણ એના પ્રશ્નમાં કદાચિત શ્લેષ હતો. કુમુદિનીના કાનની બુટ્ટીઓ લાલ થઇ ગઇ.

એ જવાબ આપે તે પહેલાં જ મોતીની માએ કહ્યું: "આવવું પડશે નહિ તો." કુમુદિનીને સમજતાં જરા ય વાર ન લાગી કે પોતે કામ કરવાને બદલે ઉલટી કામમાં વિઘ્ન નાખે છે.

# પ્રકરણ એકત્રીસમું

## પરાજય ?

બપોરે જમ્યા પછી બારણું બંધ કરીને કુમુદિનીએ બેઠાં બેઠાં પ્રતિજ્ઞા કરી કે હવે એ મનમાં ક્રોધની આગને નહિ સળગવા દે. તે પોતાના મનમાં કહેવા લાગી: "બસ, આજનો દિવસ લાગશે મનને સ્થિર કરવામાં; ભગવાનનો આશીર્વાદ લઈને કાલે સવારથી પોતાના ગૃહિણીધર્મના સત્ય માર્ગમાં એ નીકળી પડશે." બપોરે ખાધા પછી એ લાકડાની ઓરડીમાં એણે પોતાની સાથે જ સમાધાન કરવા માંડ્યું. આ કાળમાં એને સર્વથી વધારે મદદ હતી ભાઈની સ્મૃતિની. એણે પોતાના ભાઈના ધૈર્યની આશ્ચર્યજનક ગંભીરતા જોઈ છે; એમના મુખનો વિષાદ, જે એમના અંતરની મહત્ત્વની છાયા હતી,– ભાઈ પણ કેવા, એ જમાનાના શિક્ષિત સમાજમાં પ્રચલિત 'પોઝિ-વિટિઝમ" જ જેનો ધર્મ હતો, દેવને બહારની નમસ્કાર કરવાની જેને ટેવ જ નહોતી, તો ય અંતરદેવ પોતે જ એમના જીવનને પૂર્ણ કરીને આવિર્ભૂત થતા હતા.

ત્રીજે પહોરે બંકુએ આવીને જ્યારે બારણું ખખડાવ્યું, ત્યારે ઓરડી ઉઘાડીને કુમુદ બહાર નીકળી ગઈ. મોતીની મા પાસે જઈને બોલી: "આજ રાત્રે હું નહિ જમું. "મનને શુદ્ધ કરવા માટે જ એણે

આ ઉપવાસ કર્યો છે. મોતીની માને કુમુદનો ચહેરો જોઇને મોટું આશ્ચર્ય થયું. એ ચહેરા પર આજે હૃદય-જ્વાળાની રક્તછટા નહોતી, લલાટ અને નેત્રોમાં પ્રશાંત સ્નિગ્ધ દીપ્તિ હતી. હજી હમણાં જ જાણે એ પૂજા સમાપ્ત કરીને, તીર્થસ્નાન કરીને આવી છે. અંતર્યામી દેવે જાણે એનું બધું જ અભિમાન હરી લીધું છે; હૃદયમાં જાણે એ નિર્મળ ફુલ મૂકીને આવી છે, અને એની સુગંધે એને ઘેરી લીધી છે. એટલે કુમુદે જ્યારે ઉપવાસ કરવાનું નક્કી કર્યું ત્યારે જ મોતીની મા સમજી ગઇ કે આ અભિમાનનું આત્મપીડન નથી, એટલે એણે વાંધો ન ઉઠાવ્યો.

પોતાના દેવની મૂર્તિને હૃદયમાં પધરાવીને એ અગાસી પર એક ખૂણામાં જઇને બેઠી. આજે એને સ્પષ્ટ સમજાયું હતું કે દુઃખે જો આટલા ધક્કા માર્યા ન હોત તો એ કોઇ રીતે પોતાના દેવની આટલી નિકટ આવી શકી ન હોત. અસ્ત થતા સૂર્યની આભા તરફ હાથ જોડીને કુમુદે કહ્યું: "પ્રભો, હવે ક્યારે ય તમારો વિયોગ ન હો. તમે મને રડાવી રડાવીને તમારી બનાવી લ્યો."

શિયાળાનો દિવસ જોતજોતામાં આથમી ગયો. ધૂળ, ધૂમ્મસ અને મીલોના ધુમાડાએ સંધ્યાના સ્વચ્છ તિમિરગંભીર મહિમાને ઢાંકી દીધો છે. જાણે એ આકાશ એક પરિવ્યાપી મલિનતાનો બોજો લઇને જમીન તરફ ધસી આવે છે, અને એવી જ રીતે ભાઇની ચિંતાનો ભાર કુમુદિનીના મનને નીચે ધસડી રહ્યો છે.

આવી રીતે, એક બાજુ અભિમાનના બંધનમાંથી છુટકારો પામવાથી મુક્તિના આનંદનો, અને બીજી બાજુ ભાઇની ચિંતાથી પીડિત હૃદયનો ભાર લઇને કુમુદિનીએ ફરીથી એ અંધારી કોટડીમાં પ્રવેશ કર્યો. એની ખાસ ઇચ્છા છે કે આ નિરૂપાય

ચિંતાના બોજાને પણ એ પોતાના અટલ વિશ્વાસને આધારે ભગવાન ઉપર જ છોડી દે, પરંતુ વારંવાર પોતાને ધિક્કારવા છતાં, કોઇ રીતે પણ એને આ અવલંબન મળતું નથી. તાર તો પહોંચી ગયો હશે, એનો જવાબ કેમ નથી આવ્યો ? આ પ્રશ્ન એના અંતરમાંથી ખસતો જ નથી.

નારી–હૃદયના આત્મસમર્પણના સૂક્ષ્મ બંધનને મધુસૂદનથી હાથ સુદ્ધાં અડકાડી શકાતો નથી. જે વિવાહિત સ્ત્રીના શરીર અને મન પર એનો સંપૂર્ણ અધિકાર છે, એ પણ એને માટે અત્યંત દુર્ગમ થઇ ગયો છે. ભાગ્યના આવા અકલ્પિત કાવતરા પર એ કઇ બાજુથી આક્રમણ કરે એ જ એને સમજાતું નથી. ક્યારે ય, કોઇ પણ કારણથી મધુસૂદનનું ધ્યાન પોતાના વ્યવસાયમાંથી હટ્યું નહોતું, હવે એ દુર્લક્ષણ પણ દેખાવા માંડ્યું. પોતાની માતાની બિમારી અને એના મૃત્યુથી પણ મધુસૂદનના કામમાં જરા ય ખલલ પડ્યું નહોતું, એ વાતને સૌ કોઇ જાણે છે. એ વખતે એના અવિચલીત દૃઢ ચિત્તની સૌએ પ્રશંસા કરી છે. મધુસૂદન આજે એકાએક પોતાનો એક નવો પરિચય પામીને પોતે જ દંગ થઇ ગયો. નિયુક્ત કરેલા માર્ગમાંથી જે શક્તિ એને બહાર ખેંચી રહી છે, એ એને કઇ તરફ લઇ જશે એની એને પોતાને સમજણ પડતી નથી.

રાત્રે જમી પરવારીને મધુસૂદન ઉપર સૂવા ગયો. જો કે વિશ્વાસ નહોતો, તો ય આશા હતી કે કદાચ આજે ત્યાં કુમુદ મળશે, એટલા માટે નિયમીત સમય પછી જ એ શયનગૃહમાં ગયો. એનો સૂવાનો સમય બરાબર નિયત કરેલો છે, એક મિનિટ પણ આગળ પાછળ થતી નથી. એટલે એ સમયે બરાબર કંઇ ઉંઘ ન આવી જાય, નહિ તો કુમુદ આવીને પાછી જતી રહેશે, એ આશંકાથી એ પલંગ પર સૂતો નહિ. થોડી વાર સુધી સોફા પર બેસી રહ્યો અને પછી એણે અગાસીમાં

ટહેલવા માંડ્યું. નવ વાગ્યે મધુસૂદનના સૂવાનો સમય છે, અને આજે જ્યારે સાંભળ્યું કે દેવડીની ઘડિયાળમાં અગિયારના ટકોરા પડી રહ્યા છે, ત્યારે એ ચોંકી ઉઠ્યો. એને શરમ આવી, પરંતુ વારંવાર એ પલંગની પાસે જતો અને થંભી જતો, સૂવાની ઇચ્છા જ થતી નહોતી. એટલે એણે નિશ્ચય કર્યો કે બહારના ઓરડામાં જઇને પોતે જ રાત્રે નવીન સાથે નિકાલ કરી નાખે.

બહારના ઓરડાની સામે ચોકમાં જઇને જોયું તો અંદર દીવો બળે છે. એ અંદર ઘૂસવાની તૈયારી કરતો હતો ત્યાં તો એણે જોયું કે અંદરથી નવીન જ હાથમાં ફાનસ લઇને નીકળી રહ્યો છે. દિવસ હોત તો દેખાત કે નવીનનું મુખ એ વખતે કેવું ફિક્કું પડી ગયું છે.

મધુસૂદને પૂછ્યું : "આટલી મોડી રાત્રે તું અહીં ક્યાંથી ?"

નવીનના મગજમાં એક બહાનું જડી આવ્યું. બોલ્યો : "સૂતાં પહેલાં હું ઘડિયાળને ચાવી આપું છું અને તારીખના કાર્ડ ઠીક કરી દઉં છું."

"સારૂં, અંદર આવ. જરા સાંભળ."

નવીન ગભરાઇ ગયો, દેવાદારની જેમ ચુપચૂપ ઉભો રહ્યો.

મધુસૂદને કહ્યું : "વહુરાણીના કાન ભંભેરનારૂં કોઇ હોય એ મને પસંદ નથી. મારા ઘરની વહુ મારી ઇચ્છા પ્રમાણે ચાલશે, કોઇ બીજાની સલાહ પ્રમાણે નહિ ચાલે. આ નિયમ છે."

નવીને ગંભીરતાપૂર્વક કહ્યું: " નિયમ તો એવો જ છે."

"એટલે જ હું કહું છું કે મોતીની માને દેશમાં મોકલી દો."

નવીને, જાણે એ નિશ્ચિંત થઇ ગયો છે એવો ભાવ દેખાડીને

કહ્યુંઃ "એ ઠીક છે, હું પણ પૂછવાનો જ હતો, પણ એમ વિચારીને જ ન પૂછ્યું કે કદાચ તમારી ઇચ્છા ન હોય."

મધુસૂદનને વિસ્મિત થઇને પૂછ્યુંઃ "એનો અર્થ ?"

નવીને કહ્યું: "ઘણા દિવસથી મોતીની મા દેશ જવા માટે જીદ કરી રહી છે. એણે સામાન પણ તૈયાર કરી રાખ્યો છે; માત્ર ગોઠવવાનો બાકી હશે."

કહેવાની જરૂર નથી કે આ વાત તદ્દન બનાવટી છે. પોતાના ઘરમાં મધુસૂદન જેને ઇચ્છે તેને વિદાય કરી શકે છે, પરંતુ એનો અર્થ એવો નથી કે ગમે તે માણસ પોતાની ઇચ્છાથી પણ જઇ શકે છે. એ બિલકુલ ગેરકાયદે વાત છે. એણે નારાજીભર્યા સ્વરે કહ્યુંઃ "કેમ, જવા માટે એને આટલી ઉતાવળ શા માટે છે ?"

નવીને કહ્યુંઃ "ગૃહિણી, ઘરના માલિક ઘરમાં આવી ગયાં, હવે તો આખા ઘરનો ભાર એમણે લઇ લેવો જોઇએ. મોતીની મા કહે છે કે એના રહેવાથી કોણ જાણે પાછી શું ય વાત ઉડે."

મધુસૂદને કહ્યું: "આ બધી વાતોના વિચારનો ભાર શું એના ઉપર છે ?"

નવીને ભલામાણસની જેમ કહ્યું: "શું કહેવાય, સ્ત્રીઓની જીદ છે. શક્ય છે કે કોઇ વાતને ખાતર તમે જ એને કંઇ કહી બેસો, એ અપમાન એ નહિ સહન કરી શકે; એટલે એણે પ્રતિજ્ઞા કરી છે કે એ તો જશે જ. તેરસે મુહૂર્ત સારું છે. આ દરમિયાન એ બધું કામકાજ અને હિસાબ કિતાબ પૂરા કરી નાખવા માગે છે."

મધુસૂદને કહ્યું: "જો નવીન, ધયલી વહુને તેં માથ ચઢાવી ચઢાવીને બગાડી મૂકી છે. એને જરા કડકાઇથી કહી દેજે કે આ વખતે

એ કોઇ રીતે નહિ જઇ શકે. તું મર્દ છે, ઘરમાં તારું શાસન ન ચાલે એ મારાથી દેખા શકાતું નથી."

નવીને માથું ખંજવાળીને કહ્યું : "કોશિશ કરીને જોઇશ, પરંતુ–" "ભલે, મારું નામ લઇને કહી દેજે કે, આ વખતે એનાથી દેશમાં નહિ જઇ શકાય. જ્યારે સમય આવશે ત્યારે હું પોતે નક્કી કરી દઇશ."

નવીને કહ્યું : "તમે જ કહ્યું હતું ને કે મોતીની માને દેશમાં મોકલી દો, એટલે જ હું વિચારી રહ્યો હતો."

"મધુસૂદન ઉત્તેજીત થઇ ઉઠ્યો. બોલ્યો : "મેં શું કહ્યું હતું, એમ કહ્યું હતું કે અત્યારે આ ઘડીએ મોકલી દો ?"

નવીન ધીરે ધીરે ત્યાંથી ચાલ્યો ગયો. મધુસૂદન ગેસનો દીવો કરીને એક લાંબી આરામખુરસી પર બેસી ગયો. મકાનનો ચોકીદાર ક્યારેક રાત્રે ચોકી માટે બધા ઘર આગળ ફરે છે. મધુસૂદનને જરા ઉંઘ જેવું લાગતું હતું, એટલામાં એણે જોયું કે ચોકીદાર ઘરમાં ઘૂસીને ફાનસની વાટ ઉંચી કરીને એનાં મોઢા સામુ જોઇ રહ્યો છે. એ કદાચિત્ વિચારતો હતો કે મહારાજાને મૂર્છા આવી છે, અથવા ખતમ થઇ ગયા છે. મધુસૂદન ઝડપથી ખુરસીમાં જાગીને બેઠો થઇ ગયો. તરતના જ વિવાહિત રાજા બહાદૂરે બહારના ઓરડામાં બેસીને આમ રાતનો સમય વિતાવવો, અને એ શોકજનક દૃશ્ય ચોકીદારની નજરે પડ્યું, મધુસૂદનને માટે મોટી દુર્ઘટના હતી. આ અપમાનનો ખ્યાલ આવતાં જ એને જમીનમાં પેસી જવાનું મન થયું. ઉઠતાં વાર જ એણે ગુસ્સાભર્યા સ્વરે કહ્યું : "બારણાં બંધ કરો." જાણે બારણાં બંધ ન કરવામાં બિચારા ચોકીદારનો અપરાધ હતો. દેવ-ડીના ઘડીઆળમાં બે વાગ્યા.

મધુસૂદને ઓરડામાંથી નીકળતાં પહેલાં એકવાર પોતાના ટેબલનું ખાનું ખોલ્યું. આમતેમ પત્રો ફેંદીને એ કુમુદના નામનો તાર પોતાના ગજવામાં મૂકીને અંતઃપુરમાં ગયો. ત્રીજા માળના દાદરા પાસે જઈને થોડીવાર ઉભો રહ્યો.

ઘેરી રાતે પહેલી ઉંઘમાંથી જાગીને માણસ સંપૂર્ણ સ્વસ્થ નથી લાગતો. એટલે જ એના દિવસના ચરિત્રમાં અને રાતના ચરિત્રમાં આટલો ફેર છે. રાત્રે બે વાગે, જ્યારે ચારેતરફ સનકાર છવાયો છે, અને પોતાના સિવાય એ સંસારના બીજા કોઇ માટે જવાબદાર નથી, ત્યારે કુમુદની સામે મનમાં ને મનમાં હાર સ્વીકારી લેવી એ એને માટે કંઇ મોટી વાત નથી.

# પ્રકરણ બત્રીસમું

## મધરાતે

દાદર આગળથી મધુસૂદન પાછો ફર્યો. એક બંધ ઓરડાની સામે ક્યાસલેટનો દીવો બળતો હતો, એને હાથમાં લઈને ચુપકીથી એ ફાનસોની ઓરડી આગળ જઈને ઉભો રહ્યો. ધીરેથી બારણું ધકેલ્યું. બારણાં અડકાડી રાખેલાં હતા, એકદમ ખુલી ગયાં. કુમુદ એ જ ચટાઈ પર ઘેરી નિદ્રામાં સૂતી છે, ડાબો હાથ છાતી પર મૂકગો છે. મધુસૂદને દીવો ભીંતની સાથે ટેકવીને મૂકી દીધો અને એ કુમુદના મુખની બાજુએ ડાબી તરફ બેસી ગયો. આ મુખ જે આટલી પ્રબળ શક્તિ વડે પોતાના તરફ ખેંચે છે, એનું કારણ એની અનિર્વચનીય સંપૂર્ણતા છે. કુમુદે પોતાનામાં પોતાનો વિરોધ કોઈ દિવસ જોયો જ નથી. ભાઈના કુટુંબમાં અભાવના દુઃખે એ દુઃખી થઈ છે, પરંતુ એ તો બાહ્ય અવસ્થાને કારણે. એનાથી એની પ્રકૃતિ ઉપર કંઈ અસર પહોંચી નથી. જે કુટુંબમાં એ રહેતી હતી એ એના સ્વભાવને બધી રીતે અનુકૂલ હતું, એટલે એના મુખ પર આવી અવિચ્છિન્ન સરળતા છે, એના ફરવાહરવામાં, એના વ્યવહારમાં આવી અક્ષુણ્ણ મર્યાદા છે. જે મધુસૂદનને જીવનની સાધનામાં જીવ તોડીને માત્ર લડાઈ જ લડવી પડી છે, પ્રતિદિન પ્રસ્તુત સંશયને

કારણે હમેશા જેને વિચારમગ્ન રહેવું પડે છે, એને માટે તો કુમુદની આ સર્વાંગસંપૂર્ણ સરળતાની અપૂર્વ ગંભીરતા પરમ આશ્ચર્યનો વિષય છે. એ પોતે જરા ય સ્વાભાવિક નથી, અને કુમુદિની તો જાણે દેવ જેવી સહજ છે. પોતાની સાથેની કુમુદિનીની આ પ્રતિકૂળતા જ એને આટલા પ્રબળ વેગથી ખેંચી રહી છે. લગ્ન પછી વહુ પહેલવહેલી સાસરે આવી, અને જે એની બરદાસ્ત થઇ છે એનું ચિત્ર જ્યારે એ પોતાના મનમાં જુએ છે, તો એને પોતાની તરફ વ્યર્થ પ્રભુત્વની ક્રૂદ્ધ અક્ષમતા દેખાય છે, અને બીજી બાજુ વહુના મનમાં નિખાલસ આત્મસન્માનનો સહજ પ્રકાશ દેખાય છે. સાધારણ સ્ત્રીઓની જેમ એના વ્યવહારમાં ક્યાંય જરા પણ અશોભન પ્રગલ્ભતા દેખાઇ નથી. જો એવું નહોત, તો એને અપમાનિત કરવાનું જે સ્વામીત્વ એનામાં મોજૂદ છે, એ અધિકારને કામમાં લાવવામાં મધુસૂદન રતિભાર અડચણ ન કરત. પણ કોણ જાણે શું થઇ ગયું છે, એની સમજણમાં જ નથી ઉતરતું. કોઇ અદ્‌ભુત કારણસર કુમુદિની એની પકડમાં જ નથી આવતી.

મધુસૂદને નિશ્ચય કર્યો કે કુમુદિનીને જગાડ્યા વિના આખી રાત પોતે એની પાસે જાગતો જ બેસી રહેશે. થોડી વાર બેઠા પછી એનાથી રહેવાયું નહિ. ધીરેથી કુમુદનો હાથ એની છાતી પરથી લઇને પોતાના હાથમાં લીધો. કુમુદ ઉંઘની ખુમારીમાં હાથ ખેંચી લઇને મધુસૂદનની ઉલટી બાજુ પાસું બદલીને સૂઇ ગઇ.

મધુસૂદનથી હવે ન રહેવાયું. કુમુદના કાન પાસે મોઢું લઇ જઇને ધીરેથી બોલ્યો : " વહુરાણી, તમારા ભાઇનો તાર આવ્યો છે."

કાનમાં અવાજ પડતાં જ કુમુદ ઝડપથી ઉઠીને બેઠી થઇ ગઇ, આશ્ચર્યથી આંખો ઉઘાડીને મધુસૂદનના મોઢા સામે એકીટસે જોઇ જ

રહી. મધુસૂદને તાર સામે મૂકીને કહ્યું : તમારા ભાઈએ મોકલ્યો છે." કહીને ખૂણામાંથી ફાનસ લઈ આવ્યો.

કુમુદે તાર વાંચ્યો. એમાં અંગ્રેજીમાં લખ્યું હતું : "મારી ચિંતા ન કરશો. ધીરે ધીરે આરામ થતો જાય છે. તમને મારા આશીર્વાદ." કઠિન ઉદ્વેગના આ મહાન દુઃખમાં આવી સાંત્વનાની વાત વાંચીને એની આંખોમાં પાણી ભરાઈ આવ્યું. આંખો લૂછીને એણે ભારને પાલવને છેડે બાંધી દીધો. આનાથી મધુસૂદનનું હૃદય જાણે મચકોડાઈ ગયું. ત્યાર પછી એ શું બોલે એની એને ગમ ન પડી. કુમુદ જ બોલી ઉઠી : "ભાઈનો પત્ર નથી આવ્યો ?"

હવે તો મધુસૂદનથી કોઈ રીતે ન કહી શકાયું કે પત્ર આવ્યો છે. તરત કહી દીધું : "ના, નથી આવ્યો."

આ ઓરડીમાં અડધી રાતે મધુસૂદનની સાથે બેસી રહેવામાં કુમુદને સંકોચ થયો. એ ઉઠવાનું કરતી હતી ત્યાં જ મધુસૂદન અકસ્માત બોલી ઉઠ્યો: "મોટી વહુ, મારા પર ગુસ્સો ન કરશો."

આ પ્રભુનો આદેશ નથી, આ તો પ્રણયીની પ્રાર્થના છે, અને એમાં જાણે અપરાધીની ગ્લાનિ ભરેલી છે. કુમુદ વિમાસણમાં પડી ગઈ; એને એમ થયું કે આ જાણે દેવની જ લીલા છે. કારણ એણે પણ વારંવાર કહ્યું છે ને: "તું ગુસ્સે ન થઈશ." એ જ વાત આજે મધરાતને સમયે કોઈએ અકલ્પિત ભાવે મધુસૂદન દ્વારા કહેવડાવી દીધી.

મધુસૂદને ફરીથી એને કહ્યું: "તમે શું હજીય મારા પર નારાજ છો ?"

કુમુદે કહ્યું: "ના ના, હું નારાજ નથી, બિલકુલ નહિ."

મધુસૂદન એના મુખ તરફ જોઈને આશ્ચર્યમાં પડી ગયો, જાણે

એ મનમાં કોઇની જોડે વાતો કરી રહી છે; અનુદ્દિષ્ટ કોઇની સાથે એની વાતો થાય છે.

મધુસૂદને કહ્યું: "તો ચાલો અહીંથી, આપણા ઓરડામાં ચાલો."

કુમુદિની આજ રાતને માટે તૈયાર નહોતી. ઉંઘમાંથી જાગીને એકદમ મનને બાંધી લેવું કઠણ છે. એણે સંકલ્પ કર્યો હતો કે કાલે સવારે નહાઇ ધોઇને દેવની સમક્ષ પોતાનો હંમેશનો પ્રાર્થનામંત્ર જપીને, પછી કાલથી એ ગૃહજીવનમાં પોતાની સાધના શરૂ કરશે. પણ એણે વિચાર્યું: દેવે મને સમય નથી આપ્યો. આજે અડધી રાત્રે જ બોલાવી છે. એમને શી રીતે કહું કે નહિ આવું. મનમાં જે એક ભારે અનિચ્છા થઇ રહી હતી તેને અપરાધ સમજીને એ એકદમ ઉભી થઇ ગઇ, બોલી: ચાલો."

ઉપર જઇને પોતાના શયનગૃહ પાસે પહોંચતાં જ એ થંભીને સ્થિર થઇ ગઇ, બોલી: "હું હમણાં આવું છું, વાર નહિ કરૂં." કહીને એ અગાસીના એક ખૂણામાં જઇને બેસી ગઇ. કૃષ્ણપક્ષનો ખંડિત ચંદ્રમા એ વખતે મધ્યાકાશમાં હતો.

કુમુદિની પોતાના મનમાં ને મનમાં કહેવા લાગી: "પ્રભુ, તમે જ મને બોલાવી છે, તમે જ બોલાવી છે. મને ભૂલ્યા નથી, એટલે જ તો બોલાવી. મને કંટક માર્ગમાંથી લઇ જનાર તમે જ છો, પ્રભુ, તમે જ છો, બીજું કોઇ નથી."

બીજા બધાને કુમુદ લુપ્ત કરી દેવા ઇચ્છે છે. બીજું બધું માયા છે, અને સર્વ કદાચિત્ કાંટા ય હોય; તો એ માર્ગના કાંટા છે, અને એ એમના જ માર્ગના કાંટા છે, સાથે એના ભાઇના આશીર્વાદ રૂપી સંરક્ષક છે. એ આશીર્વાદને એણે પાલવમાં બાંધી લીધા છે, એ

"ઓ મારા પૂજનીય, તમારી સમક્ષ મારા સમસ્ત શરીરને પ્રણત કરીને આ પ્રસાદ માગું છું કે પિતા, જે રીતે પુત્રને, સખી જે રીતે સખાને, પ્રિય જે રીતે પ્રિયાને સહી શકે છે. હે દેવ, તમે પણ મને એ જ રીતે સહો. તમે જે તમારા પ્રેમથી મને સહી શકો છો, એનું પ્રમાણ એના વિના બીજું કંઇ જ નથી કે તમારા પ્રેમથી હું પણ બધું જ ક્ષમા કરી શકું છું." કુમુદિનીએ આંખો મીચીને, મનમાં મનમાં પોકારીને કહ્યું: "તમે તો કહ્યું છે, જે મનુષ્ય મને સર્વ સ્થળે જુએ છે, અને મારામાં સર્વ કંઇ જુએ છે, એ મને ત્યાગતો નથી અને હું એને છોડતો નથી." 'આ સાધનામાં હું જરા ય શિથિલ ન થાઉં."

આજ સવારે નહાઇ ધોઇને કુમુદિનીએ ચંદનના પાણીથી પોતાના શરીરને ઘણીવાર સુધી અભિષિક્ત કર્યું. શરીરને નિર્મળ કરીને, સુગંધિત કરીને એને એણે એમને જ સમર્પણ કરી દીધું. મનમાં એકાગ્રતાપૂર્વક એણે ધ્યાન આદર્યું કે, ક્ષણે ક્ષણે એના હાથમાં એમનો હાથ છે, એના શરીરમાં એમનો સર્વવ્યાપી સ્પર્શ અવિરામ બિરાજમાન છે. આ શરીર સત્યરૂપે, સંપૂર્ણ રૂપે એમને જ મળેલું છે, અને મળેલાની બહાર જે શરીર છે તે તો મિથ્યા છે, માયા છે, માટી છે, જોતજોતામાં માટીમા મળી જશે. જ્યાં સુધી એમના સ્પર્શનો અનુભવ કરું છું, ત્યાં સુધી આ શરીર કોઇ પણ રીતે અપવિત્ર થઇ શકતું નથી. આ વાતો વિચારતાં વિચારતાં આનંદથી એની આંખોની પલક ભીંજાઇ ગઇ. એના શરીરને જાણે માંસના સ્થૂલ બંધનમાંથી મુક્તિ મળી ગઇ. પૂણ્ય સંમેલનનું નિત્યક્ષેત્ર સમજીને એને પોતાના શરીર પ્રત્યે એક પ્રકારની ભક્તિ ઉપજી. જો કુંદપુષ્પોની માળા અત્યારે એના હાથમાં હોત તો હમણાં જ એને એ પોતાના ગળામાં પહેરી લેત. સ્નાન કરીને એણે એક પહોળી લાલ કોરની સફેદ સાડી પહેરી. અગાસીમાં જઇને જ્યારે એ

# પ્રકરણ છત્રીસમું

## વિષાદનું ગાન

કુમુદ જ્યાં વ્યક્તિગત માનવી છે, ત્યાં જેમ જેમ એનું મન ધિક્કારથી, ઘૃણાથી, વિતૃષ્ણાથી ભરાતું જાય છે, જેમ જેમ ગૃહજીવન પોતાના સ્થૂલ બળના રૂઢ અધિકારથી એને અપમાનિત કરે છે, તેમ તેમ એ પોતાની ચારે બાજુએ આવરણ રચતી જાય છે. એ એવું આવરણ છે કે જે એની પોતાની સારુંખોટું લાગવાની સત્યતાને લુપ્ત કરી દે છે, અર્થાત પોતાના વિષયમાં એની ચેતના આવરી નાંખે છે. આ છે ક્લોરોફાર્મનો વિધિ. પણ આ કંઇ બેચાર કલાકની વ્યવસ્થા નથી, રાત અને દહાડો વેદનાના જ્ઞાનને, અરૂચિની અનુભૂતિને દૂર રાખવાં પડશે. આ અવસ્થામાં સ્ત્રીઓને જો કોઇ રીતે એક ગુરુ મળી જાય, તો એમની આત્મવિસ્મૃતિની ચિકિત્સા સહજ થઇ જાય છે, એ તો અહીં થયું નથી. એટલે એણે મનમાં ને મનમાં પૂજાના મંત્રને બરાબર ધ્વનિત રાખવાની કોશિશ કરી. એનો રાતદિવસનો આ મંત્ર હતોઃ—

तस्मात् प्रणम्य प्रणिधाय कार्यं
प्रसादये त्वाम् अहमी शमीड्यं
पितेव पुत्रस्य सखेव सख्युः
प्रिया प्रियायार्हसि देव सोढुम् ः

"એ મારા પૂજનીય, તમારી સમક્ષ મારા સમસ્ત શરીરને પ્રણત કરીને આ પ્રસાદ માગું છું કે પિતા, જે રીતે પુત્રને, સખી જે રીતે સખાને, પ્રિય જે રીતે પ્રિયાને સહી શકે છે, હે દેવ, તમે પણ મને એ જ રીતે સહો. તમે જો તમારા પ્રેમથી મને સહી શકો છો, એનું પ્રમાણ એના વિના બીજું કંઇ જ નથી કે તમારા પ્રેમથી હું પણ બધું જ ક્ષમા કરી શકું છું." કુમુદિનીએ આંખો મીચીને, મનમાં મનમાં પોકારીને કહ્યું: "તમે તો કહ્યું છે, જે મનુષ્ય મને સર્વ સ્થળે જુએ છે, અને મારામાં સર્વ કંઇ જુએ છે, એ મને ત્યાગતો નથી અને હું એને છોડતો નથી." 'આ સાધનામાં હુ જરા ય શિથિલ ન થાઉં.'

આજ સવારે નહાઇ ધોઇને કુમુદિનીએ ચંદનના પાણીથી પોતાના શરીરને ઘણીવાર સુધી અભિષિક્ત કર્યું. શરીરને નિર્મળ કરીને, સુગંધિત કરીને એને એણે એમને જ સમર્પણ કરી દીધું. મનમાં એકાગ્રતાપૂર્વક એણે ધ્યાન આદર્યું કે, ક્ષણે ક્ષણે એના હાથમાં એમનો હાથ છે, એના શરીરમાં એમનો સર્વવ્યાપી સ્પર્શ અવિરામ બિરાજમાન છે. આ શરીર સત્યરૂપે, સપૂર્ણ રૂપે એમને જ મળેલું છે, અને મળેલાની બહાર જે શરીર છે તે તો મિથ્યા છે, માયા છે, માટી છે, જોતજોતામાં માટીમા મળી જશે. જ્યાં સુધી એમના સ્પર્શનો અનુભવ કરું છું, ત્યાં સુધી આ શરીર કોઇ પણ રીતે અપવિત્ર થઇ શકતું નથી. આ વાતો વિચારતાં વિચારતાં આનંદથી એની આંખોની પલક ભીંજાઇ ગઇ. એના શરીરને જાણે માંસના સ્થૂલ બંધનમાંથી મુક્તિ મળી ગઇ. પૂજા સંમેલનનું નિત્યક્ષેત્ર સમજીને એને પોતાના શરીર પ્રત્યે એક પ્રકારની ભક્તિ ઉપજી. જો કુંદપુષ્પોની માળા અત્યારે એના હાથમાં હોત તો હમણાં જ એને એ પોતાના ગળામાં પહેરી લેત. સ્નાન કરીને એણે એક પહોળી લાલ કોરની સફેદ સાડી પહેરી. અગાસીમાં જઇને જ્યારે એ

બેઠી ત્યારે એને એમ લાગ્યું કે જાણે સૂર્યના પ્રકાશના રૂપમાં આકાશ-પૂર્ણ એક પરમ સ્પર્શે એના શરીરને અભિનંદિત કર્યું છે.

મોતીની માની પાસે આવીને કુમુદે કહ્યું: "મને હવે ઘરનું કામ સોંપો."

મોતીની માએ હસીને કહ્યું: "લ્યો, આ શાક સમારો."

મોટા મોટા તપેલા, મોટી મોટી પિત્તળની થાળીઓમાં દસપંદર નકશીદાર હાથાવાળી છરી લઇને કુટુંબની આશ્રિત સ્ત્રીઓ ગપ્પા મારતી મારતી શાક સમારી રહી છે; ચારે તરફ સમારેલા શાકના, છોડા વગેરે કચરાના ઢગલા પડ્યા છે. એ સર્વની વચ્ચે કુમુદિની પણ એક જગ્યાએ બેસી ગઇ. સામેના ઝરૂખામાંથી કુમુદની દૃષ્ટિ પાડોશમાં ઉભેલા એક જુના આમલીના ઝાડ પર પડી. એની ચંચળ પાંદડીઓમાં થઇને સૂર્યના કિરણો ચૂરેચૂરા થઇને વિખરાઇ રહ્યાં છે.

મોતીની મા વચ્ચે કુમુદના મુખ ભણી જોતી જતી અને વિચાર કરતી: "બહેન તે કંઇ કામ કરે છે કે એમની આંગળાઓની ગતિને આધારે એમનું મન કોઇક તીર્થને રસ્તે ચાલ્યું જાય છે? એમને જોતાં લાગે છે કે જાણે એ એક રમણીય નાવડી છે. એના શઢમાં પવન ભરાવા માંડ્યો છે, નાવ જાણે એ સ્પર્શમાં જ મગ્ન છે, અને એની બન્ને બાજુ જે પાણી અથડાઇ રહ્યું છે એનો એને ખ્યાલ જ નથી. ઘરમાં બીજી જે સ્ત્રીઓ કામ કરે છે એમને કુમુદ સાથે વાતચિત કરવાની ઇચ્છા છે, પણ એમને વાત કરવાનો કોઇ માર્ગ જ જડતો નથી.

શ્યામાસુંદરીએ એક વાર કહ્યું: "વાહ, સવારે વહેલા સ્નાન કરો છો તે કહેતાં કેમ નથી? ગરમ પાણી તૈયાર કરાવી શકાય. આમ તો શરદી થશે ને?"

કુમુદે કહ્યું : "મને ટેવ પડી ગઇ છે."

વાતચિત આગળ ન વધી. કુમુદના મનમાં એ વખતે એક નીરવ જપની ધારા ચાલી રહી હતી.

पितेव पुत्रस्य सखेव सख्यु :
प्रिय : प्रियायार्हसि देव सोढुम् ।

શાક સમારવાનું કામ પૂરું થયું. સ્ત્રીઓએ નહાવા માટે નીચેના આંગણાંમાં જઇને ધૂમ મચાવી દીધી.

મોતીની માને એકલી જોઇને કુમુદે કહ્યું : "ભાઇનો તાર મળી ગયો."

મોતીની માએ જરા આશ્ચર્યમાં પડીને કહ્યું : "ક્યારે મળ્યો ?"

કુમુદે કહ્યું : "કાલે રાત્રે."

"રાત્રે ?"

"હા, મોડી રાતે. એમણે પોતે આવીને મારા હાથમાં મૂક્યો."

મોતીની માએ કહ્યું : "તો તો પત્ર પણ મળ્યો હશે ?"

"કયો પત્ર ?"

"તમારા ભાઇનો પત્ર."

ગભરાઇને કુમુદ બોલી ઉઠી: "ના રે, મને નથી મળ્યો, ભાઇનો પત્ર આવ્યો છે ?"

મોતીની મા ચૂપ રહી.

કુમુદે એનો હાથ પકડીને ઉત્કંઠિત ભાવે કહ્યું: "ક્યાં છે ભાઇનો પત્ર ? મને લાવી આપો ને."

મોતીની માએ ચુપકીથી કહ્યું: "એ પત્ર મારાથી ન આપી શકાય, શેઠજીના બહારના ઓરડાના ટેબલનાં ખાનામાં મૂક્યો છે."

"મારો પત્ર મને શા માટે નથી લાવી આપતા ?"

"એમને જો ખબર પડી જાય કે એમનું ટેબલ કોઇએ ખોલ્યું છે તો પ્રલય થઇ જાય."

કુમુદે ગભરાઇને કહ્યું: "તો શું ભાઇનો પત્ર પણ હું ન વાંચી શકું ?"

"જેઠજી જ્યારે ઓફિસમાં જાય, ત્યારે એ પત્ર વાંચીને પાછો એમાં જ મૂકી દેજો."

ક્રોધને એ રોકી ન શકી. મન ગરમ થઇ ગયું, બોલી: "પોતાનો પત્ર પણ શું ચોરીથી વાંચવો પડશે ?"

"કઇ વસ્તુ પોતાની અને કઇ પારકી, એનો નિર્ણય તો ઘરમાલિક જ કરે છે."

કુમુદ પોતાની પ્રતિજ્ઞા ભૂલતી હતી, એટલામાં અંદરથી એનું મન આંગળી ઉઠાવીને બોલી ઉઠ્યું: "ગુસ્સો ન કરીશ." ક્ષણભર માટે કુમુદે આંખો મીચી લીધી. એના હોઠ કંપવા લાગ્યા: "प्रिय: प्रियायार्हसि देव सोढुम्."

કુમુદે કહ્યું: "મારો પત્ર કોઇને ચોરવો હોય તો ભલે ચોરે. એને ચોરીને હું એનો બદલો લેવા નથી માગતી."

કહ્યા પછી કુમુદને ખબર પડી કે એના મુખમાંથી જરા કઠણ વાત નીકળી ગઇ છે. સમજી ગઇ કે અંદર જે ક્રોધ છે, એ અગોચર

રીતે પ્રગટ થઇ રહ્યો છે. એને ઉખેડીને ફેંકી દેવો પડશે. એની સાથે એને લડવું છે પણ બધે વખતે એ ત્યાં સુધી પહોંચી પણ શકતી નથી. ગુફાની અંદર એ એક કિલ્લો બનાવ્યા કરે છે, બહારથી ત્યાં ઘુસવાનો રસ્તો ક્યાં છે? એટલા માટે પ્રેમની એવી ભરતી લાવવી જોઇએ, જે રૂદ્ધને મુક્ત કરીને બદ્ધને વહાવી લઇ જાય. મનને ભૂલાવી દેવાનો એક ઉપાય એના હાથમાં હતો. એ છે સંગીત. પરંતુ આ ઘરમાં ઇસરાજ બજાવવામાં એને શરમ આવે માટે છે, અને ઇસરાજ સાથે લાવી પણ નથી. કુમુદ ગાઇ શકે છે, પણ એના કંઠમાં એટલું જોર નથી. ગાનની ધારાથી આકાશ ભરી દેવાની ઇચ્છા થઇ, અભિમાનનું ગાન જે ગાનમાં એ કહી શકે છેઃ "હું તો તમારા પોકારથી જ આવી છું, પાછા તમે ક્યાં સંતાઇ ગયા? મેં તો એક પળની વાર પણ નથી કરી. ફરીથી આજે શા માટે મને સંશયમાં નાખી દીધી?" આ બધી વાતો એ ખૂબ જોરથી મુક્ત કંઠે ગાન દ્વારા કહેવા માગે છે, અને ત્યારે જ એને એવા સ્વરે પ્રત્યુત્તર મળશે.

# પ્રકરણ ચોત્રીસમું

## ચિંતાનો વંટોળિયો

કુમુદિનીને નાસવાની માત્ર એક જ જગ્યા છે, ઘરની અગાસી. ત્યાં એ ચાલી ગઇ. દિવસ ચઢ્યો, તડકાથી આખી અગાસી ભરાઇ ગઇ. માત્ર દાદરની ભીંત પાસે જરા છાંય છે, ત્યાં જઇને એ બેસી ગઇ. એને એક ગીત યાદ આવ્યું, એની રાગિણી આશાવરી છે, એ ગીતની શરૂઆત છે "બાંસુરી હમારી રે—" પરંતુ બાકીનો ભાગ ઉસ્તાદોના મુખમાં પડીને વિકૃત બની ગયો છે, એનો અર્થ સમજાતો નથી. કુમુદે એ અપૂર્ણ અંશને પોતાના મનમાં ને મનમાં, નવા નવા તાનમાં ગાવા માંડયો. એ જરા જેટલી વાત અર્થોથી ભરાઇ ગઇ. એ વાક્ય જાણે કહી રહ્યું છે: "અરે મારી બાંસરી, તું આલાપોથી લબોલબ ભરાઇ કેમ નથી જતી? અંધકારને પાર કરીને, જ્યાં દ્વાર બંધ છે, જ્યાં હજી ઉઘ ઉડી નથી, ત્યાં પહોંચતી મ નથી?" "બાંસુરી હમારી રે, બાંસુરી હમારી રે।"

મોતીની માએ આવીને જ્યારે કહ્યું: "ચાલો બહેન, જમવા ચાલો," ત્યારે તો એ જરા જેટલી છાંય પણ લુપ્ત થઇ ગઇ હતી; પરંતુ કુમુદનું મન આલાપથી ભરપૂર હતું. સંસારમાં એના ઉપર કોણે શો અન્યાય કર્યો છે, એ સર્વ એને માટે તુચ્છ બની ગયું હતું. એના પત્રના સંબંધમાં મધુસૂદનની જે ક્ષુદ્રતા હતી, તેનાથી

એના મનમાં તીવ્ર અવજ્ઞા ઉદિત થઇ ગઇ હતી, તે જાણે આ ફટ-
કાટભર્યા આકાશમાં એક પતંગની જેમ રેણુ જાણે ક્યાંય વિલીન
થઇ ગઇ. એનું ક્રોધભર્યું ગૂંજન અસીમ આકાશમાં વિલય પામી
ગયું, પરંતુ પત્રમાં ભાઇનું જે સ્નેહવાક્ય છે, એને મેળવવા માટેનો
એનો આગ્રહ દૂર નથી થતો.

આ વ્યગ્રતા એના મનમાંથી ક્રમે કરીને હટી નહિ. ખાધા પછી
એનાથી ન રહેવાયું. મોતીની માને કહ્યું: "હું જાઉં છું, બહારના
ઓરડામાં, જઇને પત્ર વાંચી આવું."

મોતીની માએ કહ્યું: "બહુ જરા થોભો, નોકરચાકર બપોરે
જ્યારે જમવા જાય, ત્યારે જજો."

કુમુદે કહ્યું: "ના ના, એ તો બિલકુલ ચોરની જેમ જવાનું, હું
તો સૌની સામે જવા માગું છું, પછી જેના મનમાં જે આવે તે કરે.

મોતીની માએ કહ્યું: "તો ચાલો, હું પણ સાથે આવું છું."

કુમુદે કહ્યું: "એ તો હરગીજ નહિ બને. તમે માત્ર બતાવી
દો કે ક્યાંથી જવાનું છે."

મોતીની માએ અંતઃપુરના ઝરખામાંથી બહારનો ઓરડો બતાવ્યો.
કુમુદ બહાર ચાલી ગઇ. નોકરચાકર ચકિત થઇને ઉભા થઇ ગયા
અને પ્રણામ કરવા લાગ્યા. કુમુદે ઓરડામાં જઇને ટપાલનું ખાનું
ઉઘાડીને જોયું તો એમાંથી પત્ર નીકળ્યો. હાથમાં લઇને જોયો.
પાકિટ ઉઘાડેલું છે. છાતીમાં જાણે વંટોળિયો ચડ્યો, વેદના અસહ્ય
થઇ પડી. જે ઘરમાં કુમુદ ઉછરી છે, ત્યાં તો આ પ્રકારના અપમા-
નની કલ્પના પણ થઇ શકે એમ નથી. એના આવેગની આ તીવ્ર
પ્રબળતાએ જ એને ધક્કો મારી મારીને સચેત કરી દીધી છે. એ

બોલી ઉઠી: "પ્રિયઃ પ્રિયાયાર્હસિ દેવ સોઢુમ્"–તો પણ તોફાન રોકાતું નથી. એટલે એણે વારંવાર બોલવા માંડ્યુ. બહાર જે ચોકીદાર પટાવાળો ઉભો હતો, તે વહુરાણીને ઓફિસના ઓરડામાં આવી રીતે મંત્ર ભણતા જોઇને દંગ થઇ ગયો. થોડીવાર સુધી મંત્ર બોલતાં બોલતાં કુમુદનું મન શાંત થઇ ગયું, એટલે પત્રને સામે મૂકીને હાથ જોડીને ચુપચૂપ બેસી રહી. પત્ર એ ચોરીથી નહિ વાંચે એ એની પ્રતિજ્ઞા છે.

એટલામાં મધુસૂદન આવી પહોંચ્યો, ચોંકીને થંભી જ ગયો: કુમુદે એના તરફ આંખ ઉંચી કરીને જોયું સુદ્ધા નહિ. એણે પાસે આવીને જોયું તો ટેબલપર વિપ્રદાસનો પત્ર પડ્યો છે, પૂછ્યું: "તમે અહીં ક્યાંથી?"

કુમુદિનીએ શાંત દૃષ્ટિથી મધુસૂદનના મુખ ભણી જોયું. એની આંખોમાં શિકાયતનો ભાવ નહોતો. મધુસૂદને ફરીથી પૂછ્યું: "આ ઓરડામાં તમે કેમ આવ્યા?"

આ વ્યર્થ પ્રશ્નના ઉત્તરમાં કુમુદે તૂટતા સ્વરે કહ્યું: "મારા નામનો ભાઇનો પત્ર આવ્યો છે કે નહિ તે જોવા આવી હતી."

મને પૂછ્યું કેમ નહિ? એ પ્રશ્નનો માર્ગ તો કાલે રાત્રે મધુસૂદનને પોતે જ બંધ કરી દીધો હતો, એટલે બોલ્યો: 'આ પત્ર હું પોતે જ તમારી પાસે લાવવાનો હતો, એટલા માટે તમારે અહીં આવવાની કંઇ જરૂર નહોતી."

કુમુદ થોડીવાર સુધી શાંત બેસી રહી, પછી મનને શાંત કરીને બોલી: "તમારી ઇચ્છા એવી છે કે આ પત્ર હું ન વાંચું, એટલે હું નહિ વાંચું. આ લ્યો, ફાડી નાંખું છું! પણ હવેથી મને આવું દુઃખ ન દેશો. આનાથી વધારે મોટું દુઃખ મારે માટે બીજું નથી."

આટલું બોલીને, મોઢા પર પાલવ ઢાંકીને દોડતી અંદર ચાલી ગઈ.

આનાથી પહેલાં આજે બપોરે ખાધા પછી મધુસૂદનના મનમાં ઉથલપાથલ થઇ રહી હતી. એ આંદોલનને એ કોઇ રીતે રોકી શકયો નહિ. કુમુદના જમી રહ્યા પછી એને બોલાવવાની એની ઇચ્છા હતી. આજે એણે વાળ કપાવવા માટે ખૂબ ધ્યાન આપ્યું છે. આજે સવારે જ એણે એક અંગ્રેજ હજામની દુકાનમાં આ બધી તૈયારી કરી છે. માથામાં વિલાયતી સુગંધભર્યું તેલ મહેકતું હતું. આવી તૈયારી એણે જીવનમાં પહેલીવાર જ કરી હતી. સુગંધિત અને સુસજ્જિત થઇને એ તૈયાર બેઠો હતો. ઑફિસનો વખત આજે પીસતાળીસ મિનિટ ચૂકી ગયો હતો.

દાદરમાં કોઇનો પગરવ સાંભળીને મધુસૂદન ચોંકી ગયો. હાથની પાસે બીજું કશું નહોતું એટલે એક જૂનું વર્તમાનપત્ર લઇને એણે એવી રીતે જોવા માંડ્યું, જાણે એ એક મહત્ત્વનું જ ઑફિસનું કાર્ય હોય; એટલે સુધી કે ખિસ્સામાંથી એક લીલી પેન્સીલ કાઢીને એના પર બેએક નિશાન પણ કર્યાં.

એટલામાં શ્યામાસુંદરીએ ઓરડામાં પ્રવેશ કર્યો. ભવાં ચઢાવીને મધુસૂદને એના તરફ જોયું. શ્યામા બોલી: "તમે તો અહીં બેઠા છો, અને વહુરાણી તો તમને શોધ્યા કરે છે."

"શોધ્યા કરે છે, કયાં ?"

"હમણાં તો હું જોઇને આવી. બહાર તમારા ઑફિસવાળા ઓરડામાં ગઇ છે. તે એમાં આટલા બધા નવાઇ શાના પામો છો ! એણે માન્યું હશે કે તમે ત્યાં હશો."

ઝડપથી મધુસૂદન ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો. ત્યાર બાદ આ પત્રવાળી ઘટના બની.

શઢવાળી નાવડીની શઢ કાટી જતાં અકસ્માત જે દશા થાય છે એવી દશા આજે મધુસૂદનની થઇ. એ વખતે વાર કરવાનો મોકો નહોતો. તરત જ ઓફિસમાં ચાલ્યો ગયો. પરંતુ બધાં કામોમાં અંદર ને અંદર એની અપૂર્ણ, તૂટીફૂટી ચિંતાની તીણી વેદના એને ઉચકી ઉચકીને પછાડવા લાગી. આ માનસિક ધરતીકંપમાં મન મૂકીને કામ કરવું એને માટે અસંભવિત બની ગયું. ઓફિસમાં કહી દીધું કે સખત માથું દુઃખે છે, અને કામ પૂરું થયા પહેલાં જ ઘેર પાછો આવ્યો.

## પ્રકરણ પાંત્રીસમું

### વરોળિયાનું તોફાન

આ બાજુ નવીન અને મોતીની મા સમજી ગયાં કે હવે તો ભીંત તૂટી ગઇ, નાસીને જીવ બચાવવાનું હવે કોઇ ઠેકાણું નથી. મોતીની માએ કહ્યું: "અહીં જેવી મહેનતમજૂરી કરીને પેટ ભરૂં છું, તેવી રીતે મહેનતમજુરીની કરીને સંસારમાં ગમે ત્યાં મારૂં ગુજરાન કરી લઇશ. મને દુઃખ માત્ર એટલું જ છે કે મારા ચાલ્યા ગયા પછી જીજીની સંભાળ રાખનારૂં આ ઘરમાં કોઇ નહિ રહે."

નવીને કહ્યું: "તો સાંભળ, મારી ય વાત સાંભળી લે. મેં પણ અહીં બહુ સહન કર્યું છે; આ ઘરના અંજળથી હવે મને બિલકુલ અરૂચિ થઇ ગઇ છે. હવે આ કોઇ રીતે સહન થાય એમ નથી. ભાઇને આવી વહુ મળી તો પણ એની કદર ન જાણી. એને સંભાળી ન શક્યા–આખો ખેલ બગાડી નાંખ્યો. સારી વસ્તુના તૂટેલા ટુકડાઓથી જ દરિદ્રતા પોતાનું ઘર બનાવે છે."

મોતીની મા બોલી: "એ વાતને સમજતાં હવે તમારા ભાઇને વહુ વાર નહિ લાગે, પણ હવે તૂટેલું ફરી નહિ સધાય."

નવીને કહ્યું: "લક્ષ્મણ જેવા દિયર થવાનું સુભાગ્ય મને પણ ન મળ્યું, એટલું મને દુઃખ રહી ગયું. ખેર, તું હવે સામાનસુમન બાંધીને

તૈયારી કરી રાખ, અહીં તો જેવો સમય આવે છે તેને પછી વાર નથી લાગતી."

મોતીની મા ચાલી ગઇ. નવીનથી હવે રહેવાયું નહિ. ધીરે ધીરે એ પોતાની ભાભીના ઓરડા સુધી ગયો. જોયું તો કુમુદ પોતાના ઓરડામાં જમીન પર એક સાદડી પાથરીને પડી છે. જે પત્ર એણે ફાડીને ફેંકી દીધો છે, તેની વેદના એના મનમાંથી કોઇ રીતે દૂર નથી થતી.

નવીનને જોઇને ઝડપથી બેઠી થઇ ગઇ. નવીને કહ્યું: "ભાભી, પગે લાગવા આવ્યો છું, તમારી ચરણરજ લેવા દો."

ભાભીની સાથે નવીનની આ પહેલી જ વાતચિત છે.

કુમુદે કહ્યું: "આવો, આવો, બેસો.

નવીને જમીનપર બેસીને કહ્યું: "તમારી સેવા કરીશ એ આનંદમાં મારું હૈયું નાચી ઉઠ્યું હતું; પણ નવીનના નસીબમાં એવું સૌભાગ્ય ક્યાંથી ? થોડા દિવસ માટે તમે મળ્યાં, તો ય હું કંઇ જ ન કરી શક્યો, એ અફસોસ મનમાં રહી ગયો."

કુમુદે પૂછ્યું: "તમે ક્યાં જાવ છો તે!"

નવીને કહ્યું: "ભાઇ અમને દેશમાં જ મોકલી દેશે. કદાચ, હવે ફરીથી તમને મળવાનો મોકો નહિ મળે, એટલે પ્રણામ કરીને વિદાય લેવા આવ્યો છું." કહીને એણે પ્રણામ કર્યા. એટલામાં મોતીની મા દોડીને આવી પહોંચી અને બોલી: "જલદી જાવ, મોટાભાઇ તમને શોધે છે."

નવીન તરત જ ઉઠીને ચાલ્યો ગયો. મોતીની મા પણ એની સાથે જ ચાલી નીકળી.

ભાઇ સાહેબ ટેબલની પાસે બહારના ઓરડામાં બેઠા હતા. નવીન આવીને સામે ઉભો રહ્યો. બીજે વખતે આમ ઉભા રહેવામાં એના મુખ પર જે આશંકાનો ભાવ રહેતો હતો, તેનો અંશ માત્ર આજ નહોતો.

મધુસૂદને પૂછ્યું: "ટેબલમાં પત્ર છે એ વાત વહુરાણીને કોણે કહી ?"

"મેં કહી હતી."

"એકાએક તારી હિંમત કેમ વધી ગઇ ?"

"મોટી વહુરાણીએ મને પૂછ્યું હતું કે, ભાઇનો પત્ર આવ્યો છે કે નહિ. અહીંના બધા પત્રો પહેલાં તમારી પાસે આવીને પછી અહીં ટેબલમાં મૂકવામાં આવે છે, એટલે હું જોવા આવ્યો હતો."

"મને પૂછવા સુધીની પણ સબૂરી ન રહી ?"

"એ ગભરાઇ રહ્યાં હતા, એટલે—"

"એટલે મારો હુકમ ઉડાવી દીધો, એમ ?"

"એ તો આ ઘરનાં માલિક છે. હું શું જાણું કે એમનો હુકમ આ ઘરમાં નહિ ચાલે ? એ જે કહે, તે હું ન માનું એવી મારામા શક્તિ નથી. એક બીજી વાત પણ કહી દઉં. એ કંઇ ઘરના માલીક છે એટલું જ નહિ મારા પૂજ્ય પણ છે. એમની આજ્ઞા હું કંઇ એટલા ખાતર નથી માનતો કે હું એમનું લૂણ ખાઉં છું, પણ મારી એમના પર ભક્તિ છે, એટલે એમની આજ્ઞા શીરોધાર્ય ગણું છું."

"નવીન, તને તો હું બચપણથી જોઉં છું. આ બુદ્ધિ તારી

નથી. મને ખબર છે, બુદ્ધિ તને ક્યાંથી મળે છે. ખેર; ગમે તે હો, આજે વખત થઈ ગયો છે, કાલે સવારની ગાડીએ તમારે લોકોને દેશ જવું પડશે.

"જી હા—" કહીને નવીન કંઈ જ કહ્યા વિના ચાલ્યો ગયો.

આટલા સંક્ષેપમાં "જી હા." કહેવું મધુસૂદનને બિલકુલ ગમ્યું નહિ. નવીને રોવું કકળવું જોઈતું હતું, જો કે તો પણ એનાથી કંઈ મધુસૂદનના સંકલ્પમાં કંઈ ફેર પડવાનો નહોતો. નવીનને ફરીથી બોલાવીને કહ્યું : " પગાર ચુકતે લઈ જાવ, હવેથી તમને અહીંથી ખર્ચ નહિ મળે."

નવીને કહ્યું : "મને ખબર છે, દેશમાં મારા ભાગની જે જમીન છે, એમાં ખેતીવાડી કરીને હું મારૂં ગુજરાન કરી લઈશ."

આટલું કહીને, કોઈ વાતની પ્રતિક્ષા કર્યા વિના એ ચાલ્યો ગયો.

મનુષ્યની પ્રકૃતિ અનેક વિરુદ્ધ ધાતુઓની બનેલી છે, એ વાતનું એક પ્રમાણ એ છે કે મધુસૂદનનો નવીન ઉપર ખૂબ ગાઢ સ્નેહ છે. એના બીજા બે ભાઈઓ રજબપુરમાં જમીન જાગીરના કામમાં પડ્યા છે, મધુસૂદન ક્યારે ય એમની ખબર નથી લેતો. પિતાના મૃત્યુ પછી મધુસૂદને નવીનને કલકત્તા લાવીને ભણાવ્યો ગણાવ્યો અને પોતાની પાસે રાખ્યો. ઘરના કામમાં નવીન ખૂબ દક્ષ છે, એનું કારણ એ છે કે એ સાચો માણસ છે. બીજું, વાતચિતમાં, વ્યવહારમાં, એ સૌનો પ્રિય છે. ઘરમાં જ્યારે કંઈ લડાઈ ટંટા થઈ જતો, તો નવીન એને ભારે સરળતાથી નીપટાવી લેતો. નવીનને બધી વાતોમાં દમનો આવડે છે, અને પોતાના માણસો પ્રત્યે માત્ર ન્યાય જ નથી કરતો,

પણ એવો વ્યવહાર કરે છે કે જેનાથી દરેક આદમી એમ જ સમજે છે કે નવીનનો એના તરફ પક્ષપાત છે.

નવીનને મધુસૂદન હૃદયથી ચહાય છે, એ વાતનું એક પ્રમાણ એ પણ છે કે મોતીની માને મધુસૂદન સહન નથી કરી શકતો, જેના ઉપર એની મમતા છે, તેના ઉપર એનું એકલાનું આધિપત્ય હોવું જોઇએ. એટલા માટે મધુસૂદન કેવળ કલ્પના કર્યા કરે છે કે મોતીની મા નવીનને ફટવે છે. નાના ભાઇ ઉપર એનો જ પવિત્ર અધિકાર છે, તેમાં બહારની એક છોકરી આવીને વારંવાર બાધા નાંખ્યા કરે છે. નવીન પર મધુસૂદનનો જો વધારે પ્રેમ ન હોત તો ઘણા દિવસ પહેલાં મોતીની માને નિર્વાસન-દંડ મળી ગયો હોત.

મધુસૂદને વિચાર્યું હતું કે, આટલું કામ પતાવીને એ એકવાર ઑફિસમાં જઇ આવશે, પણ કોઇ રીતે એના મનમાં એટલી તૈયારી ન આવી. કુમુદ જે પેલા પત્રને ફાડીને ચાલી ગઇ, એ તસ્વીર એના મનમાં એટલી ઉંડી ઉતરી ગઇ છે. એ એક આશ્ચર્યનું દૃશ્ય હતું. આની તો એણે કલ્પના ય નહોતી કરી. એક વાર એણે પોતાના હંમેશના સંદિગ્ધ સ્વભાવને કારણે સમજી લીધું હતું કે કુમુદે પત્ર તો જરૂર વાંચી લીધો હશે, પણ કુમુદના મુખ પર નિર્મળ સત્યની એવી દીપ્તિ છે કે વધારે અવિશ્વાસ કરવો મધુસૂદન માટે અસંભવિત છે.

કુમુદિની પર કડકાઇથી શાસન કરવાની શક્તિ મધુસૂદને જોતજોતામાં ખોઇ દીધી છે. હવે તો એની પોતાની તરફ જે એની અપૂર્ણતાઓ છે તે એને દુઃખ દઇ રહી છે. એની ઉંમર વધારે છે એ વાતને આજે એ ભૂલવા ચાહે છે પણ ભૂલાતી નથી, એટલે સુધી કે એના વાળ ધોળા થવા આવ્યા છે, તેને પણ એ છુપાવવા માગે છે. એનો વર્ણ કાળો છે, એ વિધાતાનો અન્યાય આજે વર્ષો

પછી એના મનમાં ખટકવા માંડ્યો છે. કુમુદનું મન વારંવાં પકડમાંથી નીકળી જાય છે, એનું કારણ છે મધુસૂદનમાં રૂપ યૌવનનો અભાવ; એમાં સંદેહ નથી. અહીં જ એ નિરસ્ત્ર દુર્બળ છે. એને ચેટરજીઓના ઘરની છોકરી હતી, પણ એ વાતનો એને સ્વપ્નમાં ય ખ્યાલ નહોતાં એને આવી છોકરી ત્યાંથી મળશે; જેની સામે પહેલે વિધાતાએ એનો પરાજ્ય નક્કી કરી રાખ્યો છે. સાથે સાથે મનમાં એટલું જોર પણ નથી કે એ એવું કહી દે કે સામાન્ય એને મળી હોત તો ય ઠીક થાત કે એના ઉપર એ પોતાનું ચલાવી શકત.

મધુસૂદન માત્ર એક વિષયમાં ટક્કર લઇ શકે છે–ધનમાં. સવારે ઘેર ઝવેરી આવ્યો હતો. એની પાસે એણે ત્રણ વીંટી રાખી છે. એને જોવું છે કે એમાંથી કઇ કુમુદને પસંદ છે. એ એની ડબીઓ ગજવામાં નાંખીને એ સૂવાના ઓરડામાં ગયો. સૂદન કલ્પનામાં જ એક દૃશ્ય જોવા લાગ્યો. માનો કે પહેલાં માણેકની વીંટીની ડબ્બી ઉઘાડી, કુમુદની લુબ્ધ દૃષ્ટિ ઉજ્જ્વળ ગઇ. ત્યાર બાદ નીલમની: અને એની આંખો ફાટી ગઇ. પછી હીરા અને એની બહુમૂલ્ય ઉજ્જ્વળતાથી એના આશ્ચર્યની સીમા ન રહે મધુસૂદને રાજકીય ગંભીરતાપૂર્વક કહ્યું: "તમને જે પસંદ હોય તે લ લ્યો. હીરાની વીંટી કુમુદે પસંદ કરી, ત્યારે એની લુબ્ધતાના ક્ષી સાહસને જોઇને મધુસૂદન હસ્યો. એણે ત્રણે વીંટીઓ કુમુદની ત્ર આંગળીઓમાં પહેરાવી દીધી, ત્યાર પછી જ રાત્રે શયનમંચ યવનિકા ઉઠી.

મધુસૂદનનો અભિપ્રાય હતો કે, આજે રાત્રે ખાધાપીધા પછ એ આ વાત કરશે, પણ બપોરની દુર્ઘટનાને કારણે મધુસૂદનથી પછ

ન રહેવાયું. રાતની ભૂમિકા આજે બપોરે જ ભજવવા એ શયન-ગૃહમાં ગયો.

જઇને જોયું તો કુમુદ એક ટ્રંકમાં પોતાના કપડાંલત્તાં, ચીજવસ્તુ સંભાળી સંભાળીને મૂકી રહી છે. આજુબાજુ વસ્તુઓ વિખરાયલી પડી હતી.

"હેં, આ શું? જવાની તૈયારી કરો છો?"

"હા."

"ક્યાં?"

"રાજપુર."

"એટલે?"

"તમે તમારૂં ટેબલ ખોલવાના કસૂર માટે વિપ્રદાસજીને સજા કરી છે. એ સજા ખરી રીતે મને થવી જોઇએ."

"ના જશો" કહીને મનાવવા બેસી જવું મધુસૂદના સ્વભાવની બિલકુલ વિરૂદ્ધ વાત છે. એનું મન પહેલાંથી જ બોલી ઉઠ્યું: "જવા દો, જોઉં તો ખરો કેટલા દિવસ રહે છે." એકપળની પણ વાર કર્યા વિના એ ધુંધવાઇને ચાલ્યો ગયો.

# પ્રકરણ છત્રીસમું

## ભયનું શાસન

મધુસૂદને બહારના ઓરડામાં જઇને નવીનને બોલાવ્યો, અને કહ્યું: "વહુરાણીને તમે લોકોએ ભડકાવી દીધી છે."

"ભાઇ સાહેબ, કાલે તો અમે લોકો જઇએ છીએ; હવે તો હું એમની સાથે વાતચિત પણ નહિ કરું, બસ. પણ હું એટલું સ્પષ્ટ કહી દઉં છું કે વહુરાણીને ભડકાવવા માટે ઘરમાં બીજા કોઇની જરૂર નથી, તમે એકલા જ બસ છો. અમે જો અહીં હોત તો થોડી શાંતિ રાખી શકત, પણ તમારાથી એ સહન ન થયું."

મધુસૂદને ગરજીને કહ્યું: "બસ, હવે વધારે ડહાપણ ન બતાવ. રજબપુર જવાની વાત તમે લોકોએ જ એના મનમાં ભરી છે."

"આનો તો હું વિચાર પણ કરી શકતો નથી, શીખવવાની વાત તો દૂર રહી."

"જો, આ વાત ઉપર તમે એને નચવી તો તમારી વાત તમે જાણ્યા, સાફ કહી દઉં છું."

"ભાઇસાહેબ, તમે આ બધી વાતો કોને સંભળાવો છો? જ્યાં કહેવાથી કંઇ પરીણામ આવે ત્યાં જઇને કહો."

"તમે લોકોએ કંઇ જ કહ્યું નથી ?"

"સોગંદ ખાઇને કહું છું – કલ્પના પણ નથી કરી."

"મોટી વહુ જો જીદ કરીને હઠ પકડશે તો તમે શું કરશો ?"

"તમને બોલાવીશ. તમારી પાસે ચોપદારો, ચોકીદારો અને બરકંદાજો છે. તમે એમને રોકી શકો છો ! પછી તમારા શત્રુપક્ષના લોકો આ યુદ્ધના સમાચાર વર્તમાનપત્રોમાં છપાવે તો મોતીની મા પર સંદેહ ન કરશો."

મધુસૂદને ફરીથી એને ધમકાવીને કહ્યું: "ચૂપ રહે ! વહુરાણીને રજબપુર જવું હોય તો જાય, હું રોકી શકું એમ નથી."

"અમે લોકો એમને ખવડાવીશું ક્યાંથી ?"

"તારી વહુના ઘરેણાં વેચીને. જા જા, અહીંથી નીકળ મારા ઘરમાંથી !"

નવીન નીકળી ગયો. મધુસૂદન ઓ-ડિ-કોલોનની પટ્ટી માથે બાંધી ને એકવાર ફરીથી ઓફિસમાં જવાના સંકલ્પને દ્રઢ કરવા લાગ્યો.

નવીનને મોઢેથી મોતીની માએ જ્યારે બધી વાતો સાંભળી, એટલે એ તો તરત કુમુદના ઓરડામાં દોડી. જોયું તો એ હજી સુધી પોતાના કપડાંલત્તાની વ્યવસ્થા કરે છે. બોલીઃ "આ શું કરો છો, વહુરાણી ?"

"તમારી સાથે આવવાની છું."

"તમને લઇ જવાનું સામર્થ્ય અમારામાં ક્યાંથી આવ્યું ?"

"કેમ ?"

"જેઠજી પછી તો અમારું મોઢું ય નહિ જુએ."

"તો મારું ય નહિ જુએ."

"ખેર, એ તો ઠીક પણ અમે તો ગરીબ છીએ."

"હું પણ કંઇ ઓછી ગરીબ નથી. મારો સમાસ થઇ જશે."

"લોકો પછી તો જેઠજીની હાંસી કરશે."

"એમાં શું? મારે માટે તમે સજા સહન કરો એ હું કોઇ રીતે સહન કરી શકું એમ નથી."

"પણ છીજી, તમારે માટે કેમ? આ તો અમારા જ પાપની સજા છે."

"તમે લોકોએ શું પાપ કર્યું?"

"અમે તો તમને ખબર આપ્યા."

"હું જો ખબર જાણવા ઇચ્છું અને તમે કહો, એમાં તમારો શો અપરાધ?"

"માલિકની આજ્ઞા વિના કહેવું એ અપરાધ છે."

"ઠીક છે, તો અપરાધ તમે ય કર્યો છે અને મેં પણ કર્યો છે. બન્ને સાથે ફળ ભોગવીશું."

"ઠીક છે, હું કહેવડાવી દઉં છું, તમારે માટે પાલખી આવશે; જેઠજી તો કહે છે કે તમને રોકી શકાય એમ નથી. લાવો, હું તમારી વસ્તુઓ ગોઠવી દઉં. તમે તો પરસેવામાં રેબઝેબ થઇ ગયાં છો."

બન્ને વ્યવસ્થામાં પરોવાઇ ગઇ.

એટલામાં બહાર કોઇના જોડાનો ચમચમ અવાજ સંભળાયો. મોતીની મા દોડીને ચાલી ગઇ.

મધુસૂદને ઓરડામાં ઘૂસતાં જ કહ્યુંઃ "વહુરાણી, તમે નહિ જઇ શકો."

"કેમ નહિ જઇ શકું?"

"એટલા માટે કે મારો હુકમ છે."

"ભલે તો નહિ જાઉં. બીજો શું હુકમ છે, બતાવો."

"સમાન ગોઠવવો બંધ કરી દો."

"ચાલો, બંધ કરી દીધો." કહીને કુમુદ ઓરડામાંથી બહાર નીકળી ગઇ. મધુસૂદને કહ્યુંઃ "સાંભળો, સાંભળો."

તરતજ કુમુદે પાછા આવીને કહ્યુંઃ "શું કહો છો, બોલો."

વિશેષ કંઇ કહેવાનું નહોતું. તો પણ વિચાર કરીને બોલ્યોઃ "તમારે માટે હું વીંટી લાવ્યો છું."

"મારે જે વીંટી જોઇતી હતી તે પહેરવાની તો તમે મનાઇ કરી છે. હવે મારે બીજીની જરૂર નથી."

"એકવખતે નજરે તો જોઇ લ્યો."

મધુસૂદને એક એક ડબ્બી ખોલીને બતાવી. કુમુદ પોતાને મુખે કંઇ ન બોલી.

"એમાંથી તમને પસંદ હોય તે તમે પહેરી શકો છો."

"તમેજેને માટે આજ્ઞા કરશો તે પહેરી લઇશ."

"મારો ખ્યાલ છે કે ત્રણે ત્રણ આંગળીએ દીપશે."

"હુકમ કરો, ત્રણે પહેરી લઇશ."

"હું પહેરાવી આપું ?"

"હો, પહેરાવો."

મધુસૂદને પહેરાવી દીધી. કુમુદે કહ્યું: "બીજો કંઇ હુકમ છે?"

"વહુરાણી, તમે શા માટે ગુસ્સો કરો છો ?"

"હું જરા ય ગુસ્સો નથી કરતી." કહીને કુમુદ ફરી બહાર ચાલી ગઇ.

મધુસૂદન ચંચળ બનીને કહેવા લાગ્યો: "અરે અરે, તવ છો ક્યાં ? સાંભળો તો ખરાં ?"

કુમુદ તરત પાછી આવી, બોલી: "બોલો શું કહો ?"

સમજાયું નહિ કે શું કહેવું. મધુસૂદનનું મોઢું લાલ થઇ ગયું. પોતાની જાતને ધિક્કારીને બોલ્યો: "ભલે જાવ."

ગુસ્સામાં બોલ્યો: "લાવો, વીંટીઓ કાઢી આપો."

કુમુદે ત્રણે વીંટીઓ કાઢીને ટ્રીપોઇ પર મૂકી દીધી.

મધુસૂદને કડકાઇથી કહ્યું: "જાઓ, ચાલ્યાં જાવ."

કુમુદ તરત જ ચાલી ગઇ.

આ વખતે મધુસૂદને દ્રઢ પ્રતિજ્ઞા કરી કે એ ઓફિસમાં જશે જ. એ વખતે કામનો વખત લગભગ વીતી ગયો હતો. અંગ્રેજ કર્મચારીઓ બધા ટેનીસ રમવા ચાલ્યા ગયા હતા. મોટા કારકુનોનું લશ્કર ઉઠવાની તૈયારી કરતું હતું. એ જ વખતે મધુસૂદન ઓફિસમાં પહોંચ્યો અને કામમાં લાગી ગયો. છ વાગી ગયા, સાત વાગી ગયા આઠ વાગવાની તૈયારી છે. હવે એ રજીસ્ટર બંધ કરીને ઊભો થયો.

"હુકમ કરો, ત્રણે પહેરી લઇશ."

"હું પહેરાવી આપું ?"

"હો, પહેરાવો."

મધુસૂદને પહેરાવી દીધી. કુમુદે કહ્યું: "બીજો કંઇ હુકમ ?"

"વહુરાણી, તમે શા માટે ગુસ્સો કરો છો ?"

"હું જરા ય ગુસ્સો નથી કરતી." કહીને કુમુદ ફરી બહાર ચાલી ગઇ.

મધુસૂદન ચંચળ બનીને કહેવા લાગ્યો: "અરે અરે, જવ છો ક્યાં ? સાંભળો તો ખરાં ?"

કુમુદ તરત પાછી આવી, બોલી: "બોલો શું કહો ?"

સમજાયું નહિ કે શું કહેવું. મધુસૂદનનું મોઢું લાલ થ ગયું. પોતાની જાતને ધિક્કારીને બોલ્યા: "ભલે જાવ."

ગુસ્સામાં બોલ્યો: "લાવો, વીંટીઓ કાઢી આપો."

કુમુદે ત્રણે વીંટીઓ કાઢીને ટ્રીપોઇ પર મૂકી દીધી.

મધુસૂદને કડકાઇથી કહ્યું: "જાઓ, ચાલ્યાં જાવ."

કુમુદ તરત જ ચાલી ગઇ.

આ વખતે મધુસૂદને દૃઢ પ્રતિજ્ઞા કરી કે એ ઓફિસમાં જશે જ. એ વખતે કામનો વખત લગભગ વીતી ગયો હા. અંગ્રેજ કર્મચારીઓ બધા ટેનીસ રમવા ચાલ્યા ગયા હતા. મોટા ફકીરોનું લશ્કર ઉડવાની તૈયારી કરતું હતું. એ જ વખતે મધુસૂદન ઓફિસમાં પહોંચ્યો અને કામમાં લાગી ગયો. છ વાગી ગયા, સા વાગી ગયા, આઠ વાગવાની તૈયારી છે. હવે એ રજીસ્ટર બંધ કરીને ઊ થયો.

## પ્રકરણ સાડત્રીસમું

### આજ્ઞા અને ઇચ્છા

આજ સુધી મધુસૂદનની જીવનયાત્રાનું સાતત્ય તૂટ્યું નહોતું. દર-રોજની પ્રત્યેક ક્ષણ નિશ્ચિત નિયમથી બંધાયલી હતી. આજે અક-સ્માત, એક અનિશ્ચિત વસ્તુએ આવીને બધી ગરબડ મચાવી દીધી. આજે ઓફિસથી ઘર ભણી જાય છે. આજની રાત કેવી રીતે વીતશે એ બિલકુલ અનિશ્ચિત છે. મધુસૂદન ડરતાં ડરતાં ઘેર આવ્યો. ધીમે ધીમે ભોજન કર્યું. જમીને તરત જ શયનગૃહમાં જવાની હિંમત ન થઇ. પહેલાં થોડીવાર એણે દક્ષિણ તરફના છજામાં આંટા માર્યા કર્યા. જ્યારે સૂવાનો સમય થયો—નવ વાગ્યા—ત્યારે અંદર ગયો. આજે એની દૃઢ પ્રતિજ્ઞા હતી—બરાબર સમયે પલંગ પર જઇને સૂઇશ, કોઇ રીતે એમાં અનિયમિતતા નહિ થાય. સૂના ઓરડામાં જઇને એકદમ રજાઇ ઓઢીને પલંગ પર પડ્યો, પણ ઉંઘ ન આવી. જેમ જેમ રાત વીતવા માંડી, તેમ તેમ અંદરનો ઉપવાસી જીવ અંધકારમાં ધીરેધીરે બહાર નીકળવા લાગ્યો. ત્યારે એનો પીછો પકડનાર કોઇ નહોતું. પહેરેગીરો બધા થાક્યા હાર્યા પડ્યા હતા.

ઘડીઆળમાં એક વાગ્યો, પણ આંખોમાં જરા ય ઉંઘ નહોતી. હવે એનાથી ન રહેવાયું, પથારીમાં બેસીને એણે વિચારવા માંડ્યું—કુમુદ અત્યારે ક્યાં હશે? બાંકુ ફરાસને તો કડક હુકમ

ચાલાકી નહિ કરૂં, પણ હું જે કંઇ જોઉં છું તેનાથી મને નિદ્રા નથી આવતી. અમે કંઇ આજના અહીં નથી, કેટલા દિવસોનો સંબંધ છે. અમારાથી શી રીતે સહ્યું જાય ?" કહીને શ્યામા અંદર ચાલી ગઇ.

મધુસૂદન થોડીવાર ઉભો રહ્યો, અને પછી બહારની બાજુ ચાલ્યો ગયો. આગળ ચાલતાં ચોકીદાર સામો મળ્યો, એ વખતે એ પહેરો ભરતો હતો. કાયદા અને શિસ્તની એવી કડક જાળ એણે પાથરી રાખી છે કે પોતાના ઘરમાં પણ એ ચૂપચાપ ફરી શકતો નથી. ચારે બાજુ સતર્ક–દૃષ્ટિનો વ્યૂહ છે. રાજા બહાદુર અડધી રાત્રે શયનગૃહમાંથી અંધારામાં જ ઉઘાડે પગે બહાર ચાલ્યા આવે એ તદ્દન અપૂર્વ વાત છે. પહેલાં તો જ્યારે દૂરથી એ ઓળખી શકયો નહિ ત્યારે બોલી ઉઠયો: "કોણ છે ?" પણ પાસે આવીને જોયું તો રાજા સાહેબ ! દાંત નીચે જીભ દબાવીને લાંબી સલામ કરીને બોલ્યો: "હુકમ, હજુર ?"

મધુસૂદને કહ્યું: "જોવા આવ્યો છું કે બંદોબસ્ત કેવો છે." અને મધુસદનને માટે આ વાત કંઇ અસંગત પણ નહોતી.

ત્યાર બાદ દીવાનખાનામાં જઇને જોયું તો એ જ વાત, જે એણે ધારી હતી–નવીન બેઠકની ગાદી ઉપર જ સુઇ રહ્યો છે.

મધુસૂદને ઓરડામાંનો ગ્યાસનો દીવો કર્યો, પણ નવીનની ઉંઘ ન ઉડી. પછી એને હાથ પકડીને હલાવ્યો, ત્યારે એ ઝબકીને જાગી ઉઠયો. મધુસૂદને કોઇ પણ પ્રકારની કેફીયત લીધા વિના જ કહ્યું: "જા, હમણાં જ જઇને વહુરાણીને કહે કે હું ઉપર બોલાવું છું." એટલું કહીને એ જ વખતે એ ઉપર ચાલ્યો ગયો.

થોડીવારમાં જ કુમુદિનીએ શયનગૃહમાં પ્રવેશ કર્યો. મધુસૂદને એના **મુખ ભણી** જોયું. મામૂલી એક લાલ કોરની સાડી પહેરી હતી.

હતો એટલે ફરાસખાનામાં તાળુ દેવામાં આવ્યું છે. અગાસી પર ફરી આવ્યો, ત્યાં કોઇ નહોતું. પગના જોડા કાઢી નાંખીને નીચેના છજ્જામાંથી ધીરેધીરે જવા લાગ્યો. જ્યારે એ મોતીની માના ઓરડા આગળ પહોંચ્યો ત્યારે એના કાનમાં કંઇક અવાજ સંભળાયો. શક્ય છે, કાલે જવાનાં છે, એઓ પતિ પત્ની કંઇક ગુફતેગો કરતા હોય. બહાર ચૂપચાપ કાન ધરીને ઉભો રહ્યો. બે જણ ગણુગણીને વાતચિત કરી રહ્યા છે. વાત સંભળાતી નથી, પણ એટલું સ્પષ્ટ થાય છે કે બન્ને સ્ત્રીઓનો અવાજ છે. ત્યારે તો વિચ્છેદની પૂર્વરાત્રે મોતીની મા સાથે કુમુદની જ વાતચિત થઇ રહી છે. ક્રોધ, ક્ષોભથી ઇચ્છા થઇ કે લાત મારી, બારણું ઉઘાડી એક દુર્ઘટના કરી દે, પણ ત્યારે નવીન ક્યાં ગયો? જરૂર બહાર હશે.

અંતઃપુરમાંથી બહાર જવા માટેનો રસ્તો જરા સાંકડો છે. ત્યાં એક દીવો બળે છે. ત્યાં આવતાં જ મધુસૂદને જોયું કે લાલ દુશાલો ઓઢીને શ્યામા ઉભી છે. એની સામે લજ્જિત થઇ મધુસૂદન ગુસ્સાથી ભરાઇ ગયો. બોલ્યોઃ "શું કરો છો, આટલી રાત્રે?"

શ્યામાએ કહ્યુંઃ "સૂઇ રહી હતી, બહાર પગરવ સાંભળીને બીધી. કદાચ કોઇ—"

મધુસૂદને ગરજીને કહ્યુંઃ "તમે હમણાં હમણાં બહુ માથે ચઢ્યા છો. મારી સાથે ચાલાકી ન કરશો. જાવ જઇને સૂઇ જાવ.

શ્યામાસુંદરી થોડા દિવસથી પોતાના સાહસના ક્ષેત્રને વધારતી જતી હતી. આજે એ સમજી ગઇ કે કસમયે અને અસ્થાને પગ પડ્યો છે. અત્યંત કરૂણ મોઢું કરીને એણે એકવાર મધુસૂદન ભણી જોયું, અને તરત જ મોઢું ફેરવીને પાલવથી આંખો લૂછી. ચાલ્યા જવા માટે પગલું ભરતાં જ એણે પાછળ મોઢું ફેરવીને કહ્યુંઃ દિયરજી,

ચાલાકી નહિ કરૂં, પણ હું જે કંઇ જોઉં છું તેનાથી મને નિદ્રા નથી આવતી. અમે કંઇ આજના અહીં નથી, કેટલા દિવસોનો સંબંધ છે. અમારાથી શી રીતે સહ્યું જાય?" કહીને શ્યામા અંદર ચાલી ગઇ.

મધુસૂદન થોડીવાર ઉભો રહ્યો, અને પછી બહારની બાજુ ચાલ્યો ગયો. આગળ ચાલતાં ચોકીદાર સામો મળ્યો, એ વખતે એ પહેરો ભરતો હતો. કાયદો અને શિસ્તની એવી કડક જાળ એણે પાથરી રાખી છે કે પોતાના ઘરમાં પણ એ ચૂપચાપ ફરી શકતો નથી. ચારે બાજુ સતર્ક-દૃષ્ટિનો વ્યૂહ છે. રાજા બહાદુર અડધી રાત્રે શયનગૃહમાંથી અંધારામાં જ ઉઘાડે પગે બહાર ચાલ્યા આવે એ તદ્દન અપૂર્વ વાત છે. પહેલાં તો જ્યારે દૂરથી એ ઓળખી શક્યો નહિ ત્યારે બોલી ઉઠ્યો: "કોણ છે?" પણ પાસે આવીને જોયું તો રાજા સાહેબ! દાંત નીચે જીભ દબાવીને લાંબી સલામ કરીને બોલ્યો: "હુકમ, હજુર?"

મધુસૂદને કહ્યું: "જોવા આવ્યો છું કે બંદોબસ્ત કેવો છે." અને મધુસૂદનને માટે આ વાત કંઇ અસંગત પણ નહોતી.

ત્યાર બાદ દીવાનખાનામાં જઇને જોયું તો એ જ વાત, જે એણે ધારી હતી-નવીન બેઠકની ગાદી ઉપર જ સુઇ રહ્યો છે.

મધુસૂદને ઓરડામાંનો ગ્યાસનો દીવો કર્યો, પણ નવીનની ઉંઘ ન ઉડી. પછી એને હાથ પકડીને હલાવ્યો, ત્યારે એ ઝબકીને જાગી ઉઠ્યો. મધુસૂદને કોઇ પણ પ્રકારની કેફીયત લીધા વિના જ કહ્યું: "જા, હમણાં જ જઇને વહુરાણીને કહે કે હું ઉપર બોલાવું છું." એટલું કહીને એ જ વખતે એ ઉપર ચાલ્યો ગયો.

થોડીવારમાં જ કુમુદિનીએ શયનગૃહમાં પ્રવેશ કર્યો. મધુસૂદને એના મુખ ભણી જોયું. મામૂલી એક લાલ કોરની સાડી પહેરી હતી.

આથે સાડીનો પાલવ જરા આગળ ખેંચ્યો હતો. આ નિર્જન ઘરના મંદ પ્રકાશમાં આ કેવો સુંદર આવિર્ભાવ! કુમુદિની ઓરડાની એક બાજુએ મૂકેલા સોફા પર બેસી ગઇ.

મધુસૂદન ઝડપથી એના પગની પાસે બેસી ગયો. કુમુદિની સંકોચની મારી ત્યાંથી ઉઠવાનો પ્રયત્ન કરતી હતી ત્યાં મધુસૂદને એનો હાથ પકડીને પાછી બેસાડી દીધી, કહ્યું: "ઉઠશો નહિ, સાંભળો, મારી વાત સાંભળો. મને માફ કરો, મેં કસૂર કર્યો છે."

જેની આશા નહોતી એવા મધુસૂદનના આ વિનયભાવને જોઇને કુમુદ દંગ થઇ ગઇ. મધુસૂદને ફરીથી કહ્યું: "નવીન અને મોતીની માને હું રજતપુર જવાની મનાઇ કરૂં છું. એ લોકો અહીં જ તમારી સેવામાં રહેશે."

કુમુદ શું કહે, કંઇ વિચારી જ શકી નહિ. મધુસૂદને વિચાર્યું. મારૂં માન ખોઇને હું વહુરાણીનું માનભંગ કરીશ. હાથ પકડીને વિનંતિપૂર્વક બોલ્યો, "હું હમણાં જ આવું છું, તમે ચાલ્યા તો નહિ જાવ ને?"

કુમુદે કહ્યું: "નહિ જાઉં."

મધુસૂદન નીચે ચાલ્યો ગયો. મધુસૂદન જ્યારે ક્ષુદ્ર બને છે, કઠોર બને છે, તો એ અવસ્થા કુમુદને માટે એટલી કઠિન નથી હોતી. પરંતુ આજે આ એની નમ્રતા, એનું આ પ્રકારે નાના બની જવું, એને માટે કુમુદ શું કરે એ એની સમજણમાં ન આવ્યું. હૃદયના જે દાનને લઇને એ આવી હતી, એ તો સ્ખલિત થઇને પડી ગયું. હવે એને ધૂળમાંથી પાછું લઇને કામમાં શી રીતે લઇ શકાય? ફરીથી એણે પોતાના દેવતાને યાદ કર્યા. "प्रियः प्रियायार्हसि देव सोढुम."

એટલામાં નવીન અને મોતીની માને સાથે લઇને મધુસૂદન આવી પહોંચ્યો. બન્નેને એણે જાણે કુમુદને ચરણે ધરી દીધાં. સંબોધીને કહ્યું: "કાલે તમને રજબપુર જવાનું કહ્યું હતું, પણ હવે જવાની જરૂર નથી. કાલથી તમે વહુરાણીની સેવાચાકરીમાં જ રહો."

સાંભળીને બન્ને દંગ થઇ ગયા. પહેલાં તો એમને આવા કોઇ હુકમની ઉમેદ નહોતી. તેમાં બસ રાતોરાત જગાડીને આ આજ્ઞા! આમાં શું કહેવાય!

મધુસૂદનનું ધૈર્ય રોકયું રોકાતું નહોતું. એ આજે જ, રાત્રે કુમુદનું મન પલટાવવાના પ્રયોગ-ઉપાય કરવામાં કૃપણતા કે સંકોચ ન કરી શકયો. આ રીતે પોતાના સ્વભાવનો ભંગ એણે જીવનમાં ક્યારે ય કર્યો નહોતો. એને જે કંઇ જોઇતું હતું, તે મેળવવા માટે એણે પોતાની સમજણ પ્રમાણે સર્વથી મોટું દુઃસાધ્ય મૂલ્ય આપી દીધું. પોતાની ભાષામાં એણે કુમુદને સમજાવી દીધું કે તમારી સમક્ષ હું કોઇ પણ સંકોચ વિના પરાજય સ્વીકારી લઉં છું.

હવે કુમુદના મનમાં ભારે સંકોચ થયો. એ વિચારવા લાગી. આ વસ્તુને એ શી રીતે અપનાવે? આના બદલામાં એ શું આપી શકે છે? જ્યારે જીવનમાં બહારથી બાધા આવે છે ત્યારે લડવા માટે જોર મળે છે, ત્યારે સ્વયં અંતરદેવ સહાય કરે છે. અકસ્માત એ બહારનો વિરોધ રોકાઇ જતાં યુદ્ધ થંભી જાય છે, પરંતુ સંધિ નથી થતી. ત્યારે પોતાના અંતરમાંથી પ્રતિકૂલતા નીકળી પડે છે. કુમુદિનીને એકાએક એવું લાગ્યું કે મધુસૂદન જ્યારે ઉદ્ધત હતો, ત્યારે એની સાથે વ્યવહાર કરવો—અપ્રિય પણ—એને માટે જરૂર સહજ હતું, પરંતુ મધુસૂદન જ્યારે નમ્ર બને છે, ત્યારે એની સાથે વ્યવહાર કરવો કુમુદ માટે વિકટ બની જાય છે. પછી તો એના ક્ષુબ્ધ અભિમાનની

ઓટનો પાર નથી રહેતો. એનો વેલો ફરાસખાનાની ઓરડીનો આશ્રય છોડી જાય છે, પછી દેવતાની સામે હાથ જોડવાનો કંઇ અર્થ જ રહેતો નથી.

મોતીની માને કોઇ પણ બહાને કુમુદ રોકી શકત તો એ બચી જાત. પરંતુ નવીન ચાલ્યો ગયો, હતબુદ્ધિ મોતીની મા પણ એની પાછળ ચુપચૂપ ચાલી ગઇ. બારણા પાસે પહોંચીને એણે એક વાર તીરછી દૃષ્ટિએ કુમુદ ભણી જોયું, અને પછી ચાલી ગઇ. પતિની પ્રસન્નતાના પંજામાંથી આ યુવતીને હવે કોણ બચાવે?

મધુસૂદને કહ્યુ, "રાણી, કપડાં બદલીને નહિ સુઓ હવે?"

કુમુદ ધીરેથી ઉઠીને પાસેના સ્નાનાગારમાં જઇને તરત જ અંદરથી બારણું બંધ કરી લીધું—મુક્તિની મુદત, જેટલી થઇ શકે એટલી એ વધારી લેવા ઇચ્છે છે. એ ઓરડીમાં ભીંતની પાસે એક બાજઠ પડયો હતો, તેના પર બેસી ગઇ. એનો વ્યાકૂળ દેહ જાણે પોતાની અંદર પોતાને માટે ઓટ શોધવા લાગ્યો. મધુસૂદન વચ્ચે વચ્ચે ઘડીઆળ તરફ જુએ છે અને હિસાબ લગાવે છે કે કપડાં બદલવા માટે વધારેમાં વધારે કેટલો સમય જોઇએ. દરમિયાન અરિસામાં એણે પોતાનું મુખ જોયું, માથાની બરાબર વચ્ચે કેટલાક કડક વાળ નાહકના ટટાર ઉભા છે તેની ઉપર વ્યર્થ બ્રશ ફેરવ્યું અને કપડાં પર લવંડરનો છંટકાવ કર્યો.

પંદર મિનિટ થઇ ગઇ; કપડાં બદલવા માટે આટલો વખત બસ છે. મધુસૂદને ધીરેથી બારણાં પાસે જઇને કાન માંડયા, અંદર હાલવા ચાલવાનો જરાય અવાજ નહોતો. મનમાં વિચાર્યું કે કદાચિત્ વાળ સમારતી હશે, એમાં જ મશગૂલ થઇ ગઇ હશે. સ્ત્રીઓને શૃંગાર બહુ પ્રિય હોય છે એ વાત મધુસૂદન જાણતો હતો એટલે એને આટલી ધીરજ

રાખવી પડી. અડધો કલાક થઇ ગયો—મધુસૂદને ફરીથી એકવાર બારણાં પાસે કાન માંડ્યા, કંઇ અવાજ જ નથી. આવીને નેતરની ખુરશી પર બેસી ગયો. પલંગની સામે એક વિલાયતી તસવીર લટકતી હતી, એની સામે તાકી રહ્યો. થોડીવાર પછી ઝડપથી ઉઠીને બંધ બારણાં પાસે આવીને બોલ્યો: "રાણી, હજી શૃંગાર પૂરો નથી થયો ?"

થોડીવારમાં જ બારણાં ધીરેથી ઉઘડી ગયાં. કુમુદિની બહાર આવી. જાણે એના ઉપર સ્વપ્ને સ્વારી કરી છે. જે કપડાં પહેરેલાં હતાં તે જ છે; આ કંઇ સૂવાનો પહેરવેશ નથી. શરીર પર આખી બાંયનો ખાખી રંગનો સર્જનો કબજો છે, એના પર લાલ કિનારીનો એક દુશાલો છે, અને એનો પાલવ ઠેઠ કપાળ સુધી પહોંચે છે. બારણાંની એક બાજુએ હાથ મૂકીને કોણ જાણે કઇ મુશ્કેલીમા ઉભી રહી ગઇ—એક વિચિત્ર તસ્વીરની જેમ ! ગોળમટોળ ગોરા હાથોમાં મગરમુખવાળાં જૂની ઢબનાં સોનેરી કડાં છે, કદાચિત્ પ્રાચીન સમ-યમાં એની માતા એ પહેરતી હશે. આ મોટા ભારે કડાંઓએ એના સુકુમાર હાથને ઐશ્વર્યનું જે સન્માન આપ્યું છે, એ એને માટે એટલું સ્વાભાવિક છે કે એ અલંકાર એના શરીર પર જરા ય આડં-બર નથી બતાવતા. મધુસૂદને જાણે એને ફરીથી નવે સ્વરૂપે જોઇ. એના મહિમાથી એ ફરીને વિસ્મિત થયો. મધુસૂદનથી ગુમાન કર્યા વિના ન રહેવાયું કે આ ચિરાર્જિત સંપૂર્ણ સંપદાએ કેટલા દિવસો પછી આટલી શોભા ધારણ કરી છે. મધુ-સૂદનની એવી ટેવ છે કે જે લોકો સાથે એને હંમેશનો સંબંધ-વ્યવ-હાર છે, લગભગ એ સર્વના કરતાં પોતે પોતાને ધન-ગૌરવમાં ચઢીઆતો માને છે. આજે ગ્યાસના દીવાની રોશનીમાં બારણાં પાસે જે યુવતી ઉભી છે, એને જોઇને મધુસૂદનને એમ લાગ્યું કે જાણે એની પાસે પૂરતું ધન નથી, લાગ્યું કે જો પોતે રાજા-ચક્રવર્તિ સમ્રાટ હોત

તો જ આ ઘરમાં કુમુદ શોભત. જાણે એ પ્રત્યક્ષ જોવા લાગ્યો કે એનો સ્વભાવ જન્મથી જ કોઇ વિશુદ્ધ વંશ-મર્યાદાથી પોષાયો છે, એટલે જાણે એ પોતાના જન્મ પહેલાં કેટલાય સમયથી પોતાના અધિકારવડે અહીં ઉભી છે. ત્યાં બહારથી કોઇ જેવો તેવો માણસ પ્રવેશ જ કરી શકે એમ નથી, ત્યાં તો પોતાનું સ્વાભાવિક સત્ત્વ લઇને વિપ્રદાસ જ બિરાજી શકશે.—એ પણ કુમુદની જેમ એક આત્મ-વિસ્મૃત સહજ ગૌરવથી સર્વદા ઘેરાયલા છે.

મધુસૂદનથી આ જ વાત કોઇ રીતે સહન નથી થતી. વિપ્રદાસમાં લેશમાત્ર ઉદ્ધતાઇ નથી, છે જરાક અતડાપણું. અત્યંત પાસેના સ્વજન અથવા વિકટના સંબંધી પણ એકાએક એમની પીઠ થાબડીને કહે કે: "બોલો, શું ચાલે છે?" એ વાત અસંભવિત છે. મધુસૂદનને ચિઢ તો એ જ વાતની છે કે વિપ્રદાસની સામે એને નાના બનવું પડે છે. આ એક જ સુક્ષ્મ કારણે એનું કુમુદ પર સંપૂર્ણ જોર-સત્તા નથી ચાલતાં. પોતાના કુટુંબમાં, જ્યાં એને સર્વથી વધારે કર્તા તરીકેના અધિકાર છે; ત્યાંથી જાણે એ દૂર હઠી ગયો છે; પરંતુ અહીં એને ગુસ્સો નથી આવતો, કુમુદ પ્રતિનું એનું આકર્ષણ બેવડા વેગથી પ્રબળ થઇ ઉઠે છે. આજે કુમુદને જોઇ ને એણે સ્પષ્ટ સમજી લીધું કે એ શયનની તૈયારી કરીને નથી આવી. એ કોઇ અદૃશ્ય ઓટની પાછળ ઉભી છે, પણ કેટલી સુંદર છે? કેવી દેદીપ્યમાન શુચિતા છે, શુભતા છે! જાણે નિર્જન તુષાર શિખરપર નિર્મળ ઉષા દેખા દઇ રહી ન હોય!

મધુસૂદને જરા પાસે આવીને ધીરા સ્વરે કહ્યું: "સૂશો નહિ, રાણી?"

કુમુદ આશ્ચર્યમાં પડી. એણે નક્કી માન્યું હતું કે મધુસૂદન ગુસ્સે

થશે–એને અપમાનની વાતો કહેશે. અકસ્માત એક ચિર-પરિચિત સ્વરની એને યાદ આવી–એના બાપુજી એની માતાને જાણે રાણી કહીને બોલાવતા હતા. સાથે સાથે માતાજી યાદ આવી. માતા એના બાપુજીની પાસે આવવામાં વિરોધ કરીને ચાલી ગઇ હતી. પલવારમાં એની આંખો ભરાઇ આવી–જમીન પર જ મધુસૂદનના પગ આગળ બેસી ગઇ, બોલી: "ક્ષમા કરો મને."

મધુસૂદને ઝડપથી હાથ પકડીને એક બાજઠ પર બેસાડીને કહ્યું: "શું અપરાધ કર્યો છે તમે, તે ક્ષમા કરૂં?"

કુમુદે કહ્યું: "હજી સુધી મારૂં મન તૈયાર નથી થયું. મને થોડો સમય આપો."

મધુસૂદનનું મન કઠોર બની ગયું, બોલ્યો: "શા માટે સમય જોઇએ? મને સમજાવો તો ખરાં?"

"કહી શકાતું નથી, કોઇને સમજાવવું કઠણ છે—"

મધુસૂદનના કંઠમાં હવે રસ ન રહ્યો. એણે કહ્યું: "કારણ તો કશું જ નથી. તમે કહેવા માગો છો કે હું તમને નથી ગમતો."

કુમુદ મુશ્કેલીમાં પડી ગઇ. વાત સાચી ય છે અને નથી, પણ હૃદય ભરીને નૈવેદ્ય ચઢાવવા માટે એ પ્રણ કરીને બેઠી છે, પરંતુ નૈવદ્ય હજી સુધી આવ્યું જ નથી. મન કહે છે, જરા ધીરજ રાખવાથી, માર્ગમાં મુશ્કેલી ન નાંખવાથી આવી જશે; વાર નહિ થાય. પણ આ તો હકીકત છે કે થાળ હજી ખાલી છે.

કુમુદે કહ્યું: "હું તમને ધોખો દેવા નથી માગતી, એટલા માટે તો કહું છું કે મને સમય આપો."

મધુસૂદન હવે અસહિષ્ણુ થવા લાગ્યો, કડકાઇથી બોલ્યોઃ "સમય આપવાથી લાભ! ભાઇની સાથે સલાહ કરીને પછી પતિ સાથે રહેવાના મનોરથ છે?"

મધુસૂદનની આજ ધારણા છે. એણે વિચારી રાખ્યું છે. વિપ્રદાસની પ્રતીક્ષામાં જ કુમુદનું સર્વસ્વ રોકાઇ રહ્યું છે. ભાઇ જેમ ચલાવશે, બ્હેન તેમ ચાલશે. એણે કટાક્ષમાં કહ્યુંઃ "તમારા ભાઇ તમારા ગુરુ છે?"

કુમુદિની ઝડપથી ઉભી થઇ ગઇ અને બોલીઃ "હા, ભાઇ મારા ગુરુ છે."

"એમના હુકમ વિના આજે કપડાં નહિ બદલો, બિછાના પર નહિ સૂવો, એમ ને? આ વાત છે! મને શું ખબર?"

કુમુદિની હાથની મુઠ્ઠી સખત કરીને પત્થરની જેમ ઉભી રહી.

"તો તાર કરીને આજ્ઞા મગાવું,–રાત ઘણી વીતી છે." કુમુદે કંઇ જવાબ ન આપ્યો, અગાસીમાં જવા એ બારણાં તરફ આગળ વધી.

મધુસૂદને કડકાઇથી ધમકીભર્યા અવાજે કહ્યુંઃ "જશો નહિ, કહી દઉં છું!"

કુમુદ એ જ વખતે પાછી ફરી ગઇ, બોલીઃ "શું ઇચ્છો છો, કહો!"

"હમણાં જ કપડાં બદલીને આવો." ઘડીઆળમાં જોઇને, "પાંચ મિનિટનો સમય આપું છું."

કુમુદ તરત જ પાસેના સ્નાનાગારમાં ચાલી ગઇ અને કપડાં ઉતારીને સાડી ઉપર એક જાડી ચાદર ઓઢીને પાછી આવી. હવે બીજા હુકમની પ્રતીક્ષા કરતી ઉભી રહી. મધુસૂદન જોઇને તરત જ

સમજી ગયો કે આ પણ યુદ્ધ-વેશ છે. ગુસ્સો વધી ગયો, પણ કરે શું ? કંઇ સમજણમાં જ નથી આવતું. પ્રબળ ક્રોધમાં પણ મધુસૂદનની વ્યવસ્થા-બુદ્ધિ કામ આપે છે; એટલે એ વધતાં વધતાં ઝટ રોકાઇ ગયો. બોલ્યો: "હવે તમે શું કરવા માગો છો, મને કહો."

"જે તમે કહેશો, તે કરીશ."

મધુસૂદન હતાશ બનીને બાજઠ પર બેસી ગયો. ચાદર ઓઢેલી આ યુવતીને જોઇને એને થયું, જાણે એ વિધવાની મૂર્તિ હો,-એની અને એના પતિની વચ્ચે જાણે એક નિસ્તબ્ધ મૃત્યુનો સમુદ્ર પડ્યો છે. ભય-ધમકીથી એ સમુદ્ર પાર કરી શકાય એમ નથી. શઢમાં ક્યો પવન ભરાય છે ત્યારે નાવ ચાલે છે ? શું કોઇ દિવસ એ ચાલશે ખરી ?

ચૂપચાપ બેસી રહ્યો. ઘડીઆળના અવાજ વિના ઘરમાં બીજો શબ્દ સંભળાતો નથી. કુમુદિની ઓરડામાંથી બહાર ન ગઇ અને બહાર અગાસી ભણી સ્થિર દૃષ્ટિએ તાકતી એક તસવીરની જેમ ઉભી રહી. બહાર નશામાં ચક્ચૂર કોઇ શરાબીના ગદ્ગદ કંઠના ગાવાનો અવાજ સંભળાય છે, અને પાડોશીના તબેલામાં એક પાડો બંધાચલો છે, તેનો અશ્રાન્ત આર્તનાદ રાત્રિની શાંતિમાં ખલલ પહોંચાડે છે.

સમય જાણે એક જડ પોટલાંની જેમ શૂન્ય થઇને મોઢું બાંધીને પડ્યો છે. મધુસૂદનના કુટુંબના મશીનના બધા પૈડાં જાણે બંધ છે. કાલે ઓફિસમાં એને બહુ કામ છે, ડાયરેક્ટરોની સભા છે, કેટલાક મુશ્કેલ ઠરાવો, પ્રબળ વિરોધ છતાં પાસ કરાવવા છે. એ બધા જરૂરી કામો એની નજરમાં આજે છાયાની જેમ પ્રતીત થાય છે. પહેલાં તો એ આગલી રાત્રે બેસીને બીજા દિવસની કાર્ય પ્રણાલિ પોતાની નોંધ બુકમાં લખી લેતો હતો.

આજે એની બધી ચિંતાઓ દૂર હટી ગઇ. સંસારમાં એને માટે જે કઠિન સત્ય સુનિશ્ચિત છે, તે છે ચાદરથી ઢંકાયલી આ યુવતી, જે ઓરડામાંથી નીકળવાના માર્ગમાં સ્તબ્ધ ઉભી છે. થોડીવાર પછી મધુસૂદને એક ઘેરો નિસાસો મૂક્યો. ઓરડો જાણે ધ્યાનભંગ થઇને ચોંકી ઉઠ્યો. ઝડપથી ઉઠીને કુમુદની પાસે જઇને બોલ્યોઃ " રાણી, તમારૂં હૃદય પત્થરનું બનેલું છે ? "

આ "રાણી" શબ્દ કુમુદના મનમાં મંત્રની જેમ કામ કરે છે. પોતાનામાં પોતાની માતાના જીવનની અનુવૃત્તિ અકસ્માત ઉજ્જવળ બની જાય છે. આ સંબોધન પર એની માએ કેટલી ય વાર ઉત્તર આપ્યો હતો. એનો અભ્યાસ જાણે કુમુદના લોહીમાં પણ છે. એટલે એ તરત જ મોઢું ફેરવીને ઉભી રહી. મધુસૂદને ખૂબ દુઃખપૂર્વક કહ્યુંઃ " હું તમારે માટે અયોગ્ય છું, પણ મારા પર દયા નહિ કરો ? "

કુમુદિની લેવાઇ ગઇ, બોલીઃ "છી છી, એવું ન બોલશો." જમીન પર પડીને મધુસૂદનની ચરણરજ માથે લઇને બોલીઃ " હું તો તમારી દાસી છું, મને તમે આદેશ કરો."

મધુસૂદને એનો હાથ પકડીને એને છાતી સરસી ચાંપી લીધી, બોલ્યોઃ " ના, હું આદેશ નહિ આપું, તમે તમારી ઇચ્છાથી આવો.

કુમુદિની મધુસૂદનના બાહુબંધનમાં હાંફવા લાગી, પરંતુ એણે પોતે થઇને છૂટવાનો પ્રયત્ન કર્યો નહિ. મધુસૂદને રૂંધાયલા સ્વરે કહ્યુંઃ "ના, હું તમને આદેશ નહિ કરૂં, તમે પોતે થઇને મારી પાસે આવો." કહીને કુમુદને છોડી દીધી.

કુમુદિનીના ગોરા મુખ પર સુરખી છવાઇ ગઇ. એણે નીચે દૃષ્ટિ કરીને કહ્યુંઃ "તમે આદેશ કરો તો મારૂં કર્તવ્ય સરળ બની જાય. મારાથી મારી જાતે કશું જ થઇ શકતું નથી."

"ભલે, તો તમે તમારી આ ચાદર ઉતારી દો. એ તમને શોભતી નથી."

ખૂબ સંકોચથી કુમુદે ચાદર ઉતારી દીધી. શરીર પર માત્ર એક દોરીઆની સાડી રહી ગઇ—પાતળી કોરની. એની કાળી સળીઓ કુમુદિનીના શરીરને ઘેરી વળી હતી, જાણે રેખાઓના ઝરણાં ન હોય—રોકાયલા નથી લાગતાં, જાણે સતત વહી રહ્યાં છે. જાણે કોઇક કાળી દૃષ્ટિ પોતાની અશ્રાન્ત ગતિના ચિહ્ન છોડી છોડીને એના અંગને ઘેરી-ઘેરીને એની પ્રદક્ષિણા કરી રહી હોય એ રીતે પૂરી જ થતી નથી. મધુસૂદન મુગ્ધ બની ગયો, પણ તો ય એનું ધ્યાન પલવારને માટે એ સાડી પર ગયું. એ આ ઘરની સાડી નહોતી. કુમુદિનીના બદન પર એ ગમે તેટલી શોભતી અને દીપતી હોય પણ એની કિંમત કંઇ જ નથી. આખરે છે તો એના પીયરની ને? સ્નાનાગારની જોડેના કપડાં બદલવાના ઓરડામાં જે મેઘોગનીનું રંગનું કબાટ છે, જેના અરિસાદાર બારણાં છે તે લગ્ન પહેલાં જ તરેહ તરેહના કપડાંઓથી ઠસાઠસ ભર્યું છે. એનો એને જરા ય લોભ નથી. આ સ્ત્રીનો આટલો ગર્વ! પેલી ત્રણ વીંટીઓની વાત યાદ આવી, અસલ ઉપેક્ષાથી કુમુદે એ સ્વીકારી નહોતી, અને એક કમબખ્ત નીલમની વીંટી માટે કેટલો બધો આગ્રહ!

વિપ્રદાસ અને મધુસૂદનની વચ્ચે કુમુદની મમતાનો કેટલો મૂલ્ય-ભેદ છે. ચાદર ઉતારતાં જ આ બધી વાતોએ આંધીના ઝપાટાની જેમ મધુસૂદનને મોટો ધક્કો માર્યો. પરંતુ હાય! શું ગજબની સુંદર સ્ત્રી છે! અને આ દર્પભરી અવજ્ઞા, એ પણ જાણે એનો અલંકાર છે! આજ યુવતી આટલા ઐશ્વર્યની અવજ્ઞા કરી શકે છે. મહીયરમાં સ્વાભાવિક લક્ષ્મીના વાતાવરણમાં જ એ ઉછરી છે, એને ધનની

કિંમત શું. એને એનો શું હિસાબ! મધુસૂદન એને કઇ વસ્તુની હવે લાલચ આપે?

મધુસૂદને કહ્યું, "ચાલો સૂવા ચાલો."

કુમુદિની પતિના મુખ ભણી તાકી રહી. નિરવ પ્રશ્ન એ હતો કે 'પહેલાં તમે પલંગ પર નહિ જાવ?'

મધુસૂદને દૃઢ સ્વરે કહ્યું, "ચાલો, હવે સમય ન ગૂમાવો."

કુમુદ જ્યારે પલંગ પર બેઠી ત્યારે મધુસૂદન જઇને સોફા પર બેસી ગયો, બોલ્યોઃ "હવે તો અહીં જ બેઠો છું, તમે બોલાવશો ત્યારે જ આવીશ. વર્ષો સુધી આવી રીતે રાહ જોવા તૈયાર છું."

કુમુદિનીને આખા શરીરમાં ધ્રુજારી ઉઠી. આજે એની આ કેવી કસોટી થાય છે? કોને દ્વારે જઇને આજે એ માથું પછાડે? અંતરદેવે તો આજ ઉત્તર નથી આપ્યો. જે માર્ગે થઇને એ અહીં આવે છે, એ તો બહુ ખોટો રસ્તો છે. બિછાના પર બેઠી બેઠી મનમાં ને મનમાં એ કહેવા લાગીઃ "ભગવાન, તમે મને કદી ભુલાવી શકતા નથી. હજી ય મારો તમારા પર અખંડ વિશ્વાસ છે. ધ્રુવને તમે જ વનમાં લઇ ગયા હતા, વનમાં એને દર્શન દેવા.

ઓરડામાં સનસનાટી ફેલાઇ ગઇ છે, નીચે સડકપર હવે પેલા શરાબીનો અવાજ સંભળાતો નથી; જો કે કેદી પાડો થાકી ગયો છે છતાં ક્યારેક આર્તનાદ કરી ઉઠે છે.

થોડો સમય પણ ઘણો સમય લાગે છે, સ્તબ્ધતાના ભારગ્રસ્ત પ્રહરથી જાણે હાલીચાલી શકાતું પણ નથી. આજ શું એના દામ્પત્યની અનંત કાળની તસવીર છે? બે છેડે બન્ને ચૂપચાપ બેઠાં છે–

રાત્રિનો અંત નહિ—વચ્ચે એક અલંઘનીય નિઃસ્તબ્ધતા છે. અંતે, કોણ જાણે ક્યારે કુમુદે પોતાની બધી શક્તિ એકઠી કરીને પલંગ પરથી નીચે ઉતરીને કહ્યું: "મને અપરાધિની ન બનાવો."

મધુસૂદને ગંભીર સ્વરે કહ્યું: "શું ઇચ્છો છો, કહો, શું કરવું પડશે?" આખરી શબ્દ સુધી એ એને જ મોઢે બધું કઢાવવા માગે છે.

કુમુદે કહ્યું: "ચાલો, સૂવો."

પણ શું આનું નામ વિજય છે?

# પ્રકરણ આડત્રીસમું

## પ્રત્યાઘાત

બીજે દિવસે સવારે જ્યારે મોતીની મા દૂધનો કટોરો લઈને કુમુદ પાસે આવી ત્યારે જોયું તો કુમુદની આંખો લાલ થઈ ગઈ છે-સૂઝી ગઈ છે, ચહેરાનો રંગ ફીક્કો પડી ગયો છે. એણે ધાર્યું હતું કે સવારે અગાસીમાં જે ખૂણામાં આસન બિછાવીને, કુમુદ પૂર્વ તરફ મુખ કરીને માનસિક પૂજા કરવા બેસે છે ત્યાં જ એ મળશે. પરંતુ આજે એ ત્યાં નહોતી, દાદરની બાજુમાં જ જે એક નાનકડી અગાસી છે ત્યાં જ કંઈ યે પાથર્યા વિના ભીંતને અઢેલીને થાકેલાની જેમ બેઠી હતી. કદાચ આજે એના અંતરદેવ પર ગુસ્સે થઈ હશે. નિર્દોષ બાળકને જ્યારે નિષ્ઠુર બાપ વિના કારણે મારે છે, ત્યારે જેમ એની સમજણમાં નથી ઉતરતું-રડીને માર સહન કરે છે, પ્રતિવાત કરતાં પણ ખચાય છે-અંતરદેવતા પર કુમુદનો આજ એવો જ ભાવ છે. જે આહ્વાનને એણે દૈવ માન્યું હતું, તે આ અશુચિતામાં છે?-આ આંતરિક અસતીત્વમાં? ભગવાનને શું નારી-બલિ જોઈએ છે, માટે આ શિકારને બહેકાવીને લાવ્યા છે?-જે શરીરમાં મન નથી, તે માંસપિંડને પોતાનું નૈવેદ્ય બનાવશે? આજ તો કોઈ રીતે ય ભક્તિ ન જાગી. આટલા દિવસથી કુમુદ વારંવાર કહે છે કે તમે મને સહન કરી લો-આજે એ વિદ્રોહિનીનું મન કહી રહ્યું છે

કે હું તમને કેવી રીતે સહન કરી શકું? કયે, કયે સુખે તમારી પૂજા કરૂં? તમે તમારા ભક્ત ને સ્વયં ન ગ્રહણ કરીને કઇ દાસીને હાટે વેચી દીધો—જે હાટમાં માંસ-મચ્છીને ભાવે દીકરીઓ વેચાય છે, જ્યાં નિર્માલ્ય લેવા માટે કો શ્રદ્ધાપૂર્વક પૂજાની પ્રતીક્ષા નથી કરતું—ફુલોનું ઉપવન ઉજાડીને બકરાને ખવડાવવામાં આવે છે.

મોતીની માએ જ્યારે દુધ પીવાનું કહ્યું, ત્યારે કુમુદે કહ્યું: "રહેવા દો."

મોતીની માએ કહ્યું: "કેમ, કેમ રહેવા દઉં? મારા દૂધના વાડકાએ શું બગાડ્યું છે?"

કુમુદે કહ્યું: "હજી હું નહાઇ નથી, પૂજા પણ નથી કરી."

મોતીની માએ કહ્યું. "જાવ, તમે સ્નાન કરવા જાવ. હું તમારી વાટ જોઇને અહીં બેઠી છું. જાવ."

કુમુદ સ્નાન કરી આવી. મોતીની માએ વિચાર્યું કે હવે એ ખુલ્લી અગાસીના એક ખૂણામાં જઇને બેસશે. કુમુદે પળવારને માટે તો ટેવ પ્રમાણે અગાસી તરફ જવા પગ ઉપાડ્યા, પણ ગઇ નહિ, પાછી ફરીને નીચે જમીન પર જ બેસી ગઇ. એનું મન તૈયાર નહોતું.

મોતીની માને કુમુદે પૂછ્યું: "ભાઇનો પત્ર હજી નથી આવ્યો, નહિ?"

પત્ર જરૂર આવ્યો હશે એમ જાણીને આજે મોતીની મા પોતે વહેલી સવારે છૂપાઇને ઓફિસ રૂમમાં ગઇ હતી, પરંતુ પત્રોનું ખાનું ખોલતાં માલમ પડ્યું કે એને તાળુ દીધું છે. એટલે હવે તો એ માર્ગ પણ બંધ થઇ ગયો.

મોતીની માએ કહ્યું: " ખબર નથી, તપાસ કરીશ."

એટલામાં એકાએક શ્યામા આવી પહોંચી, બોલી: " વહુ, આજે તમે કેમ આમ ઉદાસ લાગો છો ? તબિયત ખરાબ તો નથી ને ?"

કુમુદે કહ્યું: " ના ના."

" પિયરમાં મન ગયું હશે. અહા, એ તો જાય જ ને. હા, તમારા ભાઇ તો આવે છે, હવે નિરાંતે મળજો."

કુમુદિની ચોંકી ઉઠી, એણે શ્યામાના મુખ ભણી ઉત્સુક દષ્ટિએ જોયું.

મોતીની માએ પૂછ્યું: "તમને ક્યાંથી ખબર મળી બકુલ* ?"

" હો, સાંભળો ! આ તો સૌને ખબર છે. આપણા રસોડાની પાર્વતીએ તો કહ્યું હતું, કે વહુરાણી ને પિયેરથી મુનીમ આવ્યો હતો રાજાબહાદુરની પાસે, વહુની ખબર લેવા. એની પાસે જ એણે સાંભળ્યું છે કે દવા માટે વહુરાણીના ભાઇ આજ કાલમાં જ કલકત્તા આવવાના છે."

કુમુદિનીએ ઉદ્વિગ્ન થઇને પૂછ્યું: " એમની માંદગી વધી ગઇ છે?"

"એ તો ખબર નથી, પણ હા, ચિંતાની વાત હોત તો જરૂર ખબર પડત."

શ્યામાએ માન્યું હતું કે એના ભાઇના ખબર મધુસૂદને એને નહિ આપ્યા હોય; કારણ કે જે વહુનો હજી સુધી સ્વભાવ જ મળ્યો નથી; એટલે કંઇ એવું ન થઇ જાય કે આ વાત સાંભળીને પિયેરની

* "બકુલ" 'ગંગાજળ' વગેરે લાડના નામો બંગાળામાં સ્ત્રીઓ, ખાસ કરીને કિશોરી અને યુવતીઓ પોતાની પરસ્પરની સખીઓના રાખે છે.

ધૂનમાં એ વધારે ઉદાસ બની જાય. કુમુદિનીના મનને ખુશ કરવા એ બોલી : "તમારા ભાઇ જેવા માણસ તો દુર્લભ છે, બધા જ આ વાત કહે છે. ચાલો, વાર થાય છે. કોઠારમાંથી હજી તો સામાન કાઢવો છે. ઑફિસ માટે રસોઇ બનાવવી છે. મોડું થયું તો નાહકની આફત આવશે."

મોતીની માએ દૂધનો વાટકો એકવાર ફરીથી કુમુદ પાસે ધરીને કહ્યું: "જીજી, દૂધ ટાઢું થઇ જાય છે. પી લ્યો, મારી વહુરાણી, પી લ્યો !"

આ વખતે કુમુદે દૂધ પીવામાં આનાકાની ન કરી.

મોતીની માએ કાનમાં પૂછ્યું : "આજે કોઠારમાં આવવું છે ?"

કુમુદે કહ્યું: "આજે રહેવા દો, ગોપાલને એકવાર મારી પાસે મોકલી દો."

એક કાળું કઠોર ઘડપણ બહારથી કુમુદને ગળી રહ્યું છે. રાહુની જેમ જે પ્રૌઢ અવસ્થા શાંત, સ્નિગ્ધ, શુભ્ર, ગંભીર હોય છે, એ તો આ નથી; જે લાલસા છે, જેના સંયમથી શક્તિ શિથિલ છે, જેનો પ્રેમ જ વિષયાસક્તિની જાતનો છે, એના સ્વેદાક્ત સ્પર્શથી કુમુદને આટલી અરુચિ છે. પતિની ઉમર વધારે છે, એનું કુમુદને કંઇ દુઃખ નથી; પણ એને તો એ વાતનો ખેદ છે કે એ ઉંમરે પોતાની મર્યાદા કેમ ભૂલવી દીધી ! સંપૂર્ણ આત્મનિવેદન એક ફળ જેવું છે, પ્રકાશ અને હવામાં –મુક્ત અવસ્થામાં– એ પાકે છે, કાચા ફળને ચક્કીમાં પીસવાથી તો એ નથી પાકતું. સમય ન મળવાને કારણે જ આજ એનો સંબંધ કુમુદને આ રીતે સતાવી રહ્યો છે–આટલું અપમાન કરી રહ્યો છે. ક્યાં નાસે ? મોતીની માને જે હમણાં કહ્યું કે

ગોપાળને બોલાવી આપો, એ નાસવાનો રસ્તો શોધવા માટે જ ને ? – વૃદ્ધ અશુચિતાની પાસેથી નાસીને નવીન નિર્મળતાની પાસે જવાનો, દુષિત નિશ્વાસની વરાળમાંથી બહાર નીકળીને કુસુમોની સુગંધિત હવામાં જવાનો. પાતળી છીંટનો એક રૂભર્યો કોટ પહેરીને હાબલુ દાદરાના દરવાજા પાસે આવીને ડરતો ડરતો ઉભો રહ્યો. મા જેવી જ એની મોટી કાળી કાળી આંખો છે, એવો જ પાણીભર્યા વાદળ જેવો સરસ શ્યામ રંગ છે, ગાલ બન્ને ફૂલ જેવા અને માથાના વાળ ઝીણા પણ કોમળ.

કુમુદ જઇને સંકુચિત હાબલુને પકડી લાવી અને છાતી સરસો ચાંપીને બોલીઃ "પાજી છોકરા, બે દિવસથી કેમ દેખાયો નહિ ?"

હાબલુએ કુમુદના ગળામાં હાથ નાખીને કહ્યું : "તાઇ, તમારે માટે હું શું લાવ્યો છું, કહો તો ?

કુમુદે એના ગાલપર એક ચૂંટી ખણીને કહ્યું: "માણેક છે, ગોપાળ."

"મારા ખિસ્સામાં છે."

"સારું, બહાર કાઢ તો."

"પણ તમે કહી ન શક્યાં!"

"મારી બુદ્ધિ જ નથી ચાલતી. જે આંખો વડે જોઉં છું તે પણ સમજાતું નથી અને જે દેખાતું નથી તેને તો ઉલટું જ સમજું છું."

ત્યારે હાબલુએ ખૂબ સાવધાનીથી ધીરે ધીરે ખિસ્સામાંથી ચાઇન કાગળની એક થેલી કાઢી, અને એને કુમુદની ગોદમાં મૂકીને નાસી જવાની કોશિશ કરવા લાગ્યો.

"ના, તું એમ જઇ શકે એમ નથી."

ચેલીને બન્ને હાથે દબાવીને હાબલુએ ચંચળતાપૂર્વક કહ્યું: "તો હમણાં ન જોશો."

"સારૂં, તું ડરીશ નહિ, તારા ગયા પછી ઉઘાડીશ."

"તાઇ, તમે પેલી જટાઇ બુઢ્ઢીને જોઇ છે ?"

"કોણ જાણે જોઇ હશે, ખબર નથી, પણ ઓળખું નહિ."

"નીચેના આંગણાંમાં પેલી કોલસાની ઓરડી છે ને, તેમાં એ આવે છે—ચામાચિડિયા પર સવાર થઇને."

"ચામાચિડિયા પર ?"

"હા, એ તો પોતાની ઇચ્છાથી નાની મોટી થઇ શકે છે, એટલે કોઇને દેખાય જ નહિ."

"ત્યારે તો એની પાસે એ મંત્ર શીખી લેવો પડશે."

"કેમ તાઇ ?"

"એટલે હું પણ જો નાસી જવા માટે કોલસાની ઓરડીમાં સંતાઇ જાઉં તો હું પણ ન દેખાઉં."

હાબલુ આ વાતનો અર્થ બરાબર સમજી ન શકયો. બોલ્યો: "કોલસામાં એણે એક સિંદૂરની ડબ્બી સંતાડી મૂકી છે. એ સિંદૂર કયાંથી લાવી હશે, જાણો છો ?"

"જાણું છું."

"તો બતાવો."

"સવારના વાદળો પાસેથી."

દાબલુ જરા થંભી ગયો. આ જવાબે એને જરા વિચારમાં નાંખી દીધો. વાર્તા કહેનારે એને સમુદ્રપારની દૈત્યપુરીની વાત કહી હતી. પણ તાઇની વાત એને વધારે વિશ્વાસયોગ્ય માલમ પડી. એટલે વિરોધનો વિચાર કર્યા વિના જ બોલ્યો: "જે છોકરી એ ડબ્બી શોધીને એનું સિંદૂર માથે લગાવે, તે રાજરાણી થશે."

"હાય હાય, કોઇ અભાગણીને ખબર તો નથી પડી ને ?"

"નાની ફોઇની લલી જાણે છે. ટોપલી લઇને છન્નુ જ્યારે કોલસા લેવા જાય છે, ત્યારે રોજ એ એની સાથે જાય છે– એને ડર પણ નથી લાગતો."

"હમણાં એ નાની છે ને, એટલે એ રાજરાણી બનતાં પણ ડરતી નથી."

બહાર ઉત્તરનો ઠંડો પવન વાતો હતો, એટલે મોતીને લઇને કુમુદ અંદર ગઇ. ત્યાં સોફા પર બેસીને એણે એને ગોદમાં લીધો. પાસેની ટ્રીપોઇ પરની ચાંદીની થાળીમાં શરદઋતુનાં ફૂલો પડ્યાં હતાં–ગલગોટા, ગુલાબ વગેરે. રોજની જેમ આ ફૂલો પણ માળીએ જ ચૂંટેલાં છે. થાલીમાં પડ્યાં પડ્યાં એ એટલી જ રાહ જોઇ રહ્યાં છે કે ક્યારે કુમુદ અગાસીના ખૂણામાં બેસીને દેવને ચઢાવે. આજે એણે અર્પણ કર્યા વિનાના એ ફૂલો થાળી સમેત દાબલુ સમક્ષ મૂકી દીધાં. બોલી : "ફૂલ લઇશ ?"

"હા, લઇશ."

"શું કરીશ એમનું, કહે તો ?"

"પૂજા-પૂજા રમીશ."

કુમુદના ખોળામાં એક રેશમી રૂમાલ પડયો હતો, એમાં લપેટીને, બચ્ચાને ચૂમી લઇને કુમુદે કહ્યું : ' 'આ લે." મનમાં ને મનમાં બોલીઃ "ચાલો મારી પણ પૂજા-પૂજાની રમત પૂરી થઇ." બાળકને કહ્યું : "ગોપાળ, આમાંથી કયું ફૂલ તને વધારે ગમે છે ?'

હાબલુએ કહ્યું : "ગલગોટો."

"કહું કેમ ગમે છે?"

"કહો જોઉં."

"છે ને તે, એ સવાર પહેલાં જ જઇને પેલી જટાઇ બુઢ્ઢીની ડબ્બીમાંથી રંગ ચોરી લાવે છે."

હાબલુ થોડી વાર ગંભીર બનીને કંઇક વિચાર કરતો હતો, એકાએક બોલી ઊઠયો : "તાઇ, અને આ ફૂલનો રંગ તો તમારી સાડીની કોર જેવો જ છે નહિ?" બસ, એટલામા જ જાણે એણે બધી પોતાના મનની વાત કહી દીધી.

એટલામાં અકસ્માત પાછળ જોયું તો મધુસૂદન. પગરવ સુદાં સંભળાયો ન હતો, અને એને અંતઃપુરમાં આવવાનો આ સમય પણ નથી. આ વખતે તો બહારની ઑફિસમાં આખી દુનિયાના ઉચ્છિષ્ટ-પરિશિષ્ટ આવીને એકત્ર થાય છે-આ વખતે જ દલાલ આવે છે, ઉમેદવાર આવે છે, અનેક પરચુરણ ખબરો અને કાગળો લઇને સેક્રેટરી આવે છે. મૂળ કામની અપેક્ષા આ બધા કામોની કંઇ ભીડ ઓછી નથી હોતી.

## પ્રકરણ ઓગણચાલીસમું

### અણસમજણ

જે ભિખારીની ઝોળીમાં માત્ર ભૂસું જ એકઠું થયું હોય-અનાજ મળ્યું જ ન હોય, એના જેવું મન લઈને આજે સવારે બહુ જ લુખ્ખા ભાવે મધુસૂદન ચાલ્યો ગયો હતો. પરંતુ આસક્તિનું આકર્ષણ પ્રચંડ હોય છે. બાધા પર બાધા ચાલી જ આવે છે.

મધુસૂદનને જોતાં જ હાબલુનો ચહેરો પડી ગયો, હૃદય કંપી ઉઠ્યું, નાસવા તૈયાર થઈ ગયો. કુમુદે એને જોરથી દબાવી લીધો, જવા ન દીધો.

મધુસૂદન આ જાણી ગયો. હાબલુને જોરથી ધમકાવીને કહ્યું: "અહીં શું કરે છે? ભણવા નથી જવું?"

"માસ્તરના આવવાનો હજી વખત નથી થયો, એ કહેવાની હાબલુમાં હિંમત નહોતી. ધમકી એણે ચુપચૂપ સહી લીધી અને ધીરેથી ઉઠીને ચાલ્યો ગયો.

કુમુદ એને રોકવા તૈયાર થઈ. પણ પાછી રોકાઈ ગઈ. બોલીઃ "લે, તારા ફૂલ તો તું અહીં ભૂલી જાય છે." કહીને રૂમાલમાં બાંધેલી પોટલી એની આગળ ધરી. હાબલુએ એ ન લીધી-ડરતો ડરતો એ પોતાના કાકાના મુખ ભણી તાકી રહ્યો.

મધુસૂદને ઝડપથી કુમુદના હાથમાંથી પોટલી લીધી અને બોલ્યો : "આ રૂમાલ કોનો છે?"

પળવારમાં કુમુદનું મુખ લાલ થઇ ગયું, બોલી : "મારો."

એમાં સંદેહ નથી કે રૂમાલ પર એની માલિકી છે-અર્થાત લગ્ન પહેલાંની એની સંપત્તિ છે. એના પર જે રેશમી કોર ભરી છે એ પણ કુમુદની પોતાની રચના છે.

મધુસૂદને ફૂલ જમીન પર વેરી નાખ્યાં અને રૂમાલ પોતાના ગજવામાં નાખીને બોલ્યો : "આ તો હું જ રાખી લઉં છું-આ તો બાળક છે, એને લઇને એ શું કરશે." હાબલુને કહ્યું : "જા, તું તારે."

મધુસૂદનના આ લુખ્ખાપણાથી કુમુદ તો દંગ થઇ ગઇ. હાબલુ પોતાનું વ્યથિત મુખ લઇને ચાલ્યો ગયો. કુમુદ કંઇ જ ન બોલી.

એના ચહેરાનો ભાવ જોઇને મધુસૂદને કહ્યું : "બીજાને માટે તો તમે દાનશાળા ઉઘાડી મૂકી છે અને મારે માટે ઠેંગો? આ રૂમાલ હવે મારો થઇ ગયો. યાદ રહેશે કે તમારી પાસેથી કંઇક મળ્યું હતું.

મધુસૂદન જે વાત ઇચ્છે છે, તેને ઠીક રીતે પ્રાપ્ત કરવી એનો સ્વભાવ જ નથી. એ ઉલટી જ રીત આચારે છે.

કુમુદિની આંખો નીચી કરીને સોફા પર એક ખૂણે ચૂપચાપ બેસી રહી. સાડીની કોર એના માથાને ઘેરીને ચહેરાને સંતાડતી નીચે ઉતરી આવી છે. સાથે સાથે એના ભીના વિખરાયલા વાળ પણ હેઠળ ઉતરી આવ્યા છે. ગળાની ગોળમટોળ કોમળતાને ઘેરીને એક સોનાનો હાર પડ્યો છે. આ હાર એની માતાનો છે.

એવો જ એ હમેશાં પહેરી રાખે છે. હજી સુધી એણે કબજો પહેર્યો નહોતો. માત્ર અંદરનું અંગવસ્ત્ર પહેર્યું હતું. એટલે બન્ને હાથ તદ્દન ઉઘાડા હતા. હાથ પર હાથ મૂકીને એ બેઠી હતી. અત્યંત સુકુમાર શુભ્ર હાથ છે. સંપૂર્ણ દેહની વાણી જાણે ત્યાં જ આવીને બેઠી છે. મધુસૂદન આંખો ઢાળીને અભિમાનિની ભણી દૃષ્ટિ ઠેરવી ઠેરવીને જોવા લાગ્યો. સોનાના મોટા કડાં પહેરેલા એ ગોરા હાથ પરથી એની દૃષ્ટિ હઠતી જ નથી. સોફા પર એની પાસે બેસીને એનો એક હાથ ખેંચી લેવાની કોશિશ કરી, પણ માલમ પડ્યું કે કંઇક મુશ્કેલી છે, કુમુદિની હાથ હઠાવવા નથી માગતી–એના હાથની નીચે એક કાગળ દબાયલો છે.

મધુસૂદને પૂછ્યું : "આ કાગળમાં શું છે?"

"ખબર નથી."

"ખબર નથી, એનો અર્થ?"

"એનો અર્થ, ખબર નથી."

મધુસૂદનને આ વાત પર વિશ્વાસ ન આવ્યો, બોલ્યો : "લાવો, મને આપો. હું જોઉં."

કુમુદે કહ્યું : "આ મારી ગુપ્ત વસ્તુ છે. દેખાડી શકું એમ નથી."

તીરની જેમ તીક્ષ્ણ ક્રોધ મધુસૂદનના મગજમાં પ્રવેશ્યો. એ બોલ્યોઃ "શું કહ્યું? આટલી હિંમત?" કહીને જબરજસ્તીથી કુમુદના હાથમાંથી કાગળ છીનવી લઇને એને ઉઘાડી નાંખ્યો,–જોયું તો એમાં કંઇ નથી, થોડા ઇલાયચી દાણા છે. માતાની ગરીબ વ્યવસ્થામાં ટાબરિયાને માટે જે નાસ્તો નક્કી થયો છે તેમાં આજ વસ્તુ એને

વધારે ગમે છે. એટલે ખૂબ સંભાળથી એક કાગળમાં બાંધીને એ કાઢી માટે લાગ્યો હતો.

મધુસૂદન દંગ થઇ ગયો. આ છે શું ? વિચારવા લાગ્યો. એના પિયેરમાં આ જાતનો નાસ્તો કરવાની ટેવ હશે, એટલે જ ચુપકીથી મંગાવી લીધાં છે. શરમની મારી પ્રગટ કરવા નથી માગતી. એ મનમાં ને મનમાં હસવા લાગ્યો; વિચાર્યું, લક્ષ્મીનું દાન ગ્રહણ કરવું એ કંઇ સહેજ વાત નથી. એને માટે સમય જોઇએ. તરત એક યોજના મગજમાં સ્ફુરી. જલ્દીથી ઉઠીને એ બહાર ચાલ્યો ગયો.

કુમુદિનીએ ટેબલનું ખાનું ખોલીને પોતાની એક નાની શી ચંદનની પેટી કાઢી. એમાં ઇલાયચી દાણા મૂકી દીધાં, અને તરત પોતાના ભાઇને પત્ર લખવા બેઠી. બેચાર લીટી લખી ન લખી ત્યાં તો મધુસૂદન આવી પહોંચ્યો. ઝટપટ પત્રને દબાવીને કુમુદિની જરા કઠોર થઇને બેઠી. મધુસૂદનના હાથમાં એક કિંમતી ફૂલદાની હતી. મુઢ પર મીનાકારીનું કામ હતું, અને એના પર એક ફુલદાર સુગંધિત રેશમી રૂમાલ ઢાંકેલો હતો. હસતાં હસતાં એણે એ કુમુદની સામે ટ્રીપોઇ પર મૂકી દીધી. બોલ્યોઃ " ઉઘાડીને જુવો તો ખરાં. "

કુમુદિનીએ રૂમાલ ઉઘાડીને જોયું તો એ કિંમતી ફૂલદાનીમાં ટોચ સુધી ઇલાયચી દાણા ભર્યાં છે. જો એકલી હોત તો હસી પડત. કંઇ બોલી નહિ, ગંભીર થઇને ચૂપચાપ બેસી રહી. આનાથી તો હસી દેવું બહેતર હતું.

મધુસૂદને કહ્યુંઃ "ઇલાયચી દાણા સંતાડીને ખાવાની શી જરૂર ? એમાં શરમ શાની? રોજ મંગાવી આપીશ. કેટલા જોઇએ ? મને પહેલાં કહ્યું કેમ નહિ ?"

કુમુદે કહ્યુંઃ "તમે નથી મગાવી શક્તા."

"નથી મગાવી શકતો ? તમારી વાત સાંભળીને હું તો આશ્ચર્ય પામું છું."

"ના, તમે નથી મગાવી શકતા."

"એની શું એટલી બધી કિંમત છે?"

"હા, રૂપિયા સાટે એ નથી મળતા!"

સાંભળીને મધુસૂદનના મનમાં તરત જ એક શંકા જાગી ઊઠી, બોલ્યોઃ "તમારા ભાઇએ પાર્સલથી મોકલ્યા હશે, નહિ?"

આ પ્રશ્નનો ઉત્તર દેવાની ઇચ્છા ન થઇ. ફૂલદાનીને સામેથી હટાવીને ચાલ્યા જવા માટે ઉઠીને ઉભી થઇ. મધુસૂદને હાથ પકડીને ફરીથી એને બેસાડી દીધી.

મધુસૂદન વાત કરે તે પહેલાં જ કુમુદિનીએ પૂછી લીધુંઃ "ભાઇને ત્યાંથી તમારી પાસે કોઇ માણસ આવ્યો હતો ? એમની ખબર લઇને?"

આ વાતની કુમુદને પહેલાંથી જ ખબર પડી ગઇ, એ જાણીને એ ધુંધવાઇ ઉઠ્યો. બોલ્યો : "એ સમાચાર આપવા તો હું અત્યારે સવારે તમારી પાસે આવ્યો છું." આ વાત તદ્દન અસત્ય છે એ કહેવાની જરૂર નથી.

"ભાઇ ક્યારે આવશે?"

"એક અઠવાડિયામાં."

મધુસૂદન ચોક્કસ જાણતો હતો કે કાલે જ વિપ્રદાસ આવી જશે : "એક અઠવાડિયામાં" કહીને એણે સમાચારને અનિર્દિષ્ટ કરીને છોડી દીધા.

"ભાઇની તબિયત શું વધારે ખરાબ થઇ ગઇ છે?"

"ના ના, એવી કંઇ વાત સાંભળી નથી.;'

આમાં જરા કસી જોવાનો ભાવ હતો. વિપ્રદાસ દવાને માટે કલકત્તા આવે છે. એનો અર્થ જ એ હતો કે એમની તબિયત ઠીક નથી.

"ભાઇનો પત્ર આવ્યો છે?"

"પત્રોની પેટી મેં હજી ઉઘાડી નથી, આવ્યો હશે તો તમને મોકલી આપીશ."

કુમુદિનીએ હજુ સુધી મધુસૂદનની વાતો પર અવિશ્વાસ લાવવાનું શરૂ કર્યું નહોતું, એટલે આ વાત પણ એણે માની લીધી.

"ભાઇનો પત્ર આવ્યો છે કે નહિ, એ જરા જોઇ લેશો?"

"જો હશે તો ભોજન પછી હું પોતેજ લઇને આવીશ."

કુમુદિની આતુરતાને દબાવીને આટલી વાતથી જ રાજી થઇ ગઇ. મધુસૂદને એક વાર ફરીથી એનો હાથ પોતા ભણી ખેંચવાની કોશિશ કરી, એટલામાં અકસ્માત શ્યામા ઓરડામાં ચાલી આવી, અને પ્રવેશતાં જ બોલી ઉઠી: "અરે! અહીં તો દિયરજી છે!" કહીને તરત જ પાછી ફરવા લાગી.

મધુસૂદને કહ્યું: "કેમ કંઇ કામ છે?"

"વહુરાણીને કોઠારમાં લઇ જવા માટે બોલાવવા આવી હતી. રાજરાણી હોવા છતાં એ ઘરની તો લક્ષ્મી જ કહેવાય ને. ભલે આજે રહેવા દો."

મધુસૂદન સોફા પરથી ઉઠીને બોલ્યા ચાલ્યા વિના બહાર ચાલ્યો ગયો.

જમ્યા પછી નિયમાનુસાર ઉપરના ઓરડામાં જઈને પલંગ પર તકીઆને આધારે પડીને પાન ચાવતાં ચાવતાં મધુસૂદને કુમુદિનીને બોલાવી મગાવી. કુમુદિની ઝડપથી આવી. આજ ભાઈનો પત્ર મળશે. અંદર જઈને પલંગ પાસે ઉભી રહી.

મધુસૂદને હુક્કાની નળી મૂકીને પાસે બેસવાનો ઇશારો કરીને કહ્યું: "આવો, બેસો."

કુમુદ બેસી ગઈ. મધુસૂદને જે પત્ર આપ્યો તેમાં માત્ર એટલું જ લખ્યું હતું કે:

" प्राणप्रतिमासु
शुभाशार्वादराशयः सन्तु

ચિકિત્સાને માટે હું જલદી કલકત્તે આવું છું. તબિયત જરા ઠીક થતાં તને મળવા આવીશ. ઘરના કામકાજથી અવકાશ મેળવીને કુશળ સમાચાર આપતી રહેજે, કે જેથી મને ફિકર ન રહે."

આ નાનો શો પત્ર મળતાં જ કુમુદને પહેલાં જાણે એક ધક્કો વાગ્યો. મનમાં ને મનમાં બોલી: "હવે તો હું પારકી થઈ ગઈ છું." અભિમાન પ્રબળ થાય ન થાય ત્યાં મનમાં આવ્યું, "ભાઈની તબિયત કદાચિત્ બરાબર નથી. મારૂં મન કેવું ઓછું છે। પોતાની જ વાત પહેલાં વિચારે છે!"

મધુસૂદન સમજી ગયો કે કુમુદ ઉઠવા ઇચ્છે છે એટલે બોલ્યો: "ક્યાં જાવ છો? જરા બેસો."

કુમુદને બેસવાનું તો કહ્યું, પણ શું વાત કરે? કંઇ ગમ નથી પડતી, અને તરત જ કંઇ બોલવું જોઈએ, એટલે સવારથી જે વાત મનમાં ખટકી રહી હતી તે જ મુખમાંથી નીકળી ગઇ. બોલ્યો:

"આ પેલી ઇલાયચી દાણાવાળી વાત પર આટલો બધો કલહ કેમ કર્યો હતો? એમાં શરમની કઈ વાત હતી?"

"એ મારી ગુપ્ત વાત છે."

"ગુપ્ત વાત! મને પણ કહી શકો એમ નથી?"

"ના."

મધુસૂદનનો અવાજ કઠણ થઈ ગયો, બોલ્યો: "આ તો તમારી નૂરનગરી ચાલબાજી છે, ભાઈની નિશાળે ભણ્યા લાગો છો."

કુમુદે ઉત્તર ન આપ્યો, મધુસૂદન તકિયો પછાડીને ટટ્ટાર થઈ ગયો, "તમારી આ ચાલબાજી જો છોડાવું નહિ તો મારું નામ મધુસૂદન નહિ."

"તમારો હુકમ શું છે તે કહો."

"એ કાગળનું પડીકું તમને કોણે આપ્યું હતું તે બતાવો."

"હાબલુએ."

"હાબલુએ? તો પછી એને ખાતર આટલાં સંકોચ અને જીદ શાનાં?"

"એ તો હું નથી કહી શકતી."

"કોઈ બીજાએ એની દ્વારા મોકલ્યું હતું?"

"ના."

"તો?"

"બસ, આજ વાત હતી. બીજું કંઈ નહિ."

"તો, એમાં આટલી ચોરીછૂપી શાની?"

"તમે નહિ સમજો."

કુમુદનો હાથ દબાવીને, જરા છણકો કરીને મધુસૂદને કહ્યું: "હવે તો તમારી આ રીતો મારાથી નથી સહન થતી."

કુમુદના ચહેરા પર સુરખી આવી ગઇ. શાંત સ્વરે બોલી: "તમારે શું જોઇએ છે, સમજાવીને કહો તો ખરા? તમારી ચાલણાજીથી હું પણ પરિચિત નથી, એ વાત હું માનું છું."

મધુસૂદનના કપાળની બન્ને નસો ફૂલી ઊઠી. કંઇ જવાબ દઇ શકાયો નહિ, એટલે એમ થયું કે જાણે કુમુદને પીટી નાંખે. એટલામાં બહાર ખંખારવાનો અવાજ આવ્યો, સાથે જ સંભળાયું: "ઓફિસના સાહેબ આવીને બેઠા છે." યાદ આવ્યું કે આજે ડાયરેકટરોની સભા છે. એને લાજ આવી કે પોતે એને માટે હજી સુધી તૈયાર નથી થયો. સવારનો સમય તો લગભગ વ્યર્થ વહી ગયો. આટલી મોટી શિથિલતા એના સ્વભાવ અને અભ્યાસની એટલી વિરુદ્ધ છે કે એ જોઇને એ પોતે દંગ થઇ ગયો. એને લાગ્યું કે આ સંભવિત વાત બની શી રીતે?

# પ્રકરણ ચાલીસમું

## માયાની સીઠાશ

મધુસૂદનના જતાં જ કુમુદિની પલંગ પરથી ઉતરીને નીચે જમીન પર બેસી ગઇ. જીવન ભર શું એને આવા જ સમુદ્રમાં તરવું પડશે, જેનો કંઇ પારવાર જ નથી? મધુસૂદને બરાબર કહ્યું છે કે એમની સાથે એનો મેળ નહિ મળે. અને બીજા બધા અંતરોની અપેક્ષા આજ સર્વથી દુઃસહ છે. આનો શું ઉપાય ?

કોણ જાણે શું મનમાં આવ્યું તે કુમુદ ઉઠીને નીચે ચાલી ગઇ. મોતીની માના ઓરડા ભણી દાદર પરથી ઉતરતાં જોયું તો શ્યામા સુંદરી ઉપર આવે છે.

"કેમ, વહુરાણી, ક્યાં ચાલ્યાં ? હું તો તમારી પાસે જ આવતી હતી."

"કંઇ કામ છે ?"

"ના, એવું કઇ ખાસ કામ નથી. દિયરજીનો મિજાજ જરા ગરમ જોયો, એટલે થયું કે લાવ વહુને પૂછી આવું. નવા પ્રણયમાં ક્યાં ખટકો આવ્યો ? યાદ રાખજો વહુરાણી, એમની સાથે ગમે તે રીતે નિભાવીને જ ચાલવું પડશે, અને આ તમને મારી સલાહ છે. બકુલ પાસે જાઓ છો ? હા, જઇ આવો અને મનનો ખુલાસો કરતા આવો."

આજે કુમુદને માલમ પડ્યું કે મધુસૂદન અને શ્યામાસુંદરી એક જ માટીમાંથી બનેલાં છે, અને એક જ કુંભારના ચાક પર એમની આકૃતિ ઉતરી છે. આ વાત શી રીતે મનમાં આવી એ બતાવવું કઠણ છે. ચરિત્ર-વિશ્લેષણ કરીને જોયું, ના તેમ નથી; આકાર-પ્રકારમાં કંઇ ખાસ મળતાપણું છે, તે પણ નથી; તો ય બન્નેના રંગઢંગમાં એક અનુપ્રાસ છે. જાણે શ્યામાસુંદરીની દુનિયામાં અને મધુસૂદનની દુનિયામાં એક જ પ્રકારનો પવન વાય છે. શ્યામાસુંદરી જ્યારે મિત્રતા કરવા આવે છે ત્યારે એનો વ્યવહાર એને ઉલટી દિશામાં ધકેલી દે છે, જીવ કોણ જાણે કેવો ય થઇ જાય છે.

મોતીની માના શયનગૃહમાં પ્રવેશતાં જ કુમુદે જોયું કે એ બન્ને કોઇ ચીજ માટે ઝપટાઝપટી કરી રહ્યાં છે. કુમુદ પાછી જ વળતી હતી ત્યાં નવીન બોલી ઉઠ્યોઃ "ભાભી જશો નહિ, જશો નહિ. હું તમારી પાસે જ આવતો હતો—એક ફરિયાદ છે."

"શાની ફરિયાદ, કેવી ફરિયાદ?"

"જરા બેસો, હું તમને જરા દુઃખની વાત કહું."

કુમુદ બેસી ગઇ.

નવીને કહ્યું: "એક અત્યાચાર થયો છે। આ સન્નારીએ મારી એક ચોપડી દબાવી રાખી છે."

"આવી સખ્તાઇ શા માટે?"

"ખારથી. કારણ કે પોતાને તો અંગ્રેજી આવડતું નથી. હું સ્ત્રી શિક્ષણનો હિમાયતી છું, પરંતુ એઓ પોતે પુરુષોની કેળવણીની વિરુદ્ધ છે. મારી બુદ્ધિની જેમ જેમ ઉન્નતિ થઇ રહી છે, તેમ તેમ એમની બુદ્ધિ સાથે મેળ ન ખાવાથી એમને મારા ઉપર અદેખાઇ

આવતી જાય છે. ઘણું સમજાવ્યું કે આટલી મોટી સીતા પણ રામચંદ્રની પાછળ જ ચાલતી હતી; વિદ્યા અને બુદ્ધિમાં હું તમારાથી આગળ ચાલુ છું, એમાં હરકત ન કરો."

"તમારી વિદ્યાની વાત તો સરસ્વતી માતા જાણે, પણ હા, તમારી બુદ્ધિની બડાઇ મારી આગળ ન હાંકશો."

નવીને એવું મોઢું કરી દીધું કે જાણે એના માથા પર કોઇ આપત્તિ આવી પડી હોય. આ જોઇને કુમુદ ખિલખિલાટ હસી પડી. આ ઘરમાં આવ્યા પછી એ મન મૂકીને આજે જ હસી. આ હાસ્ય નવીનને ખૂબ મીઠું લાગ્યું. એણે મનમાં ને મનમાં કહ્યું: "આજ મારૂં કામ છે, હું વહુરાણીને હસાવ્યા જ કરીશ."

કુમુદે હસતાં હસતાં પૂછ્યું: 'કેમ બ્હેન, તમે દિયરજીની ચોપડી દબાવી રાખી છે?"

"પણ જુઓ જીજી, આ સૂવાના ઓરડામાં એમની પાઠશાળાના ગુરુજી બેઠા છે? આખો દિવસ કામધંધો કરીને ઘરમાં આવીને જોઉં તો—એક દીવો તો બળે છે—ઉપરાંત સાહેબે એક બીજું શમાદાન સળગાવ્યું છે, મહાપંડિત બેઠા બેઠા વાંચી રહ્યા છે. ભોજન ટાઢું થઇ જાય છે, તાકીદ ઉપર તાકીદ થાય છે પણ ત્યાં તો કંઇ ભાન જ નથી."

"સાચી વાત છે, દિયરજી?"

"ભાભી, ભોજન માટે પ્રેમ ન હોય, એટલો મોટો તપસ્વી હું નથી. પણ એનાથી વધારે મને એના મોઢામાંથી નીકળતી તાકીદની આજ્ઞા બહુ ગમે છે, એટલા માટે જાણી જોઇને ખાવામાં વાર થાય છે. ચોપડી વાંચવાનું તો એક બહાનું માત્ર છે."

"ભાઇ, એમની વાતોથી હું હારી જાઉં છું."

"અને એ જ્યારે બોલવાનું બંધ કરે છે ત્યારે હું હારી જાઉં છું."

"એવું થાય છે ખરું, કયારેક?" કુમુદે કહ્યું.

"જોને બે ચાર દાખલા કહી દઉં, કેમ? મારા હૃદય પર આંસુઓની ઉજળી શાહીથી એ લખેલાં છે."

"ઠીક, ઠીક હવે, દાખલા દેવાની જરૂર નથી. મારું કૂંચીઓનું ઝૂમખું ક્યાં છે, બતાવો.—જુઓ ને જીજી, મારી કૂંચીઓ સંતાડી દીધી છે."

"ઘરના માણસો પર તો પોલિસ કેસ થઇ શકતો નથી, એટલા માટે ચોરને ચોરી દ્વારા જ સજા કરવી પડે છે. પહેલાં મારું પુસ્તક આપી દો."

"તમને નહિ આપું, જીજીને આપીશ."

ખૂણામાં એક ટોપલી પડી હતી, જેમાં રેશમી અને ગરમ કપડાંની ચીંદરડીઓ અને ફાટેલાં મોજાં વગેરે એકઠું થતું હતું—એની નીચેથી એક અંગ્રેજીના સંક્ષિપ્ત એન્સાઇકલોપીડીઆનો બીજો ખંડ કાઢીને મોતીની માએ કુમુદના હાથમાં મૂકી દીધો, અને બોલી : "આને તમે તમારે ત્યાં લઇ જાવ, જીજી. એ મને ન આપશો. જોઉં, તમારી સાથે એ શી રીતે ઝઘડો કરે છે."

નવીને પાટીઆ પરથી અકસ્માત એક કૂંચીઓનો જૂડો ઉતારીને કુમુદના હાથમાં મૂકી દીધો અને કહ્યું: "ભાભી, કોઇને ન આપશો. હું પણ જોઉં છું કે પછી એ તમારી સાથે કેવી સલુકાઇ કરે છે."

કુમુદે પુસ્તકના પાના ફેરવતાં કહ્યું: "દિયરજીને આ પુસ્તકનો શોખ છે?"

"એવું એકકે ય પુસ્તક નથી, જેનો એમને શોખ ન હોય. તે દિવસે મેં જોયું તો ક્યાંકથી "ગોપાલન" ઉઠાવી લાવ્યા હતા, એ જ વાંચવા માંડ્યું."

"હું કંઇ મારા શરીરની રક્ષા માટે એ વાંચતો નહોતો, પછી એમાં શરમ શાની?"

"જીજી, તમે મને કંઇ કહેવા જતા હતા ને. કહો તો, આવા વાતોડિયા માણસ વિદાય થઇ જાય."

"ના ના, એની જરૂર નથી. મેં સાંભળ્યું છે કે ભાઇ એક બે દિવસમાં જ આવવાના છે." કુમુદે કહ્યું:

"હા, કાલે જ આવે છે." નવીને કહ્યું:

"કાલે જ! વિસ્મિત થઇને થોડી વાર કુમુદ ચૂપચાપ બેસી રહી, ઉંડો શ્વાસ લઇને બોલી: "એમને શી રીતે મળાશે?"

મોતીની માએ પૂછ્યું: "તમે જેઠજીને કંઇ કહ્યું નહિ?"

કુમુદે માથું હલાવીને બતાવ્યું કે ના.

નવીને કહ્યું: "એક વખત કહેશો તો ખરા ને?"

કુમુદ શાંત રહી. મધુસૂદન આગળ ભાઇની જિકર કરવી એ કઠિન કામ છે. આ ઘરમાં એના ભાઇ માટે અપમાન તો ઉભું જ છે, એને જરા ય ઉશ્કેરતાં કુમુદને અસહ્ય સંકોચ થાય છે.

કુમુદના ચહેરાનો ભાવ જોઇને નવીન વ્યથિત થઇ ગયો. બોલ્યો: "ચિંતા ન કરો ભાભી, અમે બધું ઠીકઠાક કરી લઇશું. તમારે કંઇ કહેવું નહિ પડે."

ભાઇની પાસે નવીન બાળપણથી જ બહુ ડરતો આવ્યો છે. ભાભીએ આવીને જાણે એના મનમાંથી એ ડર કાઢી નાખ્યો હોય એમ લાગે છે.

કુમુદિનીના ગયા પછી મોતીની માએ પોતાના પતિને કહ્યું: "હવે શું ઉપાય કરશો, બતાવો? આપણને બન્ને જણને તે રાત્રે લઇ જઇને વહુરાણીની સામે પોતાને નાના બનાવ્યા હતા તે જ વખતે હું તો સમજી ગઇ હતી કે આ સારૂં નથી થયું. ત્યાર પછી તો એ તમને જોતાં જ મોઢું ફેરવી લે છે."

"ભાઇ સાહેબ સમજ્યા કે પોતે ઠગાઇ ગયા. જોશમાં આવીને પહેલાંથી થેલી ઢીલી કરીને આગળથી દામ તો આપી દીધા; પણ પાછળથી સોદો બરાબર ન થયો. આપણે એમની એ બેવકૂફીને પ્રત્યક્ષ જોઇ હતી, એટલે હવે એમનાથી આપણે અહીં રહીએ તે સહેવાતું નથી."

મોતીની માએ કહ્યું: "ન સહેવાય, પણ એમના મનમાં તો વિપ્રદાસ બાબુ માટે એક ક્રોધ ગાંડપણની જેમ અસવાર થઇને બેઠો છે, અને દિવસે દિવસે વધતો જાય છે. આ કઇ રીત છે, પૂછી જુઓ."

નવીને કહ્યું: "આવા માણસોની ભક્તિનો પ્રકાર આ જ જાતનો હોય છે. આ કોટિના લોકો અંદરથી જેને શ્રેષ્ઠ સમજે છે તેમને જ બહારથી મારે છે. કોઇ કોઇ તો કહે છે કે રામચંદ્ર પર રાવણની અસાધારણ ભક્તિ હતી, એટલા માટે એ વીસ હાથે નૈવેદ્ય ચડાવતો હતો. હું સાચું કહું છું, ભાભીને એમના ભાઇનો મેળાપ સહજમાં નથી થવાનો."

"પણ એવું કહેવાથી શી રીતે કામ ચાલશે, કંઇ ને કંઇ ઉપાય તો કરવો જ પડશે ને."

"ઉપાય સઝયો ખરો."

"શું ? બતાવો."

"કહી શકું એમ નથી."

"કેમ ?"

"શરમ આવે છે."

"મારાથી શરમ ?"

"હા, તારાથી જ શરમ,"

"કાંઇ કારણ તો કહો."

"ભાઇસાહેબને ઠગવા પડશે. તુ સાંભળીને શુ કરીશ ?"

"જેની સાથે પ્રેમ છે, તેને માટે ઠગાઇ કરવામાં મને જરા ય સંકોચ નથી."

"આ ઠગવિદ્યા તો મારા ઉપર જ અજમાવી અજમાવીને તેં સિદ્ધ કરી છે."

"એને માટે વધારે યોગ્ય માણસ બીજો મળે પણ ક્યાં."

"દેવી, રાજીનામું લખી આપું છું, તારી ઇચ્છા થાય ત્યારે તું મને ઠગી શકે છે."

"આટલો બધો આનંદ શાનો, જરા કહો તો ખરા ?"

"કહું ? વિધાતાએ તમારા લોકોના હાથમાં ઠગવાના જે ઉપાયો સોંપ્યાં છે, એમાં એણે સાકર ઘોળી આપી છે. એ મીઠાશભરી ઠગાઇનું નામ જ 'માયા' છે."

"માયાનું તો છૂટી જવું જ સારૂં છે."

"વાહવાહ, માયા છૂટી જાય તો પછી આ સંસારમાં બીજું શું રહ્યું. મૂર્તિનો રંગ કાઢી નાખવાથી માત્ર માટી અને ભૂસું જ રહે છે. દેવી, હવે તો તમારી ખુશી, આ અબોધને હવે ભૂલભુલામણીમાં નાખો, કે આંખોમાં મસ્તી આણો અથવા મનમાં નશો જગાવી દો—જે તમારી તબિયત ચહાય તે કરો."

ત્યાર પછી જે કંઇ થયું તે નકામું હતું. આ નવલકથા સાથે એને કશો જ સંબંધ નહોતો.

# પ્રકરણ એકતાલીસમું

## સ્નેહને ખાતર

સભામાં મધુસૂદનની આ પહેલી હાર છે. આજ સુધી એના કોઈ પણ ઠરાવને, કોઈ પણ યોજનાને કોઈ ટાળી શક્યું નથી. એને પોતાના ઉપર જેટલો વિશ્વાસ હતો એટલો જ એના સહયોગીઓનો પણ એના ઉપર વિશ્વાસ હતો. આ આગેવાને લઈ કોઈ જરૂરી ઠરાવ સભામાં પાસ કરાવી લેતાં પહેલાં એ અનુસાર આગળ તે માટેનું પોતાનું ઘણું ખરું કામ એ તૈયાર કરી લેતો. આ વખતે ગલીના કોઈ જૂના વેપારીઓ પોતાની ગલીના ઉત્પન્ન માટે કેટલીક જમીન ખરીદવાનો બંદોબસ્ત કરતા હતા. આ મામલામાં ઘણો ખર્ચ પણ થઈ ગયો હતો. બધું ઠીક ઠીક થઈ ગયું હતું, દસ્તાવેજ પર સ્ટેમ્પ લગાવીને રજીસ્ટર કરાવી માત્ર રૂપિયા આપવાની વાર હતી. જે માણસોને નિયુક્ત કરવાના હતા તેમને આજ્ઞા આપીને રાખી લેવામાં આવ્યા છે; એટલામાં આ બાધા ઉભી થઈ. તરતમાં જ ત્યાં કોઈ ખજાનચીની જગ્યા ખાલી થઈ છે, એને માટે ફરના સગપણના એક જમાઈરાજની ઉમેદવારી ચાલતી હતી, અયોગ્યના ઉદ્ધારમાં ઉત્સાહ ન હોવાને કારણે મધુસૂદને એના પર ધ્યાન આપ્યું નહોતું. આ વાત બીજની જેમ માટીમાં દબાઈને એકાએક વિરોધના રૂપમાં અંકુરિત થઈ ઉઠી. અને નાનકડું જિદ પણ હતું. એ જમીનનો માલિક સગાઈમાં મધુસૂદનની

"માયાનું તો છૂટી જવું જ સારું છે."

"વાહવાહ, માયા છૂટી જાય તો પછી આ સંસારમાં બીજું શું રહ્યું. મૂર્તિનો રંગ કાઢી નાખવાથી માત્ર માટી અને ભૂસું જ રહે છે. દેવી, હવે તો તમારી ખુશી, આ અબોધને હવે ભૂલભુલામણીમાં નાખો, કે આંખોમાં મસ્તી આણો અથવા મનમાં નશો જગાવી દ્યો–જે તમારી તબિયત ચહાય તે કરો."

ત્યાર પછી જે કંઇ થયું તે નકામું હતું. આ નવલકથા સાથે એને કશોજ સંબંધ નહોતો.

એની જીવનયાત્રાની ગાડીને એક લાઇન પરથી બીજી લાઇન પર ખસેડી રહ્યું છે. પહેલા ધક્કાથી જ એની છાતી ધડકી ઉઠી. સભામાંથી પાછા ફરીને ઑફિસરૂમમાં આવીને એ આરામ ખુરશી પર પડી રહ્યો અને હુક્કાની નળી હાથમાં લઇ એના ધુમાડાની ઘુમરીઓ સાથે પોતાની કાળા રંગની ચિંતાઓને પણ ઘૂમરી ખવડાવવા લાગ્યો.

નવીને આવીને સમાચાર આપ્યા: "વિપ્રદાસને ત્યાંથી માણસ મળવા આવ્યો છે." મધુસૂદન ધૂંધવાઇને બોલી ઉઠ્યો: "કહી દે, હમણાં ચાલ્યો જાય, મને ફુરસદ નથી."

નવીન મધુસૂદનના રંગઢંગ જોઇને સમજી ગયો કે આજે સભામાં કંઇ ન બનવા જેવી વાત બની ગઇ છે. એને લાગ્યું કે ભાઇ સાહેબનું મન હમણાં દુર્બળ છે. દુર્બળતા સ્વાભાવિક રીતે જ અનુદાર હોય છે અને દુર્બળનો ગર્વ ક્ષમાહીન નિષ્ઠુરતાનું રૂપ ધારણ કરે છે. ભાઇ સાહેબનું પરાજિત મન વહુરાણીને પણ કઠોરતાનો આઘાત પહોંચાડ્યા વિના નહિ રહે એમાં હવે નવીનને બિલકુલ સંદેહ ન રહ્યો. આ આઘાતને ગમે તે રીતે અટકાવવો જ જોઇએ. આ પહેલાં એના મનમાં જે મુશ્કેલી હતી તે હવે દૂર થઇ ગઇ. નવીને થોડી વાર પછી પાછા આવીને જોયું તો મધુસૂદન એક ચોપડીના પાના ફેરવી રહ્યો છે. નવીનને જોતાં જ એણે લુખ્ખા સ્વરે કહ્યું: "પાછી શું જરૂર પડી? વિપ્રદાસ તરફથી વકીલાત કરવા તો નથી આવ્યો ને?"

નવીને કહ્યું: "ના જી, એની તો હવે ચિંતા જ ન કરશો. એમનો માણસ અહીંથી એવો ધિક્કાર ખાઇને ગયો છે કે હવે તમે બોલાવશો તો ય નહિ આવે."

આ વાત પણ મધુસૂદનથી સહન ન થઇ. બોલી ઉઠ્યો: "જીભ હલાવતાં જ પગ પાસે આવીને પડવું પડશે. કેમ આવ્યો હતો એ?"

કોઇ દૂરની ફોઇનો જેઠ થતો હતો. ફોઇએ જ્યારે આવીને હાથ જોડ્યા ત્યારે એણે હિસાબ કરીને જોયું કે એ બધું સસ્તામાં મળી જશે, ફાયદાનો ફાયદો છે અને સગાંવહાલાંઓમાં રોફ જમાવવાનું ગૌરવ છે. જેમનો અયોગ્ય જમાઇ ખજાનચીના પદને માટે નાલાયક છે, તેમણે ખૂબ શોધ કરીને મધુસૂદનના સ્વજન-વાત્સલ્યના પ્રમાણોનો આવિષ્કાર કર્યો છે અને એનો યથાસ્થાને પ્રચાર પણ કર્યો છે. આ સિવાય ગુપચૂપ આ મિથ્યા સંદેહને સંચારિત કરવાનો ભાર પણ એમણે જ ઉઠાવ્યો હતો કે મધુસૂદન ખરીદી અને વેચાણમાં અંદર ને અંદર ઘણું મોટું કમીશન ખાઇ જાય છે. આ બધી નિંદાઓનાં પ્રમાણ કોઇને જોઇતા નહોતા; કારણ એમના પોતાનામાં જે લોભ છે, એ જ એમને માટે અંતરતમ અને પ્રબલતમ સાક્ષી છે. લોકોના મનને બગાડી મૂકવા માટે બીજું પણ એક સહજ કારણ હતું; એ કારણ તે મધુસૂદનની અસાધારણ ધનવૃદ્ધિ અને એના અસલ ચારિત્ર્યની અસહ્ય સુખ્યાતિ "મધુસૂદન પણ અંદર ને અંદર ઘણું ઓહિંયા કરે છે" એ અપવાદથી એ લોલુપોને મોટી શાંતિ મળી; જેમનું મન મોટી વસ્તુ ઓહિંયા કરી જવા માટે બગલાની જેમ ટાંપી રહ્યું હતું, પણ જેમની આસપાસ ક્યાંય જળાશય જ નહોતું.

માલિકને મધુસૂદન વચન આપી ચૂક્યો હતો. નુકસાનના ડરથી વાયદો જતો રહેવા દે એવો મધુસૂદન નથી. એટલે એ જમીનને પોતાને ખાનગી નામે ખરીદી લેવાનો વિચાર કર્યો, અને પ્રતિજ્ઞા કરી કે કંપનીને દેખાડી આપું કે આ જમીન નહિ ખરીદીને એમણે કેટલું મોટું નુકશાન વેઠ્યું છે.

મધુસૂદન જરા મોડો ઘેર આવ્યો. પોતાના ભાગ્ય પર મધુસૂદનને અંધવિશ્વાસ પેદા થયો હતો. આજે એને ભય લાગ્યો કે એનું નસીબ

એની જીવનયાત્રાની ગાડીને એક લાઇન પરથી બીજી લાઇન પર ખસેડી રહ્યું છે. પહેલા ધક્કાથી જ એની છાતી ધડકી ઉઠી. સભામાંથી પાછા ફરીને ઓફિસરૂમમાં આવીને એ આરામ ખુરશી પર પડી રહ્યો અને હુક્કાની નળી હાથમાં લઇ એના ધુમાડાની ધુમરીઓ સાથે પોતાની કાળા રંગની ચિંતાઓને પણ ઘૂમરી ખવડાવવા લાગ્યો.

નવીને આવીને સમાચાર આપ્યા: "વિપ્રદાસને ત્યાંથી માણસ મળવા આવ્યો છે." મધુસૂદન ધૂંધવાઇને બોલી ઉઠ્યો: "કહી દે, હમણાં ચાલ્યો જાય, મને ફુરસદ નથી."

નવીન મધુસૂદનના રંગઢંગ જોઇને સમજી ગયો કે આજે સભામાં કંઇ ન બનવા જેવી વાત બની ગઇ છે. એને લાગ્યું કે ભાઇ સાહેબનું મન હમણાં દુર્બળ છે. દુર્બળતા સ્વાભાવિક રીતે જ અનુદાર હોય છે અને દુર્બળનો ગર્વ ક્ષમાહીન નિષ્ઠુરતાનું રૂપ ધારણ કરે છે. ભાઇ સાહેબનું પરાજિત મન વહુરાણીને પણ કઠોરતાનો આઘાત પહોંચાડ્યા વિના નહિ રહે એમાં હવે નવીનને બિલકુલ સંદેહ ન રહ્યો. આ આઘાતને ગમે તે રીતે અટકાવવો જ જોઇએ. આ પહેલાં એના મનમાં જે મુશ્કેલી હતી તે હવે દૂર થઇ ગઇ. નવીને થોડી વાર પછી પાછા આવીને જોયું તો મધુસૂદન એક ચોપડીના પાના ફેરવી રહ્યો છે. નવીનને જોતાં જ એણે લુખ્ખા સ્વરે કહ્યું: "પાછી શું જરૂર પડી? વિપ્રદાસ તરફથી વકીલાત કરવા તો નથી આવ્યો ને?"

નવીને કહ્યું: "ના જી, એની તો હવે ચિંતા જ ન કરશો. એમનો માણસ અહીંથી એવો ફિટકાર ખાઇને ગયો છે કે હવે તમે બોલાવશો તો ય નહિ આવે."

આ વાત પણ મધુસૂદનથી સહન ન થઇ. બોલી ઉઠ્યો: "જીભ હલાવતાં જ પગ પાસે આવીને પડવું પડશે. કેમ આવ્યો હતો એ?"

"તમને ખબર આપવા કે વિપ્રદાસ બાબુનું કલકત્તા આવવાનું બે દિવસ લંબાયું છે. તબિયત જરા વધારે ઠીક થશે એટલે નીકળશે."

"ઠીક ઠીક, એને માટે મને કંઇ ઉતાવળ નથી."

નવીને કહ્યું : "ભાઇ, કાલે સવારે મારે બે કલાકની રજા જોઇએ છે."

"કેમ ?"

"તમે સાંભળીને ગુસ્સે થશો."

"નહિ સાંભળાને તો વધારે ગુસ્સે થઇશ."

"કુંભકોનમથી એક જોષી આવ્યા છે. એમની પાસે એક વખત ભાગ્યપરિક્ષા કરાવવાની ઇચ્છા છે."

મધુસૂદનની છાતી ધડકી ઉઠી. એની ઇચ્છા થઇ કે એ પણ એની પાસે દોડી જાય. પણ ઉપરથી નારાજી દેખાડી બોલ્યો : "તું આ જ્યોતિષમાં માને છે ?"

"સ્વાભાવિક અવસ્થામાં તો નથી માનતો. પણ ભય લાગે છે ત્યારે માનું છું."

"ભય શાનો, જરા કહે તો ખરો."

નવીન જવાબ ન આપતાં માથું ખંજવાળવા લાગ્યો.

"શાનો ભય, કહીશ તો ખરો ?"

"આ દુનિયામાં તમારા સિવાય હું કોઇનાથી નથી ડરતો. કેટલાક દિવસથી તમારું વર્તન જોઇને મારું મન ચંચળ બની ગયું છે."

મધુસૂદનને આ વાત સાંભળીને તૃપ્તિ થઇ. લોકો વાઘથી ડરે એમ એનાથી પણ ડરે છે. નવીનના મુખ ભણી જોઇને એ ચૂપચાપ ગંભીર ભાવથી હુક્કાની નળી ગડગડાવતો પોતાના મહાત્મ્યનો અનુભવ કરવા લાગ્યો.

નવીને કહ્યું: "એટલે એક વાર સ્પષ્ટ જાણવા માગું છું કે, મારા ગ્રહો મારે માટે શું કરવા ધારે છે, અને ક્યારે એ મને છોડશે."

"તારા જેવો નાસ્તિક, તું તો કંઇ માનતો નથી, પછી શાનો તું—"

"દેવો પર વિશ્વાસ હોત તો ગ્રહો પર વિશ્વાસ ન કરત. ડૉક્ટરને નથી માનતો, એને ક્યારેક નીમ-હકીમમાં માનવું પડે છે."

મધુસૂદનને પોતાના ગ્રહની તપાસ કરાવવાનો જેટલો આગ્રહ થયો એટલો જ ધૂંધવાઇને એ બોલ્યો, "ભણીગણીને પણ તું તો ગધેડો જ રહ્યો. કોઇ ગમે તે કહે તેના પર વિશ્વાસ કરી લઇશ?"

"એની પાસે જે ભૃગુસંહિતા છે-એમાં, જ્યાં કોઇ ગમે તે સમયે જન્મ્યો હોય અથવા જન્મશે, એ સૌની જન્મપત્રી બિલકુલ તૈયાર પડી છે-સંસ્કૃત ભાષામાં લખેલી; એને માટે બીજું શું કહું? તમારી મેળે પરીક્ષા કરીને જોઇ લ્યો.

"જે લોકો બેવકૂફોને બહેકાવીને પેટ ભરે છે, તેમને માટે વિધાતા તમારા જેવા બેવકૂફો પણ પેદા કરી આપે છે."

"અને એ બેવકૂફોને બચાવવા તમારા જેવા બુદ્ધિવાનોની સૃષ્ટિ બનાવે છે. મારનાર પર એની જેટલી દયા છે, માર ખાનાર ઉપર પણ એટલી જ છે. એ ભૃગુસંહિતાને તમે તમારી તીક્ષ્ણ બુદ્ધિથી તપાસી લ્યો ને."

"સારું. કાલે સવારે તું મને લઇ જજે, જોઉં તો ખરો તારા એ કુંભકોનમની ચાલાકી."

"ભાઇસાહેબ, તમારો અવિશ્વાસ એટલો જબરજસ્ત છે કે એનાથી ગણુનામાં ગરબડ થઇ શકે છે. સંસારમાં આપણે જોઇએ છીએ કે માણસ પર વિશ્વાસ કરવાથી માણસ વિશ્વાસ્ત બની જાય છે. ગ્રહોની પણ એવી જ દશા છે. સાહેબ લોકોને જુઓ. એ લોકો ગ્રહોને નથી માનતા, એટલે એમના ઉપર ગ્રહોના બળની કંઇ અસર નથી થતી. તે દિવસે ત્રણ ગ્રહો એકઠા હતા ત્યારે તમારો નાનો સાહેબ ઘોડ-દોડ પર જઇને શરત જીતી લાવ્યો. હું હોત તો શરત જીતવી તો બાજુએ રહી પણ ઉલટો એ શરતનો ઘોડો છટકીને મારા પેટમાં કદાચ લાત જ લગાવી જાત. ભાઇ, આ બધા ગ્રહનક્ષત્રોના હિસાબમાં તમે માત્ર તમારી બુદ્ધિ ન ચલાવશો, જરા વિશ્વાસ પણ રાખજો."

મધુસૂદન ખુશ થઇને હસતો હસતો હુક્કો ગડગડાવા લાગ્યો.

બીજે દિવસે સવારે સાત વાગ્યા પહેલાં, મધુસૂદન નવીનની સાથે એક સાંકડી ગલીમાંથી કાદવકિચડમાં થઇને વેંકટ શાસ્ત્રીને ઘેર પહોંચ્યો. ભોંયતળીએ એક બંધ અંધારી ઓરડી છે. જર્જરિત દીવાલ એવી દેખાય છે કે જાણે એ કોઇ ઘાતક ચામડીના રોગથી પીડાય છે. જમીન પર એક મેલી ચટાઇ બિછાવેલી છે. પાસે પોથી-પત્રો વિખરાં-યલાં પડ્યાં છે, ભીંતે શિવપાર્વતીનું એક ચિત્ર લટકાવેલું છે. નવીને બૂમ પાડીઃ "શાસ્ત્રીજી!" છીંટની એક મેલી રજાઇ ઓઢીને એક કાળો, ઠીંગણો અને દુબળો માણસ ઓરડીમાં પ્રવેશ્યો. એનું માથું સાફ હતું અને વચ્ચે પંડિતાઇના ચિહ્ન સમી મોટી ચોટલી હતી. નવીને એને વિનયપૂર્વક પ્રણામ કર્યા. શાસ્ત્રીજીની સુરત-શિકલ જોઇને મધુસૂદનમાં

જરા ય ભક્તિ ન જન્મી. પરંતુ દૈવની સાથે દૈવજ્ઞની થોડી ઘણી મિત્રતા હશે જ, એ ખ્યાલથી એણે પણ અર્ધું માથું નમાવીને જેવા તેવા નમસ્કાર કર્યા. નવીને મધુસૂદનની જન્મોત્રી જોષીના હાથમાં મૂકી, પરંતુ શાસ્ત્રીજીએ તેની કંઇ કદર ન કરીને મધુસૂદનનો હાથ જોવા માગ્યો. લાકડાની પેટીમાંથી ખડીઓ કલમ અને કાગળ કાઢીને એમણે જાતે એક ચક્ર બનાવ્યું. મધુસૂદનના મુખ તરફ જોઇને બોલ્યો : "પંચમ-વર્ગ." મધુસૂદન જરા ય ન સમજ્યો. જ્યોતિષી ટેરવા પર આંગળી મૂકીને ગણવા લાગ્યો : "કવર્ગ, ચવર્ગ, ટવર્ગ, તવર્ગ." એનાથી પણ મધુસૂદનની બુદ્ધિને ખુલાસો ન મળ્યો. જોષીએ ફરીથી કહ્યું : "પંચમવર્ણ : મધુસૂદન ધીરજપૂર્વક શાંત રહ્યો. જોશીએ ફરીથી કહેવા માંડ્યું : "પ, ફ, બ, ભ, મ." મધુસૂદન માત્ર એટલું સમજ્યો કે ભૃગુમુનિએ વ્યાકરણના પ્રથમ અધ્યાયથી જ એમની સંહિતા શરૂ કરી છે. એટલામાં વેંકટ શાસ્ત્રી બોલી ઉઠ્યા : "પંચાક્ષરક."

નવીને ચોંકીને મધુસૂદનના કાન પાસે મોઢું લઇ જઇને કહ્યું : "હું સમજી ગયો, ભાઇ."

"શું સમજ્યો ?"

"પંચમવર્ગનો પંચમ વર્ણ મ, ત્યારપછી પાંચ અક્ષર મધુસૂદન જન્મ-ગૃહની અદ્‌ભુત કૃપાથી ત્રણે "પાંચ" આવીને એક જ સ્થળે મળ્યા છે."

મધુસૂદન દંગ થઇ ગયો. મા-બાપના નામ પાડતાં પહેલાં હજારો વર્ષ ઉપર ભૃગુમુનિની નોંધમાં નામ નોંધાઇ ગયું છે. નક્ષત્ર પણ શું અજબ વસ્તુ છે ! ત્યારબાદ એ હતબુદ્ધિની જેમ બેસીને સાંભળી રહ્યો-સંક્ષિપ્ત ભાષામાં રચાયલો પોતાના જીવનનો ઇતિહાસ. ભાષા જેટલી ઓછી સમજાઇ એટલી એની ભક્તિ વધી. પ્રારંભથી અંત સુધી આખું જીવન મૂર્તિ-

મંત ઋષિવાક્ય જેવું દેખાયું. પોતાની છાતી પર હાથ ફેરવીને જોયું તો પોતાનો દેહ એને અનુસ્વર, વિસર્ગ, તદ્ધિત અને પ્રત્યયના મસાલાથી બનેલી કોઇ તપોવનમાં લખેલી એક પોથી જેવો લાગ્યો. ત્યારબાદ જોષીના છેલ્લા શબ્દો એના કાનને સંભળાયાઃ "એને ઘેર લક્ષ્મીનો આવિર્ભાવ થશે, જેની અચિન્ત્ય, સુભગ સૂચના પહેલાંથી જ આવી ચૂકી છે. થોડા દિવસ થયાં, લક્ષ્મીએ નવવધૂના સ્વરૂપે ઘરમાં પ્રવેશ કર્યો છે. હમણાંથી જ સાવધાન થઇ જવું જોઇએ, કારણ કે હવે જો એને કોઇ પણ માનસિક કષ્ટ પહોંચ્યું તો ભાગ્ય કોપે ભરાશે."

વેંકટ શાસ્ત્રીએ કહ્યુંઃ "કોપના લક્ષણો દેખાઇ રહ્યાં છે. જાતક જો હજી ય સાવધાન નહિ થાય, તો સંકટ વધતું જ જશે." મધુસૂદન સ્થંભિત થઇને ચુપચૂપ બેની રહ્યો, એને લગનના દિવસની પેલી મોટા ફાયદાની વાત યાદ આવી અને ત્યાર પછી થોડા દિવસોમાં જ થએલો પરાજય પણ સાંભર્યો. લક્ષ્મી પોતે આવે એ તો સૌભાગ્યની વાત છે; પણ સાથે સાથે એની પોતાની જવાબદારી પણ કંઇ ઓછી ભયંકર નથી.

પાછા વળતાં મધુસૂદન ગાડીમાં પણ સ્તબ્ધ બેસી જ રહ્યો. થોડીવાર પછી નવીન બોલ્યો : "હું તો આ વેંકટ શાસ્ત્રીની વાતમાં જરા ય માનતો નથી. જરૂર એણે અમારે માટે કોઇને પૂછી લીધું

મળ્યા, અને વેંકટ સ્વામીની આ નાની શી ઓરડીમા એટલી જગ્યા ક્યાંથી આવી ?”

“અરે પહેલાંના ઋષિ મૂનિઓ એક પંક્તિમાં હજારો વાતો લખી શકતા હતા.”

“બિલકુલ અસંભવિત વાત છે.”

“જે તારી અક્કલમાં ન ઉતરે તે અસંભવિત ! શું તારૂ સાયન્સ છે ! હવે નકામો તર્કવિતર્ક રહેવા દે. તે દિવસે જે મુનીમ આવ્યો હતો એને ત્યાં જઇને પાછો બોલાવી લાવજે–આજે જ, વાર ન કરીશ.”

ભાઇ સાહેબને છકાવીને નવીનનું મન અંદરથી બેચેન બની ગયું. ફંદો એટલો સરળ હતો, અને એની સફળતા ભાઇ સાહેબને માટે એટલી હાસ્યજનક હતી કે જેના અપમાનથી નવીન ખૂબ શરમાયો અને દુઃખી થયો. ભાઇ સાહેબને ઘણી વાર ધોખો દેવો પડયો છે, પણ ક્યારે ય આવો સંકોચ નથી થયો; પરંતુ આજે ફરીફરીને આટલી મોટી જાળ .રચવાની ગ્લાનિએ એના ચિત્તને અસ્વચ્છ બનાવી દીધું.

ગત ઋષિવાક્ય જેવું દેખાયું. પોતાની છાતી પર હાથ ફેરવીને જોયું તો પોતાનો દેહ એને અનુસ્વર, વિસર્ગ, તદ્ધિત અને પ્રત્યયના મસાલાથી બનેલો કોઈ તપોવનમાં લખેલી એક પોથી જેવો લાગ્યો. ત્યારબાદ જોષીના છેલ્લા શબ્દો એના કાનને સંભળાયાઃ "એને ઘેર લક્ષ્મીનો આવિર્ભાવ થશે, જેની અચિન્ત્ય, સુભગ સૂસના પહેલાંથી જ આવી ચૂકી છે. થોડા દિવસ થવાં, લક્ષ્મીએ નવવધૂના સ્વરૂપે ઘરમાં પ્રવેશ કર્યો છે. હમણાંથી જ સાવધાન થઈ જવું જોઈએ, કારણ કે હવે જો એને કોઈ પણ માનસિક કષ્ટ પહોંચ્યું તો ભાગ્ય કોપે ભરાશે."

વેંકટ શાસ્ત્રીએ કહ્યું: "કોપના લક્ષણો દેખાઈ રહ્યાં છે. જાતક જો હજી ય સાવધાન નહિ થાય, તો સંકટ વધતું જ જશે." મધુસૂદન સ્થંભિત થઈને ચુપચૂપ બેની રહ્યો, એને લગનના દિવસની પેલી મોટા ફાયદાની વાત યાદ આવી અને ત્યાર પછી થોડા દિવસોમાં જ થએલો પરાજય પણ સાંભર્યો. લક્ષ્મી પોતે આવે એ તો સૌભાગ્યની વાત છે; પણ સાથે સાથે એની પોતાની જવાબદારી પણ કંઈ ઓછી ભયંકર નથી.

પાછા વળતાં મધુસૂદન ગાડીમાં પણ સ્તબ્ધ બેસી જ રહ્યો. થોડીવાર પછી નવીન બોલ્યો : "હું તો આ વેંકટ શાસ્ત્રીની વાતમાં જરા ય માનતો નથી. જરૂર એણે તમારે માટે કોઈને પૂછી લીધું હોવું જોઈએ."

"તું હવે ભારે અક્કલવાળો ! બધા માણસો માટે એ પહેલેથી ખબર મેળવતો ફરતો હશે, અને એ જાણે સહેલું કામ હોય !"

મનુષ્યના જન્મતા પહેલાં એની કરોડો જન્મોત્રીઓ બનાવવા કરતાં એ સહેલું કામ તો છે જ. ભૃગુમૂનિને આટલા કાગળો ક્યાંથી

મળ્યા, અને વેંકટ સ્વામીની આ નાની શી ઓરડીમાં એટલી જગ્યા ક્યાંથી આવી?"

"અરે પહેલાંના ઋષિ મૂનિઓ એક પંક્તિમાં હજારો વાતો લખી શકતા હતા."

"બિલકુલ અસંભવિત વાત છે."

"જે તારી અક્કલમાં ન ઉતરે તે અસંભવિત! શું તારૂં સાયન્સ છે! હવે નકામો તર્કવિતર્ક રહેવા દે. તે દિવસે જે મુનીમ આવ્યો હતો એને ત્યાં જઇને પાછો બોલાવી લાવજે—આજે જ, વાર ન કરીશ."

ભાઇ સાહેબને છકાવીને નવીનનું મન અંદરથી બેચેન બની ગયું. ફંદો એટલો સરળ હતો, અને એની સફળતા ભાઇ સાહેબને માટે એટલી હાસ્યજનક હતી કે જેના અપમાનથી નવીન ખૂબ શરમાયો અને દુ:ખી થયો. ભાઇ સાહેબને ઘણી વાર ધોખા દેવા પડ્યા છે, પણ ક્યારે ય આવો સંકોચ નથી થયો; પરંતુ આજે ફરીફરીને આટલી મોટી જાળ .રચવાની ગ્લાનિએ એના ચિત્તને અસ્વસ્થ બનાવી દીધું.

## પ્રકરણ બેતાલીસમું

### અણધાર્યો પલટો

મધુસૂદનના મનમાંથી જાણે એક ભાર ઓછો થયો. આત્મગૌરવનો ભાર— જે કઠોર આત્માભિમાનને રૂપે એની વિકસોન્મુખ અનુરક્તિને વારંવાર પથ્થરથી દાબતો હતો. કુમુદ પ્રતિ જ્યારે એનું મન મુગ્ધ હતું, ત્યારે પણ એ વિહ્વળતા વિરુદ્ધ અંદર ને અંદર એક લડાઈ ચાલતી હતી. જેમજેમ એ વિવશ થઈને કુમુદ તરફ ખેંચાતો ગયો તેમતેમ તેનો કુમુદ પરનો ક્રોધ વધતો જ ગયો. એટલામાં ખાસ નક્ષત્રોને ત્યાંથી જ જ્યારે હુકમ આવ્યો કે લક્ષ્મી આવી છે ઘરમાં, એને ખુશ રાખવી પડશે, ત્યારે તો એના બધા ફન્દો દૂર થઈ ગયા, અને એનાં શરીર-મન જાણે રોમાંચિત થઈ ઉઠ્યાં. વારંવાર એ પોતાના મનમાં કહેવા લાગ્યો: "લક્ષ્મી, મારે જ ઘેર લક્ષ્મી, મારા ભાગ્યનું પરમ દાન." એને થયું કે બધો સંકોચ દૂર કરીને હમણાં જ કુમુદ પાસે જઈને એની સ્તુતિ કરી આવે અને કહી આવે કે કોઈ ભૂલ થઈ હોય તો એના પર ધ્યાન ન દેશો. પરંતુ આજે હવે વખત ક્યાં છે? હમણાં તો ઑફિસમાં જવાનું છે, એટલી પણ ફુરસદ નથી કે અંદર જઈને જમી આવત.

આ તરફ આ બધા દિવસો કુમુદિનીના મનમાં ઉથલપાથલ થતી રહી. એને તો એવી ખબર છે કે કાલે ભાઈ આવશે અને એમની

તબિયત ઠીક નથી. એમને મળી શકાશે કે નહિ એ વાત નિશ્ચિત રૂપે જાણવા એનું મન ઉદ્વિગ્ન થઇ રહ્યું છે. નવીન કંઇ કામે બહાર ગયો છે તે હજી આવ્યો નથી. એને બરાબર ખબર હતી કે આજે તો મધુસૂદન જાતે જઇને વહુરાણીને સર્વ રીતે પ્રસન્ન કરશે; પહેલાંથી કોઇ પણ પ્રકારનો આભાસ દઇને એ રસભંગ કરવા નહોતો ઇચ્છતો.

આજે અગાસી પર બેસવાનો મોકો નહોતો. કાલ સાંજથી વાદળાં ઘેરાયલાં છે, અને અનિચ્છિત અતિથિની જેમ ભૂંડાં લાગે છે. આ વાદળાંમાં કોઇ પ્રકારનો રંગ નથી, વર્ષામાં જાણે ધ્વનિ નથી, ઠંડી ભારે હવા જાણે ઉદાસ બની ગઇ છે, અને સૂર્યના તેજ વિનાના આકાશની દીનતાથી પૃથ્વી જાણે સંકુચિત થઇ રહી છે. દાદરના પગથિયાં પૂરા થતાં જ સૂવાના ઓરડામાં જવાના રસ્તા પર જે નાની અગાસી છે, ત્યાં કુમુદ બેઠી છે. રહી રહીને એની દેહલતા પર પાણીની છાંટ પડે છે. આજે છાયાથી મલીન આ ભીના દિવસે કુમુદને એવું લાગ્યું કે એનું જીવન અજગરની જેમ એને ગળી ગયું છે. એ અજગરનું પેટ ઠસાઠસ ભર્યું છે અને એમાં ક્યાં ય જગ્યા નથી. જે દેવે એને પટાવી-ફોસલાવીને આજે આ નિરુપાય નિરાશા-સાગરમાં લાવીને નાંખી દીધી છે, એ દેવ માટેનું અભિમાન આજે ક્રોધ રૂપી અગ્નિથી સળગી ઉઠ્યું. અકસ્માત ઝડપથી ઉભી થઇ ગઇ, અને ટેબલમાંથી એણે પેલું યુગલનું ચિત્ર કાઢ્યું. એ એક રંગીન રેશમી કપડાંમાં લપેટેલું હતું. એ ચિત્રનો આજે એને વિનાશ કરવો હતો, અને જોરથી બૂમ પાડીને કહેવા માગતી હતી કે તમારા ઉપર હું જરા ય વિશ્વાસ નથી કરતી. હાથ કંપી રહ્યા છે, એટલે ગાંઠ પણ ખૂલતી નથી. ખેંચતાણ કરતાં કરતાં એ ઉલટી વધારે કઠણ થઇ ગઇ; આખરે અધીરી થઇને એણે દાંત વડે એ ફાડી નાખ્યું. જ્યાં એ ચિર પરિચિત મૂર્તિના એને દર્શન થયાં, ત્યાં એનાથી ન રહે-

વાયું. તરત જ એણે એ ચિત્ર છાતી સરસું ચાંપી દીધું અને રડવા માંડ્યું. લાકડાની ફ્રેમ જેમ જેમ એની છાતીમાં ભોંકાવા માંડી, તેમ તેમ બમણા આવેગથી એણે દાબવા માંડી.

એટલામાં પથારી બિછાવવા મુરલી બહેરો આવી પહોંચ્યો. ટાઢને લીધે એના હાથ ધ્રૂજતા હતા. એક ફાટલી મેલી ચાદર ઓઢેલી હતી. માથું બોડું હતું, કાન બેઠેલા અને ગાલમાં ખાડા પડેલા હતા; દાઢી વધેલી અને ગંદી લાગતી હતી. હજી હમણાં જ એ મેલેરીઆના તાવમાંથી ઊઠ્યો છે, શરીરમાં લોહી સોગન ખાવા માટે જ થોડું રહ્યું છે; પરંતુ પેટ એ બૂરી બલા છે.

કુમુદે કહ્યું: "ટાઢ વાય છે, મુરલી?"

"હા, બા. વાદળો ઘેરાય છે એટલે ઠંડી બહુ પડે છે."

"તારી પાસે કંઇ ગરમ કપડાં નથી?"

"ઇલકાબ મળ્યો તે દિવસે મહારાજા સાહેબે આપ્યા તો હતા, પણ વચગાં તાવની બિમારીમાં ડોકટરના કહેવાથી મેં એને જ એ આપી દીધાં."

કુમુદ પાસેના ઓરડામાં જઇને એક ખાખી રંગનું ગરમ ઓઢવાનું લઇ આવી અને બોલી: "લે, આ મારી ચાદર હું તને આપી દઉં છું."

મુરલીએ નમસ્કાર કરીને કહ્યું: "કસૂર માફ કરજો, બા. પણ રાજા સાહેબ ગુસ્સે થશે."

કુમુદને યાદ આવ્યું કે આ ઘરમાં દયાનો માર્ગ બહુ જ સંકીર્ણ છે, પણ દેવ પાસેથી પોતાને માટે પણ દયા તો જોઇએ છે ને!

પૂણ્ય-કર્મ જ એનો માર્ગ છે. કુમુદે ક્ષોભથી એ ગરમ ચાદરને જમીન પર પછાડી.

મુરલીએ હાથ જોડીને કહ્યું : "રાણીમાતા, તમે તો લક્ષ્મી છો. ગુસ્સે ન થશો. ગરમ કપડાંની મને જરૂર નથી પડતી. હું હુક્કો ભરનારની કોટડીમાં રહું છું, ત્યાં હરદમ આગ બળતી હોય છે, એટલે મને ખૂબ હૂંફ રહે છે."

કુમુદે કહ્યું : "મુરલી, નવીન બાબુ આવ્યા હોય તો જરા અહીં મોકલી દેજે."

નવીન ઓરડામાં પગ મૂકે કે તરત જ કુમુદે કહ્યું : "દિયરજી, તમારે એક કામ કરવું પડશે. બોલો કરશો ?"

"એનાથી મારું અનિષ્ટ થવાનું હોય તો તો હમણાં કરવા તૈયાર છું, પણ તમને આંચ આવતી હોય તો હરગીજ કરવાનો નથી."

"મારું હજી કેટલું અનિષ્ટ થવાનું બાકી છે ? હું હવે નથી ડરતી." કહીને એણે પોતાના હાથમાંથી સોનાના મોટાં કડાં ઉતારી લીધાં, બોલી: "મારા આ કડાં વેચીને ભાઇને માટે કલ્યાણજપ કરાવવા પડશે."

"કંઇ જરૂર નથી, વહુરાણી, તમે એમની જે રીતે ભક્તિ કરો છો, એ પૂણ્યથી તો ક્ષણે ક્ષણે એમને માટે કલ્યાણજપ થઇ રહ્યો છે."

"નાનાભાઇ, ભાઇ માટે હવે મારાથી કંઇ જ નહિ બની શકે. અને કંઇ એ કરી શકું તો એટલું જ કે મારા દેવને-દ્વારે એમને માટે મારી સેવા પહોંચાડી શકું."

"તમારે કંઇ જ નહિ કરવું પડે, ભાભી. અમે બધા શા કામના છીએ ?"

"તમે શું કરી શકશો, કહો ?"

"અમે પાપી છીએ, પાપ કરી શકીએ છીએ. એટલું પણ કરીને જો તમારા ઉપયોગમાં આવી શકાતું હોય તો હું મારી જાતને ધન્ય માનીશ."

"દિયરજી, આવી વાતોમાં મશ્કરી ન કરશો."

"આમાં જરા ય મશ્કરી નથી. ભાભી. પુણ્ય કરવા કરતાં પાપ કરવાનું કામ કઠિન છે. દેવ જો આ વાત સમજી જાય તો તો પુરસ્કાર આપે."

નવીનની વાતોથી દેવતા પ્રતિ એની ઉપેક્ષા–ક્ષુદ્રિની કલ્પના અને કુમુદનો જીવ દુખાય એ સ્વાભાવિક હતું. પરંતુ એના ભાઈ પણ મનમાં દેવ પર શ્રદ્ધા નથી રાખતા, એ અનિષ્ટ પર એ કંઈ ગુસ્સો નથી કરતી. નાના બાળકની શરારત પર માતું જેવું માતૃકપ્રીય હેત હોય છે, આ જાતના અપરાધ પર એનો એવો જ ભાવ છે.

કુમુદે જરા મ્લાન હસીને કહ્યું; "દિયરજી, જગતમાં તમે તો તમારા સામર્થ્યથી કામ કરી શકો છો, અમે તો એ સામર્થ્ય બતાવી શકીએ એમ નથી. જેના પર પ્રેમ છે, પણ પહોંચ નથી, એમનું કામ શી રીતે કરીએ ? દિવસો તો વિતતા જ નથી. ક્યાં ય માર્ગ જડતો નથી. અમારા ઉપર દયા કરનાર ક્યાં ય પણ કોઈ છે ?"

નવીનની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં.

"ભાઈને માટે કંઈ તો કરવું જ પડશે, નાનાભાઈ, કંઈક તો આપવું જ પડશે. આ ચૂડા મારી માતાના છે. એમને હું મારી માતા તરફથી જ દેવતાને ચઢાવીશ."

"દેવને હાથે વડે નથી અપાતું, વહુરાણી, એ તો એમ ને એમ લઇ લે છે. બે દિવસ રોકાવ, ત્યારપછી પણ તમને એમ લાગે કે એ પ્રસન્ન નથી થયા તો પછી તમે કહેશો તે હું કરીશ. જે દેવતા તમારા પર દયા નથી કરતા તેમને હું ભોગ ચઢાવી આવીશ."

રાત પડી ગઇ હતી. બહાર દાદરમાં પરિચિત જોડાનો અવાજ સંભળાયો. નવીન ચોંકી ઉઠ્યો. સમજી ગયો કે ભાઇ સાહેબ આવે છે. નાસી ન ગયો, હિંમત કરીને ભાઇની વાટ જોવા લાગ્યો. આ બાજુ કુમુદનું મન ક્ષણભરમાં અત્યંત સંકુચિત થઇ ગયું. જ્યારે આ અદૃશ્ય વિરોધના ધક્કાએ ખૂબ જોરથી એની પ્રત્યેક નાડીને ચોંકાવી દીધી, ત્યારે એને ખૂબ ભય લાગ્યો. આ પાપે એને કેમ આટલી નિર્દયતાપૂર્વક દબાવી ?"

અકસ્માત કુમુદે નવીનને કહ્યું: "નાનાભાઇ, તમે કોઇ એવાને ઓળખો છો, જે મને ગુરુની જેમ ઉપદેશ કરે ?"

"એનાથી શું થશે, ભાભી ?"

"હવે મારાથી એકલીથી નથી સૂઝી શકાતું."

"એમાં તમારા મનનો દોષ નથી."

"વિપત્તિ બહારની છે અને દોષ મનનો છે. [ભાઇની પાસે તો મેં વારંવાર આવું જ સાંભળ્યું છે."

"તમારા ભાઇ જ તમને ઉપદેશ દેશે, ગભરાશો નહિ."

"એવા દિવસો તો ક્યાંથી આવે, હવે !"

મધુસૂદનની આર્થિક બુદ્ધિની સાથે એના પ્રેમનું સમાધાન થઇ

ગયા પછી એ પ્રેમ એના બધા કામધંધાની ઉપરવટ થઈને ફેલાવા લાગ્યો.

કુમુદના સુંદર મુખ પર એના ભાગ્યનું નિર્ભય ચિહ્ન છે. પરાભવ દૂર થઈ જશે; આજે જ એને આ વાતનો આભાસ થયો છે. કાલે જે લોકોએ વિરુદ્ધ મત આપ્યો હતો તેમણે આજે સૂર બદલીને મધુસૂદનને પત્રો લખ્યા છે. મધુસૂદને ફરીથી એ વિભાગને પોતાને નામે ખરીદી લેવાનો ઠરાવ મૂક્યો, ત્યાં કોઈએ કહ્યું કે એનો ફરીથી વિચાર થવો જોઈએ.

ગેરહાજર હોવાના કસૂર માટે ઑફિસના દરવાનનો અડધો પગાર કાપી લેવામાં આવ્યો હતો. આજ નાસ્તાને વખતે એ મધુસૂદનના પગમાં પડ્યો. એ જ વખતે એને મધુસૂદને માફી આપી. માફીનો અર્થ એ કે એણે પોતાના ખિસ્સામાંથી દરવાનનો અડધો પગાર આપ્યો; પણ રજીસ્ટરમાં તો એ દંડ લખેલો જ રહ્યો, કારણ કે વિનયભંગ થઈ શકે નહિ.

આજનો દિવસ મધુસૂદનને માટે આશ્ચર્યનો દિવસ છે. બહાર આકાશમાં વાદળાં ઘેરાયલાં છે. ઝરમર ઝરમર વર્ષા થઈ રહી છે; પણ આનાથી તો એનો આંતરિક આનંદ ઉલટો વધી ગયો. ઑફિસમાંથી પાછા ફરીને રાત્રે જમતા સુધી મધુસૂદન બહારના ઑફિસના ખંડમાં જ રહેતો હતો. લગ્ન પછી કેટલાક દિવસ નિયમ વિરુદ્ધ થઈને સમય વિના અંતઃપુરમાં જતાં લોકોની નજર ચુકવવાનો પણ પ્રયત્ન કર્યો છે; પરંતુ આજે એ બેધડક આગેકદમ મૂકતો આખા ઘરને બતાવી દેવા માગે છે કે અત્યારે એ કુમુદને મળવા જાય છે. આજે એને સમજાયું કે એના આ સુભાગ્ય પર જગતના લોક ઈર્ષ્યા કરે એવું છે.

થોડા સમય માટે વરસાદ થંભ્યો છે. હજી સુધી બધા ઓરડાઓમાં દીવા નથી થયા. આનંદી ડોસી ધુપદાની લઈને બધા ઓરડામાં ધૂપ કરવા નીકળી છે. એક ચામાચિડિયું આંગણાથી માંડીને અંતઃપુર સુધી ફાનસના અજવાળામાં ચક્કર મારી રહ્યું છે. દાસીઓ ઓટલા પર બેસીને પોતપોતાની જાંઘ પર રૂની વાટો વણી રહી છે, રાજા સાહેબને આવતા જોઈને ઝટપટ ઘૂમટો તાણીને નાસી ગઈ. પગરવ સાંભળીને શ્યામાસુંદરી પોતાના ઓરડામાંથી બહાર નીકળી આવી. હાથમાં પાનનો ભરેલો ડબ્બો હતો. મધુસૂદનના ઑફિસમાંથી આવ્યા પછી એ નિયમાનુસાર બહાર પાન મોકલી દે છે. સૌ કોઈ જાણે છે કે મધુસૂદનને ગમતાં પાન તો માત્ર શ્યામાસુંદરી જ બનાવી શકે છે. આ જાણવાની સાથે બીજી એક વાતનો પણ ઇશારો હતો. એ જ બળને આધારે શ્યામાસુંદરીએ માર્ગમાં આવીને કહ્યું: "દિયરજી પાન તૈયાર છે, લેતા જાવ." પહેલાનો સમય હોત તો આજ વખતે બેચાર વાત થઈ જાત, અને એ વાતોમાં થોડો મધુર રસ પીરસી શકાત. આજે શું થઈ ગયું, કોણ જાણે, દૂરથી પણ કંઈ શ્યામાનો પડછાયો ન અડે એ ડરથી પાન લીધા વિના જ મધુસૂદન ઝડપથી ચાલ્યો ગયો. શ્યામાની મોટી મોટી બે આંખો અભિમાનથી સળગી ઉઠી, અને એમાંથી આંસુઓના મોટા મોટા બિંદુઓ સરવા માંડયાં. અંતર્યામી જાણતા હશે કે શ્યામાસુંદરી મધુસૂદનને ચહાય છે.

મધુસૂદનના ઓરડામાં પ્રવેશતાં જ નવીન કુમુદની ચરણરજ લઈને ઉભો થયો અને બોલ્યો: "ગુરુની વાત યાદ છે, તપાસમાં રહીશ." ભાઈને સંબોધીને કહ્યું: "વહુરાણી ગુરુજી પાસે શાસ્ત્રોપદેશ સાંભળવા ઇચ્છે છે. આપણા ગુરુજી છે તો ખરા, પણ—"

મધુસૂદન ઉત્તેજનાભર્યા સ્વરે બોલ્યોઃ "શાસ્ત્રોપદેશ ! સારી વાત છે, પણ એમાં તારે કંઇ નહિ કરવું પડે."

નવીન ચાલ્યો ગયો.

મધુસૂદન આજે આખે રસ્તે બડબડતો આવતો હતોઃ "વહુરાણી, તમારા આવવાથી મારા ઘરમાં અજવાળું થયું છે." આ પ્રકારની વાતો કરવી એના સ્વભાવથી તદ્દન વિરુદ્ધ છે. એટલે એણે નિશ્ચય કર્યો હતો કે ઘરમાં પેસતાં જ એ પહેલી તકે આ વાત કહી દેશે. પણ નવીનને જોતાં જ એ વાત રોકાઇ ગઇ. ત્યાં વળી શાસ્ત્રનાં ઉપદેશની વાત નીકળી. એણે એનું મુખ બિલકુલ બંધ કરી દીધું. હૃદયમાં જે તૈયારીઓ થઇ રહી હતી, આ નાનીશી બાધાથી બધી જેમની તેમ રહી ગઇ. ત્યાર પછી કુમુદિનીના ચહેરાપર એક પ્રકારનો ભયનો ભાવ જોયો. દેહ અને મનનો એક પ્રકારનો સંકોચ જોયો. બીજે કોઇ દિવસે કે વખતે આ વસ્તુ પર એની નજર ન પડત; પણ આજે તો એના અંતરમાં જે પ્રકાશ ઉદય પામ્યો છે, એનાથી એની જોવાની શક્તિ પ્રબળ થઇ ગઇ છે. કુમુદના વિષયમાં ચિત્તનું સૂક્ષ્મ સ્પર્શ-જ્ઞાન થઇ ગયું છે. એટલે આજે પણ કુમુદના મનમાં આવી વિમુખતા—એ એને નિષ્ઠુર અન્યાય લાગ્યો. તો ય મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી લીધી કે ચલિત નહિ થાઉં; પણ જે વસ્તુ સહજમાં થઇ શકતી હતી તે હવે એટલી સહજ ન રહી.

જરા ચૂપ રહીને મધુસૂદને કહ્યું : "વહુરાણી, ચાલ્યા જવાની ઇચ્છા થાય છે, નહિ ? જરા થોભશો નહિ ?"

મધુસૂદનની વાત અને એનો કંઠસ્વર સાંભળીને કુમુદ અચંબામાં પડી ગઇ. બોલીઃ "ના, શા માટે ચાલી જાઉં ?"

"તમારે માટે એક ચીજ લાવ્યો છું. જરા ઉઘાડીને જુઓ." કહીને કુમુદના હાથમાં એણે એક સોનાની ડબ્બી આપી.

ડબ્બી ઉઘાડીને કુમુદે જોયું તો એ જ પેલી ભાઈએ આપેલી નીલમની વીંટી હતી. છાતી ધડકી ઉઠી. શું કરવું તેની કંઈ સમજણ ન પડી.

"આ વીંટી હું તમને પહેરાવવા ઇચ્છું છું. પહેરાવવા દેશો ?"

કુમુદે પોતાનો હાથ આગળ ધર્યો. મધુસૂદન કુમુદનો હાથ પોતાની ગોદમાં રાખીને ધીરે ધીરે વીંટી પહેરાવવા લાગ્યો. જાણી જોઈને એણે વધારે વાર લગાડી. અને તરત જ હાથ ઉઠાવીને ચૂમી લીધો. બોલ્યો : "તમારી પાસેથી વીંટી છીનવી લઈને મેં ભૂલ કરી હતી. તમારા હાથમાં ગમે તે રત્ન હો તેનો કંઈ જ દોષ નથી."

કુમુદને જો એ ખૂબ માર મારત તો પણ એને આટલું બધું આશ્ચર્ય ન થાત. નાના બાળકની જેમ કુમુદના આ આશ્ચર્યના ભાવને જોઈને મધુસૂદનને સારૂં લાગ્યું. કુમુદના ચહેરાના ભાવથી એ વાત બિલકુલ સ્પષ્ટ થઈ રહી હતી કે એનું એ દાન કંઈ મામૂલી દાન નથી. પરંતુ મધુસૂદને હજી કંઈ હાથમાં સંતાડી રાખ્યું છે. એણે એ પ્રગટ કર્યું અને બોલ્યો : "તમારે ઘેરથી કાળુ મુખરજી આવ્યો છે, એને મળી શકશો ?"

કુમુદનો ચહેરો ચમકી ઉઠ્યો. બોલી: "કાળુભાઈ !"

"અહીં જ બોલાવી આવું. તમે લોકો વાતચિત કરો ત્યાં સુધી હું જમી આવું."

કૃતજ્ઞતાથી કુમુદની આંખો ભીની થઈ અને ભરાઈ આવી.

# પ્રકરણ તેંતાલીસમું

## વિચિત્ર ભાવદર્શન

ચેટરજી જમીનદારોની સાથે કાણુનો જૂનો પરંપરાગત સંબંધ છે. જેટલા વિશ્વાસના કામો હોય છે, એ સર્વ કાણુને જ હાથે થાય છે. એના પૂર્વજોમાંથી કોઇને ચેટરજીઓ માટે જેલમાં જવું પડ્યું હતું. કાણુ આજે વિપ્રદાસ તરફથી વ્યાજનો હપ્તો ભરીને રસીદ લેવા મધુસૂદનની ઑફિસમાં આવ્યો હતો. એનું કદ નાનું, રંગ ગોરો અને ચહેરો ભરેલો હતો; આંખો જરા ચીમળાયલી પણ મોટી મોટી હતી અને એના પર કાળા-સફેદ વાળવાળાં ભવાં ઝૂકી રહ્યાં હતાં. મોટી ભરાવદાર સફેદ મૂછો હતી, પરંતુ માથાના વાળ લગભગ બધા જ કાળા હતા. શાંતિપુરનું દેશી ઉંચી જાતનું ધોતિયું અને માલિકની પ્રતિષ્ઠા અનુસાર કિંમતી અચકન પહેર્યાં હતા. ડાબા હાથની આંગળીએ એક વીંટી છે, એનું નંગ પણ કંઇ સામાન્ય કિંમતનું નથી.

કાણુ ઓરડામાં આવ્યો કે તરતજ કુમુદે પ્રણામ કર્યા. બન્ને નીચે ગાલીચા પર બેસી ગયા. કાણુએ કહ્યું: "નાની બહેન, હજી તો પેલે દિવસે તમે અહીં આવ્યાં છો, પણ એમ લાગે છે, જાણે વર્ષો થયાં તમને જોયાં નથી."

"ભાઇની તબિયતના સમાચાર પહેલાં કહો."

"મોટાભાઇને કારણે દિવસો બહુ ચિંતામાં જાય છે. જે દિવસથી તમે ગયા તેને બીજે દિવસથી જ બિમારી વધી ગઇ છે; પણ શરીરમાં તાકાત વધારે હતી; એટલે જોતજોતામાં બચી ગયા. ડૉકટરોને પણ ખૂબ આશ્ચર્ય થયું."

"ભાઇ કાલે આવી ગયા ?"

"કાલે આવવાના તો હતા, પણ હજી બે એક દિવસ મોડું થશે. સામે અમાસ આવે છે એટલે સૌએ મનાઇ કરી. કદાચ ફરીથી તાવ શરૂ થાય. ખેર, એ તો થઇ ગયું, પણ હવે તમારી તબિયત કેવી છે તે કહો."

"હું તો તદ્દન સારી છું, જુઓને."

કાણુ કંઇ બોલી શકયો નહિ; પણ કુમુદના મુખ પરનું પેલું લાવણ્ય કયાં ગયું ? આંખોની નીચે આ કાળાશ કેવી ? એનું ચમકતું તેજસ્વી મુખ આમ ફિક્કું કેમ પડી ગયું ? કુમુદના મનમાં એક પ્રશ્ન ઉઠયો હતો પણ એનાથી જીભ ઉપાડીને કહેવાતું નહોતું. "ભાઇએ મને યાદ કરીને કંઇ કહેવડાવ્યું નથી ?" એના આ અવ્યક્ત પ્રશ્નના ઉત્તરમાં જ જાણે કાણુએ કહ્યું: "મોટાભાઇએ મારી સાથે તમારે માટે એક વસ્તુ મોકલી છે."

"શું મોકલ્યું છે, કયાં છે ?" કુમુદે વ્યગ્ર થઇને કહ્યું.

"એ હું બહાર જ મૂકીને આવ્યો છું."

"લાવ્યા કેમ નહિ ?"

"મહારાજાએ કહ્યું કે એ પોતે જ લાવશે, એમાં ગભરાઇ શાના ગયા!"

"પણ મને કહો તો ખરા, એ ચીજ શું છે?"

"એમણે મને કહેવાની મનાઇ કરી છે."

ઘરની ચારે બાજુ ઠીકઠીક દૃષ્ટિ ફેરવીને કાળુએ કહ્યું: "ખૂબ આદરથી તમને રાખે છે. હું મોટાભાઇને જઇને કહેવાનો છું. કેટલા ખુશ થશે એ! પહેલી વખતે તમારો પત્ર આવતાં બે દિવસ મોડું થયું એટલામાં તો કેટલા ગભરાઇ ગયા હતા. ટપાલની કંઇક ગરબડ થઇ ગએલી, પછી એક સાથે ત્રણે પત્રો મળ્યા."

ટપાલની ગરબડ ક્યાં થઇ ગઇ હતી એનો અંદાજ વિચારતાં કુમુદને વાર ન લાગી.

કાળુભાઇને કંઇક નાસ્તો કરાવવાની કુમુદની ઇચ્છા છે, પણ હિંમત ચાલતી નથી. જરા સંકોચપૂર્વક બોલી: "કાળુભાઇ, તમે હજી સુધી કંઇ ખાધુંપીધું નહિ હોય."

"ના, કલકત્તામાં મને રાત્રે ખાવાનું પરવડતું નથી, બહેન, એટલે હું આપણા રામસહાય વૈદરાજ પાસેથી મકરધ્વજ મંગાવીને ખાઉં છું, પણ ખાસ ફાયદો નથી થતો."

કાળુને લાગ્યું કે હજી તો કુમુદ આ ઘરમાં નવવધૂ છે, સર્વ વ્યવસ્થા હજી એના હાથમાં નથી આવી, એટલે ખાવાની વાત કરતાં જીભ નહિ ઉપડે અને બિચારી નાહકની સમસમી રહેશે.

એટલામાં મોતીની માએ બારણાંને ઓથેથી ઇશારો કરીને કુમુ-

દને બોલાવીને કહ્યું: " તમારે ત્યાંથી જે મુખરજી આવ્યા છે, તેમને માટે જમવાનું તૈયાર છે. નીચેના ઓરડામાં એમને જમવા લઇ આવો."

કુમુદે તરત જ આવીને કહ્યું: " કાળુભાઇ, ચાલો જમવા. વૈદરાજની આજ્ઞા આજે અહીં પડતી મૂકો. આજ તો તમારે જમવું જ પડશે."

" આ તો તમે જબરજસ્તી કરો છો બહેન, આજે રહેવા દો. વળી કોઇ દિવસ જમીશ."

" ના, એમ નહિ બને, ચાલો."

અંતે પત્તો લાગ્યો કે મકરધ્વજનો ફાયદો કંઇ જેવો તેવો નથી થયો. ભૂખની જરા ય ખોટ નહોતી.

કાળુભાઇને ખવડાવી પીવડાવીને કુમુદ ઉપરના ઓરડામાં ચાલી આવી. આજે એનું હૃદય પિયરની સ્મૃતિથી ભરાઇ ગયું છે. હવે તો નૂરનગરના દાદાના બાગમાં બોરડીને બોર લાગ્યાં હશે. વિસ્તરેલા જાંબુડા નીચે તળાવને કિનારે પાકા ઘાટના ચબૂતરા પર હાથનું ઓશીકું કરીને કેટલા ય બપોર વિતાવ્યા છે. મધમાખીઓના ગુંજનથી, તેજ અને છાયાથી ચિત્રિત એ બપોર કેવાં મીઠાં હતાં ! હૃદયમાં અકારણ એક વ્યથા થવા માંડી. એને ખબર ન પડી કે એનું શું કારણ છે. એ વ્યથાએ સંધ્યા સમયની વ્રજની ગોધૂલીથી એના સ્વપ્નને રંગીન બનાવી દીધું એને સમજણ ન પડી કે એના યૌવનના અપ્રાપ્ત સાથીએ જળ-સ્થળમાં માયા મિલાવી દીધી છે. એની યુગલ રૂપની ઉપાસનામાં એ જ અપ્રાપ્ત સાથી સંતાકુકડી ખેલી રહ્યો છે. એને જ એ પોતાના અદૃશ્યપુરમાં 'હંસરાજ'ના મુલતાની રાગના સ્પંદનમાં આજે ખેંચી લાવી છે. પિયેરમાં પોતાના પ્રથમ યૌવનના એ અપ્રાપ્ત

મનમાન્યા માણસનો આભાસ મળતો હતો—ખાસ કરીને ઉપરની પેલી ઓરડીમાં, જ્યાંથી ગામની વાંકીચૂંકી સડક, સરસવના વીસ્તરેલા ખેતરો દેખાતા હતા. ત્યાં બેસીને ભીંતે લીલી–કાળી રેખાઓની સાથે એ પોતાની કોઇ વિસ્મૃત કહાણીની અસ્પષ્ટ તસ્વીર જોયા કરતી હતી. સવારે ઉઠીને બીજે માળે પોતાના સૂવાના ઓરડાથી દૂર રંગીન આકાશમાં નાવડીના સઢ જોતી, જાણે દિગંતને કિનારેથી હૃદયની નિરુદ્દેશ કામના ચાલી જતી ન હોય ! પ્રથમ યૌવનની એ વસંતને સાથે લઇને જ એ કલકત્તા આવી. પોતાની પૂજામાં, પોતાના સંગીતમાં મગ્ન–મસ્ત બનીને ! એ જ વસંત, દૈવને બહાને એને અંધની જેમ દોરીને આ લગ્નના ફંદામાં ખેંચી લાવી; અને પોતે જરા તડકો સખત થયો એટલે વિલીન થઇ ગઇ.

આ દરમિયાન કોણ જાણે ક્યારે આવીને મધુસૂદન પાછળ ઉભો ઉભો અરિસામાં કુમુદનું પ્રતિબિંબ જોતો હતો. સમજી ગયો કે કુમુદનું મન જ્યાં ઘૂમી રહ્યું છે, એ અદૃશ્ય અપરિચિતની સાથે પ્રતિયોગિતા હરગીજ ચાલી શકે એમ નથી. બીજો કોઇ દિવસ હોત, તો કુમુદના આ બેદરકાર ભાવ પર ગુસ્સો આવત. આજે શાંત વિષાદની સાથે એ કુમુદની પાસે આવ્યો અને બેસી ગયો, બોલ્યો: "શું વિચાર કરો છો, રાણી ?"

કુમુદ ચોંકી ઉઠી. ચહેરાનો રંગ ઉડી ગયો. મધુસૂદને એનો હાથ પકડીને જરા દબાવી ને કહ્યું: "તમે કોઇ પણ રીતે મારાથી નહિ પકડાવ, રાણી ?"

આનો ઉત્તર કુમુદને ન સૂઝયો. કેમ પકડાતી નથી એ પ્રશ્ન તો એના મનમાં પણ સતત થઇ રહ્યો છે. મધુસૂદન જ્યારે કઠોર વર્તન કરતો હતો, ત્યારે એને માટે ઉત્તર સહજ હતો; પરંતુ જ્યારે એ

પોતાની હીનતા સ્વીકારી લ્યે છે, ત્યારે તો કુમુદથી પોતાની નિંદા કર્યા સિવાય બીજું કશું જ થતું નથી, પતિને હૃદય-મન અર્પણ ન કરી શકાય એ મહાપાપ છે એની કુમુદને પાકી ખાત્રી છે, તો પણ એની આવી દશા કેમ થઇ ? સ્ત્રીઓનું એક માત્ર ધ્યેય છે –સતી સાવિત્રી થવાનું. એ ધ્યેયથી ભ્રષ્ટ થવાની દુર્ગતિથી એ પોતાને બચાવી લેવા માગે છે, એટલે આજે વ્યાકૂળ થઇને એણે પોતાના પતિને કહ્યું.

" તમે મારા પર દયા કરો. "

" કઇ વાતની દયા કરૂં ? "

" મને તમે તમારી બનાવી લ્યો. આજ્ઞા કરો, મને સજા કરો. મને લાગે છે જાણે હું તમારે યોગ્ય નથી. "

સાંભળીને દુઃખનું મધુસદનને હસવું આવ્યું. કુમુદ સતીનું કર્તવ્ય-પાલન કરવા ચહાય છે. કુમુદ જો સાધારણ ગૃહિણી માત્ર હોત, તો આટલું જ બસ હતું. પણ એ તો એને માટે મંત્ર-ભણી સ્ત્રી કરતાં પણ બહુ ઉચ્ચ છે. એ ઉચ્ચતાને મેળવવા માટે એ જે કંઇ મૂલ્ય આપે છે તે બધું વ્યર્થ થઇ જાય છે. વારંવાર એનું જ લુખ્ખાપણું પકડાઇ જાય છે. કુમુદની સાથેની એ પોતાની અસમાન વ્યાકુળતાને ઉત્તરોતર વધારતો જ જાય છે.

એક ઉંડો શ્વાસ લઇને મધુસદને કહ્યું: "તમને એક વસ્તુ આપું, તો તમે શું આપશો, બતાવો ? "

કુમુદ સમજી ગઇ કે ભાઇની આપેલી એ વસ્તુ હોવી જોઇએ; એ વ્યગ્રતાપૂર્વક મધુસદનના ચહેરા ભણી જોઇ રહી.

"વસ્તુ જેવી હશે, તેવી જ કિંમત લેવામાં આવશે એ યાદ રાખજો." કહીને એણે પલંગની નીચેથી રેશમી ગલેફમાં વિંટળાયલો 'ઇસરાજ' કાઢ્યો, અને એનો ગલેફ કાઢી નાંખ્યો. કુમુદનો એ જ ચિરપરિચિત ઇસરાજ હતો, હાથીદાંતથી મઢેલો અને શણગારેલો. પિયેરથી આવતાં એ ત્યાં જ મૂકીને આવી હતી.

મધુસૂદને કહ્યું: "હવે ખુશ થયાં રાણી! લાવો હવે મૂલ્ય ચૂકવો."

મધુસૂદન કેવી કિંમત માગે છે એ કુમુદ કંઇ સમજી ન શકી, એના ચહેરા ભણી જોઇ રહી. મધુસૂદને કહ્યું: "એને વગાડીને મને સંભળાવો ને."

આ કંઇ મોટી વાત નહોતી, તો પણ એને માટે એ વધારે હતું. કુમુદને ખબર હતી કે મધુસૂદનમાં જરા ય સંગીતનો રસ નથી. એની સામે ઇસરાજ બજાવતાં એને સંકોચ થાય છે. એ સંકોચને દૂર કરવો કઠિન છે. કુમુદ નીચે મોઢે ઇસરાજની છડી હલાવવા લાગી. મધુસૂદને કહ્યું: "રાણી, બજાવતાં કેમ નથી? મારી સામે શરમાવ છો? શરમાવાનું એમાં શું છે, શરમાશો નહિ."

કુમુદે કહ્યું: "સૂરો મેળવેલા નથી."

"તમારા મનના સૂરો મળેલા નથી,–સાફ સાફ શા માટે નથી કહી દેતાં?"

વાત સાચી હતી, કુમુદના અંતઃકરણમાં તરત જ આઘાત પહોંચ્યો. બોલી: "પહેલાં એને ઠીક કરી લઉં, પછી તમને જરૂર સંભળાવીશ."

"ક્યારે સંભળાવશો, ઠીકઠીક બતાવો. કાલે?"

"હા, કાલે."

"સાંજે, ઑફિસમાંથી ઘેર આવ્યા પછી ?"

"હા, ત્યારે."

"હંસરાજ મળવાથી આનંદ તો થયો ને ?"

"હા, ખૂબ આનંદ થયો."

રેશમી દુશાલામાંથી એક ચામડાનું કેસ કાઢીને મધુસૂદન બોલ્યોઃ "તમારે માટે હું એક મોતીને હાર લાવ્યો છું, એનાથી તમને એટલો બધો આનંદ નહિ થાય, નહિ ?"

આ પ્રકારનો સૂચનગર્ભ પ્રશ્ન શા માટે પૂછવામાં આવે છે ? કુમુદ ચુપચૂપ બેસીને હંસરાજ પર મૂંગી આંગળીઓ ફેરવતી રહી.

"સમજી ગયો, દરખાસ્ત નામંજૂર !"

કુમુદ વાત બરાબર સમજી શકી નહિ.

મધુસૂદને કહ્યુંઃ "તમારા સીતાનીÏ પાસે મારા દિલની દરખાસ્ત મૂકવાની ઇચ્છા હતી, પણ અહીં તો પહેલેથી જ મામલો તૂટી પડ્યો."

કુમુદની સામે ટેબલ પર હાર ખુલ્લો પડ્યો હતો. બંનેમાંથી કોઈ પણ કંઈ બોલ્યું નહિ, બંને ચૂપ રહ્યાં. કુમુદની ક્યારેક સ્વપ્ન જેવી હાલત થઈ જતી હતી, તેવી જ અત્યારે થઈ ગઈ છે. થોડી વાર પછી જાણે સચેત થઈને કુમુદે મોતીનો હાર ગળામાં પહેરી લીધો, અને મધુસૂદનને પ્રણામ કર્યા. બોલીઃ "તમે મારું ગીત સાંભળશો ?"

"હા, સાંભળીશ."

"હમણાં સંભળાવું છું"–કહીને કુમુદે હંસરાજના સૂર મેળવ્યા. કેદારામાં આલાપ શરૂ થયો; ભૂલી ગઈ કે ઘરમાં બીજું કોઈ છે કે

"વસ્તુ જેવી હશે, તેવી જ કિંમત લેવામાં આવશે એ યાદ રાખજો." કહીને એણે પલંગની નીચેથી રેશમી ગલેફમાં વિંટળાયલો 'ઇસરાજ' કાઢ્યો, અને એનો ગલેફ કાઢી નાંખ્યો. કુમુદનો એ જ ચિરપરિચિત ઇસરાજ હતો, હાથીદાંતથી મઢેલો અને શણગારેલો. પિયેરથી આવતાં એ ત્યાં જ મૂકીને આવી હતી.

મધુસૂદને કહ્યું: "હવે ખુશ થયાં રાણી! લાવો હવે મૂલ્ય ચૂકવો."

મધુસૂદન કેવી કિંમત માગે છે એ કુમુદ કંઇ સમજી ન શકી, એના ચહેરા ભણી જોઇ રહી. મધુસૂદને કહ્યું: "એને વગાડીને મને સંભળાવો ને."

આ કંઇ મોટી વાત નહોતી, તો પણ એને માટે એ વધારે હતું. કુમુદને ખબર હતી કે મધુસૂદનમાં જરા ય સંગીતનો રસ નથી. એની સામે ઇસરાજ બજાવતાં એને સંકોચ થાય છે. એ સંકોચને દૂર કરવો કઠિન છે. કુમુદ નીચે મોઢે ઇસરાજની છડી હલાવવા લાગી. મધુસૂદને કહ્યું: "રાણી, બજાવતાં કેમ નથી? મારી સામે શરમાવ છો? શરમાવાનું એમાં શું છે, શરમાશો નહિ."

કુમુદે કહ્યું: "સૂરો મેળવેલા નથી."

"તમારા મનના સૂરો મળેલા નથી,—સાફ સાફ શા માટે નથી કહી દેતાં?"

વાત સાચી હતી, કુમુદના અંતઃકરણમાં તરત જ આઘાત પહોંચ્યો. બોલી: "પહેલાં એને ઠીક કરી લઉં, પછી તમને જરૂર સંભળાવીશ."

"ક્યારે સંભળાવશો, ઠીકઠીક બતાવો. કાલે?"

"હા, કાલે."

"સાંજે, ઑફિસમાંથી પાછા આવ્યા પછી?"

"હા, ત્યારે."

"ઇસરાજ મળવાથી આનંદ તો થયો ને?"

"હા, ખૂબ આનંદ થયો."

રેશમી દુશાલામાંથી એક ચામડાંનું કેસ કાઢીને મધુસૂદન બોલ્યોઃ "તમારે માટે હું એક મોતીનો હાર લાવ્યો છું, એનાથી તમને એટલો બધો આનંદ નહિ થાય, નહિ?"

આ પ્રકારનો ગૂંચવણભર્યો પ્રશ્ન શા માટે પૂછવામાં આવે છે? કુમુદ ચુપચૂપ બેસીને ઇસરાજ પર મૂંગી આંગળીઓ ફેરવતી રહી.

"સમજી ગયો, દરખાસ્ત નામંજૂર!"

કુમુદ વાત બરાબર સમજી શકી નહિ.

મધુસૂદને કહ્યુંઃ "તમારા સીનાની પાસે મારા દિલની દરખાસ્ત મૂકવાની ઇચ્છા હતી, પણ અહીં તો પહેલેથી જ મામલો તૂટી પડયો."

કુમુદની સામે ટેબલ પર હાર ખુલ્લો પડયો હતો. બંનેમાંથી કોઇ પણ કંઇ બોલ્યું નહિ, બંને ચૂપ રહ્યાં. કુમુદની ક્યારેક સ્વપ્ન જેવી હાલત થઇ જતી હતી, તેવી જ અત્યારે થઇ ગઇ છે. થોડી વાર પછી જાણે સચેત થઇને કુમુદે મોતીનો હાર ગળામાં પહેરી લીધો, અને મધુસૂદનને પ્રણામ કર્યા. બોલીઃ "તમે મારું ગીત સાંભળશો?"

"હા, સાંભળીશ."

"હમણાં સંભળાવું છું"–કહીને કુમુદે ઇસરાજના સૂર મેળવ્યા. કેદારામાં આલાપ શરૂ થયો; ભૂલી ગઇ કે ઘરમાં બીજું કોઇ છે કે

નથી. કેદારો આલાપતાં આલાપતાં છાયાનટમાં ઉતરી પડી. જે ગીત એને બહુ ગમતું હતું તેજ શરૂ કર્યું.

"ઠાડે રહો મેરી આંખિન કે આગે."

સૂરના આકાશમાં એ અપૂર્વ આવિર્ભાવની રંગીન છાયા પડી ગઇ, જેને એ સંગીતમાં પામતી હતી, હૃદયમાં મહાણતી હતી, માત્ર આંખો વડે જોવાની તૃષ્ણા એને હંમેશા રહ્યા કરતી હતી.

"ઠાડે રહો મેરી આંખિન કે આગે."

મધુસૂદન સંગીતનો રસ નથી જાણતો, પરંતુ કુમુદના વિશ્વ વિસ્મૃત મુખમંડળ પર જે સૂર ખીલ્યો હતો, ઇસરાજના પડદા પર કુમુદની કોમળ અંગુલિઓના સ્પર્શથી જે છંદ નૃત્ય કરી રહ્યો હતો, એનાથી એનું હૃદય ડોલવા લાગ્યું. એને એમ લાગ્યું, જાણે એને કોઇ વરદાન દઇ રહ્યું છે. બજાવતાં બજાવતાં કુમુદ અકસ્માત થંભી ગઇ. જોયું તો મધુસૂદન એના મુખ પર દૃષ્ટિ ઠેરવીને બેઠો છે. એનો હાથ રોકાઇ ગયો, એ શરમાઇ ગઇ, બજાવવું બંધ કરી દીધું.

મધુસૂદનનું મન સૌજન્યથી ભરાઇ ગયું, બોલ્યો : "રાણી, તમને શું જોઇએ છે, કહો ?" કુમુદિની જો કહેત કે એને થોડા દિવસ ભાઇની સેવા કરવાની ઇચ્છા છે તો પણ એ ખુશીથી હા પાડત; કારણ કે આજે એ કુમુદનાં ગીતમુગ્ધ મુખને વારંવાર નીરખીને પોતાની જાતને કહી રહ્યો હતો : "આજ લક્ષ્મી, મારા ઘરમાં પધારી છે. કેવું આશ્ચર્યભર્યું સત્ય છે !"

કુમુદ ઇસરાજને જમીન પર મૂકીને, ગજ બાજુએ રાખીને ચુપચૂપ બેસી રહી.

મધુસૂદને ફરી એક વાર આરજુપૂર્વક કહ્યું: "રાણી, મારી પાસે કંઇ માગો ને? તમે માગશો તે આપીશ."

કુમુદે કહ્યું: "પેલા મુરલી બહેરાને એક ગરમ કપડું આપવાની ઇચ્છા છે."

કુમુદ એના કરતાં તો કંઇ નથી જોઇતું એમ કહેત તો ય સારું થાત; પણ મુરલી બહેરા માટે ગરમ કપડું! જે શીરનો તાજ આપી શકે છે, તેની પાસે મોજડીની રીત માગવી!

મધુસૂદન દંગ થઇ ગયો, મુરલી પર ખૂબ ગુસ્સો આવ્યો. બોલ્યો: "એ નાલાયક મુરલીએ તમને નાહકના હેરાન કર્યાં હશે."

"ના ના. મેં જાતે એને એક ગરમ ચાદર આપવા માંડી, પણ એણે ન લીધી. તમે જો આજ્ઞા કરો તો એ હિંમત કરીને લઇ શકે."

મધુસૂદન સમસમી રહ્યો. થોડીવાર સુધી ચૂપ બેસી રહ્યો. પછી બોલ્યો: "ભિક્ષા આપવાની ઇચ્છા છે? જોઉં ક્યાં છે તમારી એ ગરમ ચાદર."

કુમુદ પોતાની ઓઢવાની એક બદામી રંગની ગરમ શાલ લઇ આવી. મધુસૂદને લઇને પોતે ઓઢી લીધી. ટેબલ પરની ઘંટડી વગાડી એટલે એક બુઢ્ઢી દાસી હાજર થઇ; એને કહ્યું: "જરા મુરલી બહેરાને મોકલ તો."

મુરલી આવીને હાથ જોડીને ઉભો થઇ ગયો. ઠંડીથી અને ભયને લીધે એના હાથ ધ્રૂજી રહ્યા હતા.

"મુરલી, તારી માજી તને ઇનામ આપે છે." કહીને એણે પાકિટમાંથી એક સો રૂપિયાની નોટ કાઢીને કુમુદના હાથમાં મૂકી દીધી. મધુસૂદનના જીવનમાં આ પહેલી જ ઘટના છે કે, માગ્યા વિના

એણે કોઇ નોકરને દાન કર્યું હોય. આ અસંભવિત ઘટનાથી મુરલી વધારે ડરી ગયો, મૂંઝવણમાં પડીને કંપતા સ્વરે બોલ્યોઃ "હજૂર"

"હજૂર, શું બેવકુફ ! નર્યો ગધેડો છે તું તો. લઇ લે માજીના હાથે આ ઇનામ. આ રૂપિયામાંથી તારી મરજી પડે એવા ગરમ કપડાં ખરીદી લેજે,"

વાત પૂરી થઇ ગઇ. સાથે સાથે જાણે તે દિવસની બીજી બધી વાતો પણ ખતમ થઇ ગઇ. જે પ્રવાહમાં કુમુદનું મન વહી રહ્યું હતું, તે એકાએક બંધ થઇ ગયું. મધુસૂદનના મનમાં આત્મત્યાગની જે લહેરો એના ચિત્તની સંકીર્ણતાના કિનારે અથડાઇ રહી હતી, તે પણ એક મામૂલી નોકરને માટે તુચ્છ પ્રાર્થનામાં મળી જઇને પછી ત્યાં જ વિલય પામી ગઇ. ત્યારપછી સ્વાભાવિક વાતચિત કરવી બની માટે અશક્ય હતું. પેલી જમીન ખરીદવાના મામલા માટે વાતચિત કરવા કેટલાક માણસો ક્યારથી આવીને ઓફિસમાં ખોટી થાય છે, એ વાત મધુસૂદન બિલકુલ ભૂલી ગયો હતો. હવે એકાએક એને એ વાત યાદ આવી, અને એ પોતાને ધિક્કારવા લાગ્યો. એ ઝડપથી ઉઠ્યો અને બોલ્યોઃ "જરા કામ છે, જાઉં છું." કહીને ઝડપથી ચાલ્યો ગયો.

જતાં જતાં વચ્ચે શ્યામાસુંદરીના ઓરડા પાસે આવીને એણે જરા પ્રગટ સ્વરે કહ્યુંઃ "થાય શું ?"

શ્યામાસુંદરીએ આજે કંઇ ખાધું નહોતું, એક ધુસ્સો ઓઢીને એક ચટાઇ પર કરમાઇને પડી હતી. મધુસૂદનનો . અવાજ સાંભળી ઝડપથી બારણાં પાસે આવીને બોલીઃ "શું છે, દિયરજી?"

"મને પાન ન આપ્યા ?"

# પ્રકરણ ચુંમાલીસમું

## કલ્પના અને વાસ્તવિકતા

બહાર બારણાંની ઓથે એક જણ ગુપચૂપ હતું-હાબલુ. આ કોઇ ઓછી હિંમતની વાત નહોતી. મધુસૂદનથી યમની જેમ ડરે છે, તો પણ લાકડાંના રમકડાંની જેમ સ્તબ્ધ ઉભો હતો. તે દિવસે કાકાનો ફિટકાર ખાધા પછી એ ફરીથી કાકી પાસે આવ્યો નહોતો, પણ અંદરથી ઉચોનીચો થઇ રહ્યો હતો. આજે પણ સાંજને સમયે આવવું કંઇ રમતવાત નહોતી, પણ એની બા જ્યારે એને પથારીમાં સુવાડીને કામે વળગી, ત્યારે એના કાનમાં ઇસરાજનો સુર પડયો. શું બજાવે છે અને કોણ બજાવે છે એનો પત્તો નહોતો. હા, એટલી ખબર એને હતી કે આ કાકીના ઓરડામાં વાગે છે. એને ખબર હતી કે કાકા ત્યાં નહિ હોય, કારણ એ જાણતો હતો કે કાકાની સામે વાજું વગાડે, એટલી હિંમત કોનામાં છે? ઉપર દરવાજાની પાસે જતાં જ એની નજર કાકાના જોડા પર પડી, એ તો જ્યાંનો ત્યાં સ્તબ્ધ થઇ ગયો. નાસવા જતો હતો. એટલામાં એને માલમ પડ્યું કે એની કાકી જ બજાવે છે. પછી એનાથી નાસી ન શકાયું. બારણાંની ઓથે સંતાઇને સાંભળવા લાગ્યો. પહેલાંથી જ કાકીને ઓળખતો હતો, પણ આજે તો એના આશ્ચર્યની સીમા ન રહી. મધુસૂદનના ચાલ્યા

જતાં જ એ પોતાના અંતરના આનંદને રોકી ન શક્યો. ઓરડામાં પેસતાં જ દોડીને કુમુદની ગોદમાં બેસીને, એને ગળે વિંટળાઇને, કાન પાસે મોઢું લઇ જઇને ધીરેથી બોલ્યો : " કાકી. "

કુમુદે છાતી સરસો ચાંપીને કહ્યું : " અરે ! તારા હાથ આટલા ઠંડા કેમ છે ? બહાર ટાઢમાં તો રખડતો નહોતો ને ? "

હાબલુએ જવાબ ન આપ્યો, એ ડરી ગયો, વિચારવા લાગ્યો : કાકી પથારીમાં સૂવાનું કહે છે. કુમુદે એને પોતાના દુશાલામાં લપેટીને પોતાના શરીરની ગરમીની હુંફથી ભરીને કહ્યું: " હજી સુધી તું સૂતો નથી, ગોપાળ ? "

" તમારું વાજું સાંભળવા આવ્યો હતો. કેવી રીતે બજાવો છો, કાકી ? "

" તું શીખી લે તો તું પણ બજાવી શકે. "

" મને શીખવાડશો ? "

એટલામાં મોતીની મા આવી પહોંચી, વંટોળિયાની જેમ, ઓરડામાં પેસતાં જ બોલી : " ઓ ડાકુ, તું અહીં સંતાયો છે, કેમ ? હું તો શોધતાં શોધતાં બાવરી બની ગઇ. આમ તો સાંજને વખતે ઓરડામાંથી બહાર નીકળતાં બીક લાગે છે, અને હવે કાકી પાસે આવવામાં ડર ક્યાં ચાલ્યો ગયો ? જા, જઇને સૂઇ જા. "

હાબલુ કુમુદને વળગી રહ્યો.

કુમુદે કહ્યું: "અરે નહિ, જરા રહેવા દો."

"આવી રીતે જો આની હિંમત વધી જશે, તો આગળ જતાં મુશ્કેલ થશે, બહેન, હું એને સુવાડીને હમણાં આવી."

કુમુદની ખૂબ ઇચ્છા હતી કે એ હાબલુને ખાવાની કે રમવાની કોઇ વસ્તુ આપે. પરંતુ આપવા જેવું કશું છે જ નહિ, એટલે એક ચુમી લઇને બોલી: "જા, આજે જઇને સૂઇ જા. તું તો રાજાનો દીકરો છે, કાલે બપોરે તને વાજું સંભળાવીશ."

હાબલુ કરુણ મુખ બનાવીને માતા સાથે સૂવા ચાલ્યો ગયો.

થોડીવાર પછી મોતીની મા પાછી આવી. નવીનના કાવતરાનું શું પરીણામ આવ્યું, એ જાણવા માટે એનું મન ચંચળ થઇ રહ્યું છે. કુમુદની પાસે આવીને બેસતાં જ એની દૃષ્ટિ નીલમ વીંટી પર પડી. સમજી ગઇ કે કામ થઇ ગયું. વાત શરૂ કરવા ખાતર બોલી: "જીજી, આ વાજું તમને શી રીતે મળ્યું?"

કુમુદે કહ્યું: "ભાઇએ મોકલ્યું છે."

"જેઠજીએ લાવીને આપ્યું હશે!"

કુમુદે ટૂંકામાં પતાવ્યું: "હા."

મોતીની માને કુમુદના મુખ પર હર્ષ કે આશ્ચર્યનું ચિન્હ શોધ્યું ન જડયું.

"ભાઇને વિષે તમને બીજું કંઇ ન કહ્યું?"

"ના."

"પરમ દિવસે તો એ આવી જશે. એમની પાસે જવા વિષે કંઇ વાતચિત ન થઇ?"

"ના, ભાઇ વિષે કંઇ વાતચિત જ નથી થઇ."

"તમે પોતે કેમ કંઇ ન કહ્યું, જીજી?"

"હું એમની પાસે બીજું બધું માગી શકું, પણ આ તો મારાથી નહિ બને."

"તમારે માગવાની જરૂર નહિ રહે. તમે એમ ને એમ ચાલ્યા જજો. જેઠજી કંઇ નહિ કહે."

મોતીની માને હજી એક વાતની ખબર નથી પડી કે મધુસૂદનની અનુકૂલતા કુમુદને માટે એક સંકટ જેવી થઇ પડી છે; એના બદલામાં મધુસૂદન જેટલું ઇચ્છે છે, તેટલું ઇચ્છા છતાં કુમુદથી આપી શકાતું નથી. એનું હૃદય જરા દેવાળિયું થઇ ગયું છે, એટલે મધુસૂદન પાસે દાન લઇને ઋણ વધારતાં એને સંકોચ થાય છે. કુમુદિનીની એવી પણ ઇચ્છા થઇ કે ભાઇ હજી થોડા દિવસ રહીને આવે તો પણ સારું.

થોડીવાર થોભીને મોતીની માએ કહ્યું: "આજે તો એવું દેખાય છે કે જાણે જેઠજી તમારા પર પ્રસન્ન થયા છે,"

સંશયથી વ્યાકુળ દૃષ્ટિએ મોતીની માના મોઢા તરફ જોવા લાગી, બોલી : "આ પ્રસન્નતા શાને ખાતર છે એ મને સમજાતું નથી, એટલે મને ઉલટી બીક લાગે છે. શું કરું, કંઇ સમજાતું નથી."

કુમુદિનીનો હાથ પકડીને મોતીની માએ કહ્યું : "કશું જ કરવાનું નહિ. વળી એટલું પણ તમે નથી સમજતાં કે આટલા દિવસો તો એમના કામધંધામાં જ ગયા. તમારા જેવી દેવીઓને તો એમણે જોઇ પણ નથી. હવે એ જેમ જેમ તમને ઓળખતા જાય છે, તેમ તેમ તમારો આદર વધતો જાય છે."

" વધારે જોવાથી, વધારે ઓળખશે, એવી તો મારામાં કંઇ પણ ચીજ નથી બહેન. હું પોતે જ જોઇ રહી છું કે મારી અંદર

તો બિલકુલ પોલ છે. એ પોલ જ દિવસે દિવસે દેખાતી રહેશે. એટલે અચાનક જ્યારે જોયું કે એ ખુશ થયા છે ત્યારે મને લાગ્યું કે એ ઠગાયા. જ્યારે એમને આ પોકળનાનો પત્તો લાગશે ત્યારે તો એ વધારે ગુસ્સે થશે. એ ગુસ્સો જ સાચી વસ્તુ છે, એટલે તો હું એમનાથી એટલી ડરતી નથી."

"તમે તમારી કિંમત શું જાણો, છોટી! જે દિવસે તમે એમને ઘેર આવ્યાં છો, તે દિવસે જ તમે એટલું બધું આપ્યું છે કે, આ બધું મળીને પણ એ પાછું વાળી શકે એમ નથી. તમારા દિયરને તો ભાભી માટે સાગર ઉલ્લંઘવાનું મન થઇ જાય છે. હું જો તમારી સાથે સ્નેહ કરત તો આજ વાતને ખાતર એમની સાથે મારો ઝઘડો થઇ જાત."

કુમુદ હસીને બોલી: "હું સુભાગી છું કે આવા દિયર મળ્યા છે."

"અને તમારી આ દેરાણી સુભાગ્યને ઠેકાણે રાહુ અથવા કેતુ હશે કેમ?"

"તમારા બન્નેમાંથી એકનું નામ લેવાથી જ બન્નેની મતલબ સધાઇ જાય છે. બીજાનું નામ લેવાની જરૂર જ નથી પડતી."

મોતીની માએ જમણો હાથ કુમુદને ગળે વિંટાળીને કહ્યું: "મારી એક પ્રાર્થના છે."

"શું, કહો."

"તમે મને તમારા મનની વાત કહો."

"આપણાં બહેનપણાં તો પહેલેથી જ બંધાઇ ચૂક્યા છે, બહેન. મનની વાતની જે કસર રહી ગઇ હતી તે હવે પૂરી થઇ ગઇ."

"તો હવે તમે મારાથી કંઇ પણ છુપાવશો નહિ. આજે તો તમે એવું મોઢું ચડાવીને બેઠાં છો કે મને કશું સમજાતું જ નથી."

થોડીવાર સુધી કુમુદ મોતીની માના મુખ ભણી જોઇ રહી, પછી બોલી: "સાચું કહું ? હું હવે મારી જાતથી બહુ ડરૂં છું."

"આ શું, વળી પોતાનાથી ડરવાનું કેવું ?"

"હું અત્યાર સુધી મને પોતાને જેવી માનતી હતી, આજે અકસ્માત મને લાગે છે કે હું એવી નથી. મનમાં બધું નિશ્ચિત કરીને નચિંત થઇને આવી હતી. ભાઇ વગેરે જ્યારે ચિંતા કરતા હતા, મેં જબરજસ્તી આ નવા માર્ગે આગળ કદમ ભર્યું. પરંતુ આત્મા જે હિંમત બાંધીને નીકળ્યો હતો, એ તો હવે ક્યાંય દેખાતી નથી."

"તમારૂં હૃદય પ્રેમ કરવાની ના પાડે છે? તો જુઓ મારાથી છુપાવશો નહિ, સાચું કહેજો,–કોઇને તમે ચાહો છો ! પ્રેમ કોને કહે છે, તમે જાણો છો ?"

"જો કહું કે હા જાણું છું તો તમે હસશો. સૂર્યોદય પહેલાં જ જેમ પ્રકાશ વિસ્તરે છે, મારા પ્રેમે મારા હૃદયાકાશને એવી જ રીતે ભરી દીધું હતું. પળે પળે એમ લાગતું હતું કે આ ઉગ્યો સૂર્ય, આ ઉગ્યો ! એ સૂર્યોદયની કલ્પના સાથે લઇને હું ચાલી આવી છું, તીર્થનું જળ લઇને–ફૂલની ડાળી શણગારીને. જે દેવને હું આટલા દિવસથી સંપૂર્ણ હૃદયપૂર્વક માનું છું, તેમણે મને ઉત્સાહ આપ્યો છે એવું મને લાગતું હતું. જે રીતે અભિસારને માટે જાય છે ને, તેવી રીતે હું આવી હતી. અંધારી રાતે અંધારૂં પણ મને લાગ્યું નહિ, આજે અજવાળામાં આંખો ઉઘડતાં, અંદર હું કંઇક બીજું જ જોઇ રહી છું, અને બહાર કંઇક ઓર દેખાય છે ! હવે ક્ષણ પછી ક્ષણ અને વર્ષો પછી વર્ષો શી રીતે વિતશે ?"

"તમને શું લાગે છે, કે તમે જેઠજી સાથે પ્રેમ કરી જ શકો એમ નથી?"

"કરી શકું એમ હતું. હૃદયમાં એક એવી વસ્તુ ભરીને લાવી હતી કે જેનાથી બધી વાતો પોતાને મનગમતી કરી લેવી એ સરળ વાત હતી. શરૂઆતમાં જ તમારા જેઠજીએ એને તોડીને ચૂરા કરી નાંખી છે. આજે સર્વ વસ્તુઓ કઠોર બનીને મને સતાવી રહી છે. મારા દેહની નરમ ચામડી જાણે કોઈએ ઘસી ઘસીને ઉઝાવી દીધી છે, એટલે ચારે બાજુથી બધી ચીજો મને ભોંકાઈ રહી છે–સતાવી રહી છે. જેને અડકું છું તેનાથી ચોંકી પડું છું. અને ત્યાર પછી ધીરે ધીરે જ્યારે ચામડી કઠણ થઈ જશે, ત્યારે બધું સહન થશે, પણ જીવનમાં આનંદની તો હવે કલ્પના પણ નહિ ને!"

"એ તો કેમ કહેવાય?"

"સરળતાથી કહેવાય. આજે મારા મનમાં જરાય મોહ નથી રહ્યો. મારું જીવન એકદમ નિર્લજ્જની જેમ સ્પષ્ટ થઈ ગયું છે. પોતાની જાતને મનાવવાની મારી તાકાત રહી નથી. મોત વિના સ્ત્રીઓને માટે ઠરીને ઠામ બેસવાની કોઈ જગ્યા જ નહિ હોય? એમની દુનિયાને વિધાતાએ કેમ એવી નિષ્ઠુર બનાવી છે?"

આજ સુધી આવી ઉત્તેજનાની વાતો કુમુદને મોઢેથી ક્યારે ય મોતીની માએ સાંભળી નહોતી. ખાસ કરીને આજને દિવસે, જ્યારે જેઠજી આટલા પ્રસન્ન થયા છે. કુમુદની આ તીવ્ર મનોવેદના જોઈને મોતીની મા ડરી ગઈ. સમજી ગઈ કે વેલના મૂળમાં કૂહાડીનો ઘા વાગ્યો છે, ઉપરથી સાંત્વનાનું પાણી છાંટીને હવે માળી એને પાછી લીલીછમ કરી શકે એમ નથી.

જરા રહીને કુમુદ બોલી: "હું જાણું છું કે હું શ્રદ્ધાપૂર્વક પતિને ચરણે આત્મસમર્પણ નથી કરી શકી, એ મહાપાપ છે. પણ એ પાપથી ય મને એટલો ડર નથી લાગતો, જેટલો શ્રદ્ધાહીન આત્મસમર્પણની ગ્લાનિ યાદ કરીને લાગે છે."

મોતીની મા બધી વાતોના જવાબ ન આપી શકી. મૂઢની જેમ બેસી રહી. થોડી વાર રહીને કુમુદે કહ્યું: "તમે ભાગ્યવાન છો, બહેન. કોણ જાણે તમે કેટલું પુણ્ય કર્યું હશે, ત્યારે તો તમે દિયરજીને સંપૂર્ણ દિલથી ચાહી શક્યાં છો. પહેલાં હું સમજતી હતી કે પ્રેમ કરવો સહજ છે, બધી સ્ત્રીઓ બધા પતિઓને આપોઆપ પ્રેમ કરતી હશે. આજે લાગે છે કે પ્રેમ કરવો એ સર્વથી દુર્લભ છે, એ તો જન્મજન્માંતરની તપશ્ચર્યાથી જ થઇ શકે છે. બહેન સાચું કહેજે, સર્વ સ્ત્રીઓ પોતાના પતિને પ્રેમ કરે છે?"

મોતીની મા જરા હસીને બોલી: "પ્રેમ વિના પણ સારી સ્ત્રી બની શકાય, નહિં તો સંસાર ચાલે શી રીતે?"

"એટલો જ દિલાસો મને આપતા રહો, બહેન! બીજું ભલે ન બની શકું, પણ સારી સ્ત્રી તો બનું. પુણ્ય એમાં જ વધારે છે, એ જ કઠણ તપશ્ચર્યા છે."

"એમાં પણ બહારથી બાધાઓ આવે છે."

"અંતરથી એ બાધાઓને દૂર કરી શકાય છે. હું કરી શકીશ, હારીશ નહિ."

"તમે નહિ કરી શકો તો કોણ કરશે?"

વરસાદ જોરથી પડવા માંડ્યો. ફાનસનું અજવાળું રહી રહીને ચમકવા માંડ્યું. એકી સાથે જોરાભેર હવા જાણે ભીંજાયલા નિશા-

ચર પક્ષીની જેમ પાંખ ફફડાવીને ઘરમાં ઘૂસવા માંડી. કુમુદનાં શરીર અને મન હાલી ઉઠયાં. એણે કહ્યું : "મારા દેવને નામે હવે મને બળ નથી મળતું. મંત્ર ભણું છું પણ મારૂં મન મોઢું ફેરવી લે છે. કોઇ રીતે બોલતું જ નથી, એટલે મને ખૂબ બીક લાગે છે."

બનાવટી વાત કરીને ખોટો ભરોસો દેવાનું મોતીની માને ગમ્યું નહિ. કંઇ ઉત્તર ન આપતાં એણે કુમુદને છાતી સરસી ચાંપી દીધી. એટલામાં બહારથી અવાજ આવ્યોઃ "મોતીની મા."

કુમુદે પ્રસન્ન થઇને કહ્યુંઃ "આવો આવો, દિયરજી અંદર આવો."

"સાંજની રોશની મને ઘરમાં ન દેખાઇ, એટલે શોધવા નીકળ્યો છું."

મોતીની માએ કહ્યુંઃ "મણિ વિનાના ફણિધર જોવા હોય તો જોઇ લ્યો, જીજી!"

"કોણ મણિ છે અને કોણ ફણિધર છે એ તો ફુત્કારથી જ ખબર પડી જાય છે, કેમ ભાભી?"

"મને સાક્ષી ન બનાવશો, દિયરજી."

"હું જાણું છું કે એમાં તો હું જ ઠગાઇ જઇશ."

"તો તમે તમારી ખોવાયલી વસ્તુને ઉડાવી જાવ, હું નહિ રોકું."

"ખોવાયલી ચીજને માટે એ કંઇ ઓછા બેચેન છે, જીજી. એ તો એ બહાને વહુરાણીના ચરણોના દર્શન કરવા આવ્યા છે."

"એમાં બહાનાની જરૂર શું છે? ચરણો તો એની મેળે જ પકડાઇ ગયા છે, પણ સૌથી વધારે અશક્ય છે–એને ખાતર

તપશ્ચર્યા કોણ કરશે ? એ જ્યારે આવે છે ત્યારે સહજમાં આવે છે. દુનિયામાં હજારો લાખો માણસો મારા કરતાં વધારે યોગ્ય છે; પણ આવા સુંદર ચરણોને સ્પર્શ કરવાનું સુભાગ્ય મને જ મળ્યું છે. નવીનનું જીવન જોતજોતામાં સાર્થક થઇ ગયું."

"ઓહ તમે તો કોણ જાણે શુંનું શું ય કહ્યા કરો છો, દિયરજી ? તમે તમારા એનસાયક્લોપીડીયામાંથી આ—"

"એમ તો તમે નહી શકો એમ નથી, ભાભી. 'ચરણ'નો શું અર્થ થાય છે એની એમને શી ખબર પડે ? બકરીની ખરીની જેમ પાતળી એડીવાળા જોડામાં દેવીના પગ એમણે જનાનખાનામાં કેદ કરી રાખ્યા છે. એનસાઇક્લોપીડીઆવાળાઓની તાકાત શું કે એ લોકો આ 'ચરણ'નો મહિમા સમજી શકે. લક્ષ્મણે વનવાસના ચૌદ વર્ષ સીતાના ચરણો તરફ જોઇને જ પૂરા કર્યા, એનો અર્થ તો આપણા દેશના દિયરો જ સમજી શકે. એટલે તો તમે ચરણો પર સાડી ઢાંકેલી જ રાખો છો. ડરવાની વાત નથી. પદ્મ રાત્રે બંધ રહે છે, તે ઓછું કંઇ હમેશને માટે ? પાંખડીઓ તો પાછી ઉઘડી જ જાય છે ને !"

"મને લાગે છે, દિયરજીએ આવી જ રીતે સ્તુતિ કરીને તમારૂં મન હરી લીધું હશે ?"

"અરે, બિલકુલ નહિ જીજી, એ કંઇ એવા માણસ નથી કે જે મીઠી વાતોનો નકામો ખર્ચ કરતા ફરે."

"સ્તુતિની કદાચ જરૂર જ નહિ પડતી હોય !"

"ભાભી, દેવીઓની સ્તુતિની ભૂખ તો કોઇ રીતે

રામતી નથી, એની એમને ભૂખ જરૂર હોય છે; પણ શિવની જેમ હું કંઇ પંચાનન તો છું જ નહિ! માત્ર મુખની સ્તુતિ હવે એમને માટે જૂની થઇ ગઇ, એનાથી હવે દેવીને રસ નથી આવતો."

એટલામાં મુરલી બહેરાએ આવીને ખબર કરી કે, "રાજા સાહેબ ઓફિસમાં આપને બોલાવે છે."

સાંભળીને નવીનનું મન ખરાબ થઇ ગયું. એણે ધાર્યું હતું કે મધુસૂદન આજે ઓફિસમાંથી આવીને સીધા ઉપરના ઓરડામાં જ આવશે પણ કોણ જાણે નાવડી ક્યા ટાપુમાં ભરાઇ પડી.

નવીનના ગયા પછી મોતીની માએ ધીરેથી કહ્યું: "પણ જેઠજી તમને પ્યાર કરે છે એ વાત યાદ રાખજો."

કુમુદે કહ્યું: "એનું તો મને આશ્ચર્ય થાય છે."

"શું કહો છો! તમને પ્યાર કરવો આશ્ચર્ય છે, નહિ? એ શું પથ્થરના બનેલા છે?

"હું એમને યોગ્ય નથી."

"તમે જેને યોગ્ય નથી એવો પુરુષ ક્યાં છે?"

"એમની કેટલી શક્તિ છે, કેટલું સન્માન છે, કેટલી પાકટ બુદ્ધિ છે, એ કેટલા મોટા માણસ છે. મારામાંથી એમને શું મળશે? હું કેટલી કાચી છું એ વાત અહીં આવીને બે જ દિવસમાં હું સમજી ગઇ. એટલે જ્યારે એ પ્રેમ કરે છે, ત્યારે મને સૌથી વધારે ડર લાગે છે. મને મારામાંથી તો કંઇ મળતું નથી, અને આટલી મોટી પોકળતા ઉઘાડી પાડીને હું એમની શી રીતે સેવા કરૂં? કાલે રાત્રે બેઠી બેઠી હું વિચારતી હતી કે જાણે હું એક બંધ રંગીન પાકિટ

છું. પૈસા આપીને મને ખરીદી છે. ઉઘાડતાની સાથે જ પકડાઈ જવાશે, અંદર કંઈ જ નથી, ખાલી છે."

"જીજી, તમારી વાતો ઉપર તો મને હસવું આવે છે! માન્યું કે જેઠજીનો મોટો વેપાર છે, વેપારબુદ્ધિમાં એમની બરાબરીનો કોઈ નથી. પણ તમે શું એમના કારોબારની મેનેજરી કરવા આવ્યાં છો, જે યોગ્ય નથી કહીને ડરો છો? જેઠજી જો મનની વાત મન મૂકીને કહે તો એ પણ કહેશે કે એ ય તમારે યોગ્ય નથી."

"એ વાત તો એમણે મને કહી હતી."

"પણ તમને વિશ્વાસ ન આવ્યો, કેમ?"

"ના. મને તો ઊંટો ભય લાગ્યો હતો. મને લાગ્યું હતું કે મારે માટે એ ભૂલ કરે છે, એ ભૂલ ગમે ત્યારે પકડાઈ જશે."

"શા માટે તમે જોયું સમજ્યાં, બતાવો?"

"બતાવું? આ મારું અકસ્માત લગ્ન થઈ ગયું, એ બધી રચના મેં જ કરી નાંખી—પણ કેવા અદ્‌ભુત મોહથી, કેવા બચપણથી? જે વાતે મને તે દિવસે ભૂલાવામાં નાખી હતી એમાં તો બધી પોકળતા જ હતી. તો પણ એવો દૃઢ વિશ્વાસ હતો, એવી વિલક્ષણ જીદ હતી કે તે દિવસે મને કોઈ પણ કોઈ રીતે રોકી શકે એમ નહોતું. ભાઈ તો નિશ્ચિતરૂપે જાણતા હતા, કેટલા ઉદ્વિગ્ન થયા હતા, એ હું કંઈ નહોતી સમજતી? સમજીને પણ મેં મારી જીદને ન રોકી, એટલી મોટી અણસમજુ હું છું. આજથી હવે મને હંમેશાં દુઃખ જ મળવાનું છે અને હું પણ દુઃખ દેવાની છું. અને હંમેશ હું મનમાં સમજીશ કે આ બધું મારું જ કર્યું કારવ્યું છે."

મોતીની મા શું કહે, એને કંઈ સમજણ ન પડી. થોડી વાર

શાંત રહીને એણે પૂછ્યું: "હેં જીજી, તમારે લગ્ન કરવું છે, એ વાતનો નિશ્ચય તમે શું સમજીને કર્યો ?"

"ત્યારે હું નિશ્ચિન્ત જાણતી હતી કે પતિ ભલો-બૂરો ગમે તેવો હોય, સ્ત્રીના સતીત્વ ગૌરવના પ્રમાણને માટે એક જ ઉપલક્ષ્ય-માત્ર છે. એ વિષયમાં મને જરાય સંદેહ નહોતો કે પ્રજાપતિએ જેને સ્વામી તરીકે નક્કી કર્યો છે, તેને જ હું પ્રેમ કરીશ. બચપણ માત્ર મેં મારી માતાને જોઇ છે, પુરાણોમાં વાંચ્યું છે, કેટલી ય કથાઓ સાંભળી છે. મને લાગ્યું કે શાસ્ત્ર અનુસાર ચાલવું એ સરળ વાત છે."

"જીજી, ઓગણીસ વર્ષની કુમારિકા માટે શાસ્ત્રો નથી લખાયાં !"

"આજે જ હું સમજી કે સંસારમાં પ્રેમ તો એક "ઉપલક્ષ્યનું ઢાંકણું" છે. એને દૂર રાખીને જ ધર્મને પકડી સંસાર સમુદ્રમાં વહેવું પડશે. ધર્મ જો સરસ બનીને ફૂલ નહિ આપે-ફળ નહિ આપે તો ઓછામાં ઓછું સુક્કો બનીને એ વલ્લા તો કરે."

મોતીની મા પોતે કંઇ ન બોલીને, કુમુદને મોઢે જ બધી વાતો કહેવડાવવા લાગી.

# પ્રકરણ પીસતાલીસમું

## અસમાનતનું પરિણામ

મધુસૂદને ઓફિસમાં જઇને સાંભળ્યું તો ત્યાં પણ સમાચાર સારા નહોતા. મદ્રાસની એક બેંક કે જેની સાથે એની કંપનીનો સંબંધ હતો તે તૂટી ગઇ છે. ત્યાર પછી સાંભળ્યું કે કોઇ ડીરેક્ટર તરફથી કોઇ કોઇ કાર્યકર્તા મધુસૂદનને ખબર આપ્યા વિના જ રજીસ્ટર વગેરે જુએ છે. હજી સુધી મધુસૂદન પર સંદેહ કરવાની કોઇએ હિંમત નથી કરી. એટલે એકે જ્યાં જરા ઇશારો કર્યો ત્યાં તો જાણે મંત્રશક્તિ છૂટી. મોટા કામની નાની ત્રુટિઓ પકડવી બહુ સરળ વાત છે. જે માતબર સેનાપતિ હોય છે તે નાની હારોમાંથી જ મોટી જીત મેળવે છે. મધુસૂદનની હંમેશા આવી જ જીત થઇ છે, એટલે એની નાની હારો પર હજી સુધી કોઇની દૃષ્ટિ પડી નથી. પરંતુ જો ચૂંટી ચૂંટીને એની એક નોંધ બનાવીને લોકો સમક્ષ મૂકવામાં આવે તો તેઓ ઉલટા પોતાની બુદ્ધિ પર આફરીન થઇ જશે અને કહેશે કે અમે હોત તો આવી ભૂલો ન કરત. કોણ એમને સમજાવે કે તૂટેલી નાવડી પર બેસીને જ મધુસૂદન પેલે પાર જાય છે, નહિ તો પાર થવું જ મુશ્કેલ હતું; પણ આખરે નાવડી કિનારે પહોંચી ગઇ. જે લોકો કિનારે કુશળતાપૂર્વક પહોંચ્યા છે તેમને તો આજે એ નાવને પાણીમાંથી બહાર કાઢીને એના કાણાંઓ પર વિચાર

કરતી વખતે રોમાંચ થાય છે. આ રીતે ટૂંકી ટૂંકી વેરાયલી ટીકાઓથી અનાડીઓને બનાવવા સહજ વાત છે. સાધારણ રીતે અનાડીઓને તો ફાયદો મેળવવાની જ ઇચ્છા હોય છે, એ લોકો વિચાર કરવા નથી માગતા. પરંતુ એઓ જો ક્યાંક વિચાર કરવા બેઠા તો મામલો બગડી જાય છે. આ બધા બેવકૂફો પર મધુસૂદનને બહુ ક્રોધ આવ્યો, જેમાં અવજ્ઞા પણ મળેલી હતી. પરંતુ જ્યાં બેવકૂફોની બહુમતિ હોય, ત્યાં તેમની સાથે સમાધાન કર્યા વિના બીજી ગતિ નથી. જૂની નીસરણી ચૂંચૂં બોલે. ડગમગે, તુટી જવાનો ભય દેખાડે; એટલે એના પર પગ મૂકીને ચઢનારને એનું રક્ષણ કરવું જ પડે છે. ગુસ્સો તો એવો આવે છે કે એક લાત મારીને તોડી નાંખે પણ એનાથી વિપત્તિ વધી જવાની સંભાવના છે.

પોતાનાં બચ્ચાંઓ પર આફત આવવાથી સિંહણ જેમ પોતાના શિકારનો લોભ ભૂલી જાય છે, એવી જ અવસ્થા વ્યાપારમાં મધુસૂદનના મનની હતી. આ તો એની પોતાની સૃષ્ટિ છે; એમાં એનું જે દર્દ છે તે રૂપિયાનું દર્દ નથી. જેમાં રચનાશક્તિ છે, તે પોતાની રચનામાં પોતાને જ ઘણી વાર પામે છે. એટલું પામવામાં પણ જ્યારે આફત માલૂમ પડે છે, તો એને માટે જીવનનાં બીજાં સુખ દુઃખ અને કામનાઓ તુચ્છ બની જાય છે. કુમુદે કેટલાક દિવસથી પ્રબળતાથી એને પોતાના તરફ આકર્ષ્યો હતો, એ આકર્ષણ આજે ઢીલું પડી ગયું. જીવનમાં પ્રેમની આવશ્યકતાનો મધુસૂદને પ્રૌઢવયમાં તીવ્ર અનુભવ કર્યો હતો. આ ઉપસર્ગ જ્યારે કવખતે દેખા દે છે ત્યારે એનાથી નિરંકુશતા અથવા વ્યગ્રતા જ આવી જાય છે. મધુસૂદનને કંઇ ઓછી ચોટ વાગી નહોતી, પણ એની એ વેદના ગઇ ક્યાં?

નવીન ઘેર આવ્યો એટલે તરત મધુસૂદને પૂછ્યું : "મારી ખાનગી

જમાખર્ચની વહી કોઈ બહારના માણસને હાથ ગઈ હતી. તને ખબર છે, નવીન?"

નવીન ચોંકીને બોલી ઊઠ્યો : "અશક્ય!"

"તારે એની શોધ કરવી પડશે કે ખજાનચી પાસે કોણ જાય આવે છે."

"રતિકાંત તો વિશ્વાસુ માણસ છે, એ તો કદી—"

"એના અજાણતાં કારકુનો સાથે મળીને કોઈ કામ કરે છે એવો મારો સંદેહ છે. આમાં કોનો હાથ છે એનો ખૂબ સાવધાનીથી પત્તો મેળવવો છે."

નોકરે આવીને ખબર કરી કે રસોઈ ટાઢી થાય છે. મધુસૂદને એની વાત પર ધ્યાન ન દેતાં નવીનને કહ્યું : "મારી ગાડી તૈયાર કરાવ."

નવીને કહ્યું : "જમીને નહિ જાવ? રાત તો પડી ગઈ છે."

"બહાર જમી લઈશ, જરા કામ છે."

નવીન માથું નમાવીને વિચાર કરતો કરતો ચાલ્યો ગયો. એણે જે ચાલબાજી કરી હતી તે પણ કદાચ ઉઘાડી પડી જશે.

એકાએક નવીનને બોલાવીને મધુસૂદને કહ્યું: "આ પત્ર કુમુદને આપી આવ."

નવીને જોયું કે એ વિપ્રદાસનો પત્ર છે. સમજી ગયો કે આજે સવારે જ આવ્યો છે. સાંજે પોતાને હાથે કુમુદને આપવા એમણે પોતાની પાસે રાખ્યો હતો. આવી જ રીતે દરેક વખતે મળવા જતી

વખતે કંઇ ને કંઇ અર્ધ્ય લઇ જવાની એની ઇચ્છા હોય છે. આજે ઑફિસના કામમાં અકસ્માત કંઇક તોફાન થવાથી આ પ્રેમનો ઉપહાર વચમાં જ ડૂબી ગયો.

મદ્રાસની જે બેંક તૂટી ગઇ તેના પર લોકોનો સંપૂર્ણ વિશ્વાસ હતો. એની સાથે ઘોસલ કંપનીનો જે સંબંધ છે, તેને માટે પ્રમુખ અથવા ભાગીદારોમાંથી કોઇના મનમાં જરા ય સંશય નહોતો. પણ જ્યાં મશીન બગડયું એટલે બધા જ કહેવા લાગ્યા–'અમે તો શરૂઆતથી જ જાણતા હતા,' વગેરે.

ઘાતક આઘાતને વખતે જ્યારે એકીસાથે કોશિશ કરીને વ્યવસાયની રક્ષા કરવાની જરૂર હોય છે, ત્યારે જ પરાજયના વિષયમાં દોષારોપ પ્રબળ થઇ ઉઠે છે, અને જેના ઉપર કોઇની ઇર્ષ્યા હોય છે, તેને સજા કરવાની કોશિશ વેપારનું સત્યાનાશ કરી દે છે. મધુસૂદનને ખબર હતી કે આવી કોશિશ થશે. મદ્રાસ બેંક તૂટવાથી ઘોષાલ કંપનીને કેટલું નુકશાન થશે એ વાત નિશ્ચિત રૂપે જાણવાનો સમય હજી નથી આવ્યો, પરંતુ એમા સંદેહ નથી કે મધુસૂદનની પ્રતિષ્ઠા નષ્ટ કરવામાં એ કંઇ ઓછો ભાગ નહિ ભજવે. ગમે તે હોય, પણ આ દિવસો સારા નથી. હવે બીજી બધી વાતો વિસરીને આને માટે જ મધુસૂદને કમર કસવી પડશે.

રાત્રે મધુસૂદન સાથે વાત થયા પછી નવીને ઉપર આવીને જોયું તો હજી સુધી મોતીની મા કુમુદ સાથે વાતો કરતી બેઠી છે. નવીને જઇને કહ્યું : "ભાભી, તમારા ભાઇનો પત્ર આવ્યો છે."

કુમુદે ચોંકીને પત્ર લઇ લીધો. ઉઘાડતાં હાથ ધ્રૂજવા લાગ્યા. ડરી ગઇ કે કદાચ કંઇ અપ્રિય ખબર ન હોય ! કદાચિત્ એવું લખ્યું હોય કે હમણાં નહિ અવાય. ખૂબ ધીરે ધીરે પાકિટ તોડીને પત્ર

વાંચ્યો. થોડી વાર શાંત રહી. ચહેરા પરથી તો એમ જ દેખાય છે કે જાણે દિલને આઘાત પહોંચ્યો છે. નવીનને કહ્યું : " ભાઇ આજે બપોરે ત્રણ વાગે કલકત્તે આવી ગયા."

" આજે જ આવી ગયા ! એ તો–"

" લખ્યું છે કે બે દિવસ પછી આવવાની વાત હતી, પણ કોઇ ખાસ કારણ સર જલદી આવવું પડ્યું."

કુમુદે બીજું કશું ન કહ્યું. પત્રને અંતે લખ્યું હતું : 'તબિયત જરા ઠીક થતાં જ હું મળવા આવીશ, એને માટે તું ઉદ્વિગ્ન ન થઇશ.' આજ વાત પ્રથમના પત્રમાં લખી હતી. કેમ, શું થયું છે ? કુમુદે શો અપરાધ કર્યો છે ? આનો અર્થ તો સ્પષ્ટ એવો થયો કે તું મારે ત્યાં ન આવીશ. કુમુદના મનમાં તો એમ થયું કે પૃથ્વી પર આળોટીને જરા રડી લ્યે; પણ એ આવેગને રોકીને એ પત્થરની જેમ કઠોર થઇને બેસી રહી.

નવીન સમજી ગયો કે પત્રમાં કંઇક ગુહ્ય સાર છે. કુમુદનો ચહેરો જોઇને કરુણાથી એનું મન વ્યથિત થવા લાગ્યું. બોલ્યોઃ "ભાભી, એમની પાસે તો કાલે જ તમારે જવું જોઇએ."

"ના, હું નથી જવાની." જ્યાં આ શબ્દો એના મુખમાંથી નીકળ્યા કે એનાથી ન રહેવાયું. બન્ને હાથે મોઢું ઢાંકીને રોઇ પડી.

મોતીની માએ કંઇ પ્રશ્ન ન કરતાં કુમુદને છાતી સરસી ચાંપી દીધી. કુમુદે રૂંધાયલા કંઠે કહ્યુંઃ "ભાઇએ મને આવવાની મનાઇ કરી છે."

નવીને કહ્યુંઃ "ના ! ભાભી, તમે સમજવામાં કંઇ ભૂલ કરી છે."

કુમુદે જોરથી માથું હલાવીને બતાવી દીધું કે એણે જરા ય ભૂલ નથી કરી.

નવીને કહ્યું: "તમને કહું, તમે ક્યાં ભૂલ કરી છે? વિપ્રદાસ બાબુએ માની લીધું છે કે ભાઇ તમને મોકલવા રાજી નહિ થાય; એટલે તમારે અપમાનિત ન થવું પડે; માટે તમને બોલાવવાનો પ્રયત્ન નથી કર્યો. પાછળથી તમને દુઃખ ન થાય, તમે વ્યથિત ન બનો, એ ખ્યાલથી તમને બચાવવા માટે એમણે પોતાના તરફથી જ તમારો માર્ગ સાફ કરી આપ્યો છે."

કુમુદને ક્ષણવારમાં ખૂબ આરામ લાગ્યો. પોતાની ભીંજાયલી આંખોની પલકો નવીનના મુખ તરફ ઉઠાવીને શાંતિથી સ્નિગ્ધ દૃષ્ટિએ જોઇ રહી. નવીનની વાત પૂર્ણરીતે સત્ય છે, એમાં હવે એને જરા ય સંદેહ ન રહ્યો. ભાઇના પ્રેમને સમજવામાં એણે પળવાર માટે ભૂલ કરી, એટલા માટે એણે પોતાની જાતને મનમાં ને મનમાં ધિક્કારી. હૃદયને એક પ્રકારનું બળ મળી ગયું. હમણાં તરત ભાઇ પાસે દોડી ન જતાં એમના આવવાની પ્રતિક્ષા કરે એમાં જ સારું છે.

મોતીની માએ કુમુદનું ચિબુક પકડીને મોઢું ઉંચુ કર્યું, બોલી: "ઓ બાપ! ભાઇની વાતનો જરા જેટલો આડો પવન વાગો કે. એકદમ અભિમાનનો સમુદ્ર ખળભળી ઉઠ્યો."

નવીને કહ્યું: "તો ભાભી, કાલે તમારા જવાની તૈયારીઓ કરું ને?"

"ના, એની કંઇ જરૂર નથી."

"વાહ, જરૂર કેમ નથી! તમને જરૂર નથી, પણ મને છે ને."

"તમને શાની જરૂર છે?"

"વાહ, અમારા ભાઇ ને તમારા ભાઇ જે રીતે સમજશે તે રીતે અમે કંઇ ઓછા સમજવા દઇશું? મારા ભાઇ તરફથી હું એમની સાથે લડીશ. તમારે મુકાબલે હું કંઇ હાર માનવાનો નથી. કાલે તમારે એમને ત્યાં જવું જ પડશે."

કુમુદિની હસવા લાગી.

"ભાભી, આ કંઇ મશ્કરીની વાત નથી. અમારા ઘરની અપકીર્તિથી તમારૂં ગૌરવ ઘટે છે. હવે તમે હાથ મોઢું ધોઇ લ્યો, ભોજન તૈયાર છે. ભાઇસાહેબ તો આજે મેનેજર સાહેબને ત્યાં જમવા જવાના છે. મને લાગે છે આજે કદાચ એ અહીં સૂવા પણ નહિ આવે; બહાર જ એમની પથારીઓ થશે."

આ સમાચારથી કુમુદને અંદર જરા આરામ મળ્યો, પણ બીજી જ ક્ષણે એ આરામ મળવાથી એને શરમ માલમ પડી.

રાત્રે, સૂતી વખતે, મોતીની મા સાથે આ બાબતમાં નવીનની વાતચિત થવા માંડી. મોતીની માએ કહ્યું: "તમે તો જીજીને દિલાસો દઇ દીધો, પણ હવે?"

"હવે શું? નવીનની જબાન અને કામ એક છે. વહુરાણીને જવું જ પડશે, પછી જે થશે તે જોઇ લેવાશે."

નવીન બનેલા રાજાને કૌટુંબિક સન્માનનું જ્ઞાન બહુ ઉગ્ર હોય છે. એ નિશ્ચયપૂર્વક માની લે છે કે લગ્ન થયા પછી નવવધૂ પોતાના પૂર્વ પદ કરતાં ઘણી ઉંચે ચઢી ગઇ છે. એટલા માટે એને પિયર

નામની કોઇ બલા છે, તેને ભુલવા દેવી જ ઠીક છે. એવી દશામાં બન્ને બાજુ રક્ષા કરવી એ અસંભવિત માલમ પડે, તો ઓછામાં ઓછી એક બાજુની તો રક્ષા કરવી જ જોઇએ. એ 'બાજુ' કઇ છે? એનો નવીને મનમાં ને મનમાં નિર્ણય કરી લીધો. થોડા દિવસ પહેલાં તો એ સ્વપ્નમાં પણ કલ્પના કરી શકે એમ નહોતું કે જ્યાં ભાઇ સાહેબનો ચરમ અધિકાર છે, ત્યાં કોઇ દિવસ લડાઇ કરવાનું સાહસ એ કરી શકશે.

પતિપત્નીએ વાતચિત કરીને નિશ્ચય કરી લીધો કે મધુસૂદન પાસે એવી દરખાસ્ત મૂકવામાં આવે કે કાલે સવારે કુમુદ જઇને થોડી વાર એના ભાઇને મળી આવે. જો ભાઇ રાજી થયા અને કુમુદને મોકલી, તો તો એ ચાર દિવસ કુમુદને ત્યાં રહેવાનું બહાનું બતાવવામાં નવીનને મુશ્કેલી નહિ પડે.

મધુસૂદન મોડી રાત્રે ઘેર આવ્યો. સાથે કાગળ પત્રોનો બોજો હતો. નવીને ઝાંખીને જોયું તો ભાઇ સાહેબ સૂવાની તૈયારી કરવાને બદલે ઑફિસના ટેબલ પર બેસીને લીલી પેન્સીલથી કોઇ દસ્તાવેજ ઉપર નિશાન કરી રહ્યા છે, અને વચ્ચે વચ્ચે પોતાની નોંધમાં કંઇક નોંધ કરતા જાય છે. નવીન હિંમત કરીને ઓરડામાં જઇને બોલ્યોઃ "ભાઇ, હું મદદ કરવા લાગું કંઇ?"

મધુસૂદને ટુંકામાં કહ્યું: "ના." વ્યાપારના આ સંકટને મધુસૂદન પૂરી રીતે પોતે સમજી લેવા ઇચ્છે છે; બધી વાતો પર એની દૃષ્ટિ પડવી આવશ્યક છે; એને માટે બીજાની દૃષ્ટિની સહાય લેવી એ પોતાને નિર્બળ બતાવવા જેવું છે.

નવીનને કંઇ કહેવાનું બહાનું ન મળ્યું એટલે પાછો ચાલ્યો ગયો. અને એ વાત પણ એને સમજતાં વાર ન લાગી કે એને તરતમાં

સોદો મળી શકે એમ નથી. નવીનની પ્રતિજ્ઞા છે કે કાલે સવારે એ વહુરાણીને રવાના કરશે. આજે રાત્રે જ એને માટે સંમતિ મેળવી લેવી જોઇએ.

થોડીવાર પછી એક ફાનસ ભાઇના ટેબલ પર મૂકીને નવીને કહ્યું: "પ્રકાશ ઓછો હતો."

મધુસૂદનને લાગ્યું કે વધેલા પ્રકાશથી એના કામમાં સરળતા થઇ. પરંતુ એ બહાને પણ કંઇ વાત ન થઇ શકી, અને નવીનને ફરીથી બહાર ચાલ્યા જવું પડયું.

થોડીવાર પછી હુકો ભરીને મધુસૂદનની ટેવ પ્રમાણે એને ડાબી તરફ મૂકીને નળી ટેબલ પર મૂકી દીધી. મધુસૂદનને લાગ્યું કે એની પણ જરૂર હતી. પળવારને માટે પેન્સીલ મૂકીને એણે હુકો ગડગડાવવા માંડયો.

લાગ જોઇને નવીને વાત છેડી: "ભાઇ, સૂવા નહિ જાવ? રાત ઘણી ગઇ છે. ભાભી, કદાચ તમારે માટે જાગતાં બેઠાં રાહ જોતાં હશે."

"જાગતી બેઠી હશે" એ વાત ક્ષણભરમાં મધુસૂદનના કાળજામાં ભોંકાઇ ગઇ. પાણીની ઉંચી લહેરો પર જહાજ જ્યારે ડગમગતું ચાલતું હતું, એક નાનકડી ચકલી આવીને જાણે એના શઢપર બેસી ગઇ. ક્ષુબ્ધ સમુદ્રમાં પળવારને માટે જાણે શ્યામલ દ્વીપની એકાંત વનછાયાનું દશ્ય સામે આવી ગયું; પરંતુ આ બધી વાતો પર ધ્યાન દેવાનો સમય નથી. જહાજ આગળ ચલાવવું પડશે.

મધુસૂદન પોતાના મનની જરા જેટલી આ ચંચળતાથી ડરી

ગયો, એ જ વખતે એ ડરને દબાવીને એ બોલ્યો: "વહુરાણીને કહો કે સૂઇ જાય, આજે હું બહાર સૂઇશ."

"નહિ તો હું એમને અહીં મોકલું?" કહીને નવીન ચલમની રાખ ઉડાવવા લાગ્યો.

મધુસૂદને એકાએક ધૂંધવાઇને કહ્યું: "ના ના."

નવીન આટલાથી વિચલિત થયો. બોલ્યો: "પણ એ તો તમારી રાહ જોઇને બેઠાં છે કે તમે આવશો, અને પછી દરબાર-"

મધુસૂદને લુખ્ખા સ્વરે કહ્યું: "હમણાં દરબાર બારબારને માટે વખત નથી."

"તમારી પાસે વખત નથી. પણ ભાઇ, એમની પાસે પણ થોડો જ વખત છે ને?"

"કેમ શું થયું?"

"સમાચાર આવ્યા છે કે વિપ્રદાસ કલકત્તા આવી ગયા છે, એટલે વહુરાણી કાલે સવારે—"

"સવારે જવા ઇચ્છે છે?"

"વધારે વખત માટે નહિ. માત્ર એકવાર જરા જઇ—"

મધુસૂદને જોરથી હાથ હલાવીને કહ્યું: "હા, તે શા માટે જતી નથી? જઇ આવે. બસ, હવે તું જા."

હુકમ મળતાં જ નવીન ત્યાંથી નાઠો. બહાર નીકળ્યો ત્યાં તો મધુસૂદનનો અવાજ સંભળાયો: "નવીન!"

સેકો મળી શકે એમ નથી. નવીનની પ્રતિજ્ઞા છે કે કાલે સવારે એ વહુરાણીને રવાના કરશે. આજે રાત્રે જ એને માટે સંમતિ મેળવી લેવી જોઇએ.

થોડીવાર પછી એક ફાનસ ભાઇના ટેબલ પર મૂકીને નવીને કહ્યું: "પ્રકાશ ઓછો હતો."

મધુસૂદનને લાગ્યું કે વધેલા પ્રકાશથી એના કામમાં સરળતા થઇ. પરંતુ એ બાલાને પણ કંઇ વાત ન થઇ શકી, અને નવીનને ફરીથી બહાર ચાલ્યા જવું પડ્યું.

થોડીવાર પછી હુક્કો ભરીને મધુસૂદનની ટેવ પ્રમાણે એને ડાબી તરફ મૂકીને નવી ટેબલ પર મૂકી દીધી. મધુસૂદનને લાગ્યું કે એની પણ જરૂર હતી. પળવારને માટે પેન્સીલ મૂકીને એણે હુક્કો ગડગડાવવા માંડ્યો.

લાગ જોઇને નવીને વાત છેડી: "ભાઇ, સૂવા નહિ જાવ ? રાત ઘણી ગઇ છે. ભાભી, કદાચ તમારે માટે જાગતાં બેઠાં રાહ જોતાં હશે."

"જાગતી બેઠી હશે" એ વાત ક્ષણભરમાં મધુસૂદનના કાળજામાં ભોંકાઇ ગઇ. પાણીની ઉંચા લહેરો પર જહાજ જ્યારે ડગમગતું ચાલતું હતું, એક નાનકડી ચકલી આવીને જાણે એના શઢપર બેસી ગઇ. ક્ષુબ્ધ સમુદ્રમાં પળવારને માટે જાણે શ્યામલ દ્વીપની એકાંત વનછાયાનું દશ્ય સામે આવી ગયું; પરંતુ આ બધી વાતો પર ધ્યાન દેવાનો સમય નથી. જહાજ આગળ ચલાવવું પડશે.

મધુસૂદન પોતાના મનની જરા જેટલી આ ચંચળતાથી ડરી

લીલી પેન્સીલને જોરથી દબાવીને એ રજીસ્ટર પર ઝૂકી પડ્યો; પરંતુ એના હૃદયના ગંભીર આકાશમાં એક વાત ક્ષીણ પરંતુ સ્પષ્ટ સ્વરે ગુંજવા લાગી : "વહુરાણી કદાચ જાગતી બેઠી હશે."

મધુસૂદને પ્રતિજ્ઞા કરી હતી કે એકાદ ખાસ કામ તો એ આજે સંપૂર્ણ કરી દેશે. એ કાલ સવાર સુધી પૂરૂં થાત તો ય કંઇ વાંધો નહોતો, પરંતુ પ્રતિજ્ઞાનું પાલન કરવું એ એના વ્યવસાયની ધર્મ-નીતિ છે. કોઇ પણ કારણથી જો એનાથી એ ભ્રષ્ટ થઇ જાય તો પોતાને એ કોઇ રીતે માફ કરી શકે એમ નથી. આજ સુધી એણે પોતાના ધર્મની રક્ષા ખૂબ કઠોરતાપૂર્વક કરી છે. એનો પુરસ્કાર પણ એને મળ્યો છે; પરંતુ આ બાજુ કેટલાક સમયથી દિવસના મધુ-સૂદનની સાથે રાતના મધુસૂદનનો સ્વર નથી મળતો—એક વીણાના બે તારની જેમ. જે દૃઢ પ્રતિજ્ઞા લઇને એ ટેબલ પર ઝૂકીને બેઠો હતો, મોડી રાત વીત્યે તેમાંની એક સાંધમાંથી એક ઉક્તિ ભમરાની જેમ ઉડીને ગુંજવા માંડી : "વહુરાણી કદાચ જાગતી બેઠી હશે."

તે ઉઠ્યો, દીવો હોલવ્યા વિના કાગળો જેમના તેમ મૂકીને પોતાના સુવાના ઓરડા તરફ ચાલ્યો. અંતઃપુરમાં બીજે માળે જવાના રસ્તામાં આંગણાને ઘેરીને જે એક ઓટલો પડે છે, ત્યાં ઓટલાને કિનારે શ્યામાસુંદરી બેઠી હતી. ચંદ્રમા એ વખતે મધ્યાકાશમાં હતો. એની ચાંદનીએ આવીને એને ઘેરી લીધી છે. એ વખતે એ જાણે કોઇ નવલકથાની તસ્વીર જેવી દેખાતી હતી. એટલે જાણે એ રોજ પરિચયમાં આવતી સ્ત્રી નથી, પણ પાસેના અત્યંત પરિચયના આવરણથી નીકળી જઇને જાણે ઘણે દૂર પહોંચી ગઇ છે. એ જાણતી હતી કે મધુસૂદન આજ રસ્તે ઉપર જાય છે. જવાનું એ દૃશ્ય એને માટે અત્યંત તીવ્ર વેદનામય છે, એટલે જ એનું આકર્ષણ આટલું પ્રબળ છે; પરંતુ માત્ર વ્યર્થ વેદનાથી પોતાના કલેજાને ચારણી કરી

ભય લાગ્યો કે કદાચ હુકમ પાછો ન ખેંચી લે. ઓરડામાં આવતાં જ મધુસૂદને કહ્યું: "વહુરાણી, હમણાં થોડા દિવસ પોતાના ભાઈને ત્યાં જ રહેશે, તું બધી વ્યવસ્થા કરી દેજે."

નવીનને પાછો ડર લાગ્યો કે ભાઈની આ દરખાસ્તથી એના ચહેરા પર કંઈ પ્રસન્નતા ન પ્રકટ થઈ જાય. ત્યાં સુધી એ જરા મુશ્કેલીનો ભાવ દેખાડીને માથું ખંજવાળવા લાગ્યો. બોલ્યો: "વહુરાણીના જવાથી ઘર સૂનુંસૂનું લાગશે."

મધુસૂદન કંઈ જવાબ ન આપતાં હુક્કાની નળી બાજુએ મૂકીને પોતાના કાર્યમાં લાગી ગયો. સમજી ગયો કે પ્રલોભનનો રસ્તો હજી સુધી ખુલ્લો છે.

નવીન ખુશ થઈને ચાલ્યો ગયો. મધુસૂદનનું કામ ચાલતું રહ્યું: પરંતુ ક્યારે આ કાર્યની ધારાની પાસેથી એક ઉલટી માનસ-ધારા ચાલી નીકળી, એને થોડીવાર સુધી તો એ પોતે ન સમજી શક્યો. ખબર નહિ ક્યારે લીલી પેન્સીલે જરૂર પૂરી થયાં પહેલાં રૂખસદ લઈ લીધી, અને હુક્કાની નળી મોંમાં પહોંચી ગઈ. દિવસે મધુસૂદનના મને કુમુદની ચિંતાના વિષયમાં જ્યારે બિલકુલ છુટ્ટી મેળવી લીધી હતી, ત્યારે પહેલાંની જેમ પોતાના મન પર પોતાનું પ્રભુત્વ પુનઃ સ્થાપિત થઈ જવાથી મધુસૂદન ખૂબ ખુશ થયો હતો; પરંતુ જેમ જેમ રાત વિતે છે, તેમ તેમ એને સંદેહ થવા માંડ્યો કે શત્રુ દુર્ગ છોડી હજી નાઠો નથી-સુરંગની ઓરડીમાં સંતાઈ રહ્યો છે.

વર્ષા થંભી ગઈ છે, કૃષ્ણપક્ષનો ચંદ્રમા બગીચાના એક ખૂણામાં ઉભેલા સીસમના ઝાડની ઉપર આકાશમાં ચઢીને ભીંજાયલી પૃથ્વીને વિહ્વલ કરી રહ્યો છે, ઠંડો પવન વાય છે, મધુસૂદનનું શરીર રજાઈની અંદર કોઈ ગરમ કોમળ સ્પર્શને માટે માગણી કરવા લાગ્યું.

પ્રબળતાને એ પોતે જ પૂરી રીતે નથી ઓળખતી, તે એકાએક પ્રગટ થઇ ગયો.

મધુસૂદન દાંત પીસીને બોલ્યો : "ભાઇની પાસે જવા માટે જીવ વલવલી રહ્યો છે, નહિ?"

કુમુદ એ જ વખતે એના પગમાં પડવા તૈયાર થઇ ગઇ હતી, પરંતુ એના મુખમાંથી ભાઇનું નામ સાંભળીને કઠોર બની ગઇ. બોલી: "ના."

"તમારે જવાની ઇચ્છા નથી?"

"ના, નથી."

"દરબારને માટે તમે નવીનને મારી પાસે નહોતો મોકલ્યો?"

"ના, મેં નહોતા મોકલ્યા."

"ભાઇની પાસે જવાની વાત તમે એને નથી કહી?"

"મેં તો એમને કહ્યું હતું કે ભાઇને ત્યાં હું નહિ જાઉં."

"કેમ?"

"એ તો હું નથી કહી શકતી."

"નથી કહી શકતી? એ તો પાછી તમે નૂરનગરી ચાલબાજી કરવા માંડી?"

"હું છોકરી તો નૂરનગરની જ છું ને?"

"જાઓ; તમે એમને ત્યાં જ જાઓ! તમે અહીંને લાયક નથી. મહેરબાની કરી હતી પણ કદર ન બૂઝી. હવે પસ્તાવું પડશે."

નાખવાની ગાંડાઇ જ એની પ્રતિજ્ઞાનું કારણ નથી, પણ એમાં એક આશા છે–કદાચ ક્ષણભરને માટે કંઇક થઇ જાય; અસંભવિત ક્યારે સંભવિત થઇ જાય, એ આશાથી એ રસ્તાને કિનારે બેસીને આ જાગરણ કરે છે.

મધુસૂદન એની તરફ એક દૃષ્ટિ ફેંકીને ઉપર ચાલ્યો ગયો. શ્યામાસુંદરી પોતાના ભાગ્ય પર ગુસ્સે થઇને જોરથી ઓટલાના કિનારાને પકડીને પોતાનું માથું ધૂણાવવા લાગી.

ઉપર પોતાના ઓરડામાં જઇને મધુસૂદને જોયું તો કુમુદ જાગતી બેઠી નથી, ઓરડામાં અંધારું છે, સ્નાનાગારના અર્ધા ઉઘડેલા બારણાંમાંથી થોડો પ્રકાશ આવે છે. મધુસૂદને એક વખત વિચાર્યું કે પાછો ફરી જાય, પણ જઇ ન શક્યો. એણે ગેસની બત્તી કરી. કુમુદ પથારીમાં આરામથી સૂતી છે. દીવો કર્યો છતાં એની ઉંઘ ન ઉઘડી. કુમુદની આ સુખી ઉંઘ પર એને ગુસ્સો આવ્યો. અતિશય અધીરતાપૂર્વક રજાઇ ઉપાડીને ધબ દઇને પલંગ પર બેસી ગયો. પલંગ ચસી ગયો અને કંપી ઉઠ્યો.

કુમુદ ચોંકી પડી, ઉઠીને બેઠી થઇ ગઇ. એને ખબર હતી કે આજે રાજા સાહેબ નહિ આવે. એકાએક એને જોઇને કુમુદના ચહેરા ઉપર એવો ભાવ જાગી ઉઠ્યો કે એ જોઇને રાજા સાહેબના દિલમાં જાણે ભાલો ભોંકાયો, માથામાં લોહી ચઢી ગયું, બોલી ઉઠ્યો : "મને તમે કોઇ રીતે સહન નથી કરી શકતાં, નહિ ?"

આ જાતના પ્રશ્નનો એ શો ઉત્તર આપે, એ એને ન સમજાયું. સાચે જ મધુસૂદનને જોઇને અંદરથી એનું કાળજું કંપી ઉઠ્યું હતું. જે ભાવને એ હંમેશા પોતાની જાતથી પણ છુપાવવા માગે છે, જેની

કુમુદ પત્થરની જેમ બેસી રહી, કંઇ જવાબ ન આપ્યો. કુમુદનો હાથ પકડીને પછી જોરથી હલાવીને કહ્યું: "ક્ષમા માગતા પણ નથી આવડતી?"

"શા માટે?"

"તમે જે આ મારા બિછાના પર સૂઇ શક્યા છો તેને માટે?"

કુમુદ તરત જ એ બિછાના પરથી ઉઠીને બાજુના ઓરડામાં ચાલી ગઇ.

મધુસૂદન બહાર ચાલ્યો ગયો. રસ્તામાં જોયું તો શ્યામાસુંદરી એ જ રીતે ઓટલા પર ઉંધી પડી રહી છે. મધુસૂદને પાસે જઇને એને ઉઠાવવાની ઇચ્છા કરી અને બોલ્યો: "શું કરો છો, શ્યામા?" સાંભળીને તરત જ શ્યામા બેઠી થઇ ગઇ. મધુસૂદનના પગને છાતી સરસા ચાંપીને બોલી: "તમે મને મારી નાંખો."

મધુસૂદને હાથ પકડીને એને ઉભી કરી દીધી, બોલ્યો: "ચાલો તમને સૂવાડી આવું. અરે! તમારૂં શરીર તો ખૂબ ઠંડું છે!" કહી એને પોતાના દુશાલામાં લઇને, જમણો હાથ જોરથી દબાવીને એને એના ઓરડામાં લઇ ગયો. શ્યામાએ ગદ્‌ગદ કંઠે કહ્યું: "જરા બેસશો નહિ?"

મધુસૂદને કહ્યું: "મારે કામ છે."

રાત્રે કોણ જાણે ક્યાંથી ભૂત સવાર થઇ ગયું, જે મધુસૂદનનું તમામ કામ ધૂળમાં મેળવી દેવા માગે છે,– બસ હવે નહિ! એટલું તો એ સમજી ગયો કે કુમુદ તરફથી એની જે ઉપેક્ષા થઇ છે, એની ક્ષતિ–પૂર્તિનો ભંડાર બીજે પણ ક્યાંક જમા છે. પ્રેમમાં માણસ

પોતાનું જે પરમ મૂલ્ય અનુભવે છે, આજે રાત્રે એ અનુભવની મધુસૂદનને જરૂર હતી. શ્યામાસુંદરી સમસ્ત જીવન અને મનથી એની પ્રતિક્ષા કરે છે, એ સાંત્વના પામીને આજે રાત્રે કામ કરવાની એનામાં તાકાત આવી. જે અપમાનનો કાંટો એના હૃદયમાં ભોંકાયો છે, એનું દર્દ ઘણુંખરું ઓછું થઇ ગયું.

આ બાજુ રાત્રે કુમુદને જે આઘાત લાગ્યો, એમાં એને એક પ્રકારની સાંત્વના મળી. જેટલી વાર મધુસૂદને પ્રેમ દેખાડ્યો છે, એટલી વાર કુમુદના હૃદયમાં ખેંચતાણ મચી છે. પ્રેમના મૂલ્યથી જ આ ઋણ અદા કરવું જોઇએ, એ કર્તવ્યની સમજણે એને બહુ ચંચળ બનાવી દીધી હતી. આ લડાઇમાં જીતવાની કુમુદને કંઇ આશા નહોતી; પણ એ પરાજય વિચિત્ર છે. કુમુદે એને દબાવી રાખવાની વારંવાર કોશિશ કરી હતી. કાલે રાત્રે એ દબાયલો પરાજય એકદમ પકડાઇ ગયો. કુમુદની બેખબર દશામાં મધુસૂદને સ્પષ્ટ જોઇ લીધું કે કુમુદની સમગ્ર પ્રકૃતિ મધુસૂદનની પ્રકૃતિની વિરુદ્ધ છે. એક રીતે એ ઠી[illegible] ક્ષિન રૂપે એ એણે જાણી લીધું. હવે બન્ને પોતપોત[illegible]પટ રીતે પાળી તો શકશે. મધુસૂદન જ્યાં એને ચઢા[illegible]વ્યા છે, ક્ષોભપૂર્વક ત્યાં એ એને સ્થાપશે [illegible]ાગે [illegible] સાં[illegible] [illegible]િછાનાપર સૂવાનો અ[illegible] એ [illegible]ડી છે. આ ઘરમાં

[illegible]ાનમાં ઉગી રહ્યો છે [illegible]ાનમાં મધુસૂદન [illegible]ને આઘાત [illegible] સ્વભાવ એ [illegible]દન શા માટે

"વહુરાણીએ જે સૂતેલી ભૂખને જગાડી છે, એનો ખોરાક એ ન આપી શક્યાં, એટલે આ અનર્થ થઇ રહ્યો છે. હું તો કહું છું કે આ વખતે એ દૂર રહે એમાં જ સારૂં છે. એનાથી બીજું કશું થાય કે ન થાય પણ એ શાંતિથી રહી તો શકશે ને?"

"અને આ બધું આમ જ ચાલશે?"

"જે આગને હોલવવાનો બીજો ઉપાય નથી, એને સળગીને ભસ્મ થતાં સુધી દૂર રહીને જોયા વિના બીજો આરો નથી."

બીજે દિવસે સવારે હાબલુ કુમુદિની સાથે સાથે ફર્યાં કર્યો. માસ્તર જ્યારે ભણાવવા આવ્યા અને એને બોલાવવા મોકલ્યો ત્યારે પણ એણે કુમુદના મુખ ભણી જોયા કર્યું. કુમુદ કહેત તો એ ચાલ્યો જાત, પણ કુમુદે બેરાને કહ્યું કે: "આજ હાબલુને રજા આપવી છે."

વહુ થોડા દિવસ માટે પિયર જાય છે, એ વાતનું ભાન આજ કુમુદના જતાં સુધી ન થયું. જાણે આ ઘર વહુને ગૂમાવી રહ્યું છે. જે ચકલીને પાંજરામાં કેદ કરી રાખી હતી, એ જાણે બારણું જરા ઉઘાડું જોઇને ઉડી જાય છે. હવે ક્યારે ય આ પાંજરામાં પાછી નહિ આવે.

નવીને કહ્યું: "ભાભી, જલદી આવજો, એ વાત સંપૂર્ણ દિલથી કહી શકત તો કેવું સારૂં થાત, પણ મુખમાંથી નીકળતી નથી. જેમને ત્યાં તમારૂં યથાર્થ સન્માન છે ત્યાં જ તમે રહો. જ્યારે નવીનની જરૂર હોય ત્યારે એને જરૂર યાદ કરજો."

મોતીની માએ પોતાને હાથે બનાવેલાં કેરીનાં ખાટિયાં, રસપુળા, અથાણાં વગેરે એક બરણીમાં ભરીને પાલખીમાં મૂકી દીધાં. વિશેષ કંઇ બોલી નહિ, પણ એના મનમાં સર્વથી વધારે દુઃખ હતું. જ્યાં

એના તરફ પ્રેમ બતાવે છે? એ શું સાચો પ્રેમ હોઇ શકે? કુમુદનો દ્દઢ વિશ્વાસ છે કે આજે મધુસૂદન પોતાના મનમાં ગમે તે ખ્યાલ કેમ ન કરે, પરંતુ કુમુદથી એનું પેટ નહિ ભરાય. જેટલી જલદી મધુસૂદન આ વાત સમજે એટલું સૌનું મંગલ છે.

કાલે રાત્રે નવીન ભાઇ પાસેથી સંમતિ મેળવીને જેટલા આનંદથી સૂતા ગયો હતો, આજે સવારે એ બધું જ ખેદાનમેદાન થઇ ગયું. રાતના લગભગ અઢી વાગ્યા હશે, મધુસૂદનને એ વખતે નવીનને બોલાવી મગાવ્યો. હુકમ થયો કે કુમુદિનીને વિપ્રદાસને ત્યાં મોકલી દેવામાં આવે, અને જ્યાં સુધી એ પોતે એને ન બોલાવે ત્યાં સુધી એને અહીં આવવાની જરૂર નથી. નવીન સમજી ગયો કે આ દેશપારીની સજા છે.

આંગણાને ઘેરી વળેલા ચોખૂણા ઓટલા પર જ્યાં કાલે રાત્રે મધુસૂદનને શ્યામાસુંદરી મળી હતી, બરાબર એની સામેના ઓટલાની બાજુમાં નવીનનો ઓરડો છે. એ વખતે એ બન્ને સ્ત્રી પુરુષ કુમુદના વિષયમાં જ વાતચિત કરી રહ્યાં હતાં. એટલામાં કોઇકનો અવાજ સાંભળીને જ્યાં મોતીની માએ બારણું ઉઘાડ્યું કે મધુસૂદન અને શ્યામાનું મીલન એની દૃષ્ટિએ પડ્યું. સમજી ગઇ કે કુમુદના ભાગ્યની જાળમાં આજ રાત્રે એક વધારે ગૂંચ પડી.

મોતીની માએ નવીનને કહ્યું: "આવા સંકટના સમયમાં જીજીનુ જવું ઉચિત છે?"

નવીને કહ્યું: "આટલા દિવસથી વહુરાણી નહોતાં, વાત આટલી તો ક્યારે ય વધી નહોતી. વહુરાણી છે માટે તો આ બધું થઇ રહ્યું છે."

"તમે પણ કેવી વાત કરો છો?"

## પ્રકરણ છેંતાલીસમું

### ભાઇની પાસે

મકાનની સામે આવતાં જ પાલખીના બારણાંને જરા એક તરફ હડાવીને કુમુદે ઉપર જોયું. વિપ્રદાસ રોજ આ વખતે સડકના કિનારા-વાળા ઝરૂખામાં બેસીને વર્તમાનપત્રો જોતા હતા; પણ આજે જોયું તો ત્યાં કોઇ નથી. "આજે કુમુદ આવનાર" છે એ ખબર અહીં મોકલવામાં આવી નહોતી. પાલખીની સાથે મહારાજા સાહેબના ચમકતા પટાવાળા દરવાનને જોઇને અહીંના ચપરાસીઓ ગભરાઇ ગયા, હબકી ગયા અને સમજી ગયા કે બહેન આવ્યાં છે. ચોક પાર કરીને પાલખી અંતઃપુર તરફ જતી હતી. કુમુદે વચમાં જ રોકી લીધી, અને સ્ફૂર્તિથી ઉતરીને બહારને દાદરે થઇને ઉપર ચાલી ગઇ. બીજા કોઇને મળે તે પહેલાં સર્વથી પહેલાં ભાઇને મળવાની એને ખૂબ ઇચ્છા છે. એ નિશ્ચયપૂર્વક જાણતી હતી કે બહારના આરામ કરવાના ઓરડામાં જ દર્દી માટે વ્યવસ્થા કરી હશે. ત્યાંથી બારીમાંથી બગી-ચાની કુંજો અને પીપળાના ઝાડોનું એક ઝૂમ દેખાય છે. સવારનો તડકો આ ઝાડના પાંદડાઓમાં થઇને પહેલાં આજ ઓરડામાં આવે છે. વિપ્રદાસને આજ ઓરડો પસંદ છે.

કુમુદ દાદરની પાસે પહોંચી કે સર્વથી પહેલો ટોમ કૂતરો દોડતો આવ્યો અને એની ઉપર આગળના બન્ને પગ જમાવવાની કોશિશ કરતો,

સુધી બાધા સ્થૂળ હતી, મધુસૂદને કુમુદનું બહારથી અપમાન કર્યું છે, ત્યાં સુધી મોતીની માનું પૂરું હૃદય કુમુદના પક્ષમાં હતું; પરંતુ જે બાધા સૂક્ષ્મ છે, જે મર્મગત છે, વિશ્લેષણ કરીને જેના નામનો નિર્ણય કરવો કઠણ છે, એની શક્તિ એટલી પ્રબળ છે, એ વાત મોતીની માને માટે સહજ નથી. સ્વામી જે ક્ષણે પ્રસન્ન થશે, એ ક્ષણે સ્ત્રી તરત જ પોતાનું સૌભાગ્ય સમજશે. મોતીની મા આને જ સ્વાભાવિક માને છે, એના વ્યતિક્રમ ને અતિશ્યોક્તિ. બીજું તો શું પણ એને એ વાત પર પણ ગુસ્સો આવે છે કે વહુરાણી માટે હજી નવીનને લાગે છે. કુમુદની સ્વાભાવિક અરૂચિ બિલકુલ અકૃત્રિમ છે, જેમાં અહંકાર નથી, એટલે સુધી કે આ જ કારણે કુમુદને પોતાની જાતની સાથે દુર્જય વિરોધ છે, પણ સાધારણ રીતે સ્ત્રીઓને માટે આ વાતનો સ્વીકાર કરવો કઠણ છે. જે ચીનાઇ કન્યાએ ત્યાંની પ્રથા અનુસાર પોતાના પગ વિકૃત કરવામાં આપત્તિ નથી ઉઠાવી, એ જો સાંભળે કે સંસારમાં આવી છોકરીઓ પણ છે, જે પોતાના આ પગ-સંકોચની પીડાને સ્વીકારવી અપમાનજનક સમજે છે. તો અવશ્ય એ આ ખેંચતાણને હસીને ઉડાવી દે અને જરૂર કહે કે આ તો બધાં નખરાં છે. જે નિગૂઢ દૃષ્ટિએ સ્વાભાવિક છે, એને જ એ અસ્વાભાવિક માને છે. મોતીની માને કોઇ દિવસ કુમુદના દુઃખથી સર્વથી વધારે દુઃખ થયું હતું, કદાચ એટલે જ આજે એનું મન કઠોર થવા માંડ્યું છે. પ્રતિકૂળ ભાગ્ય જ્યારે વરદાન દેવા આવે છે, ત્યારે એના પગ પર માથું મૂકીને જે સ્ત્રી શીઘ્રતાથી એને ગ્રહણ નથી કરી લેતી, એના પર મમતા રાખવી મોતીની માને માટે અસંભવિત છે—એટલે સુધી કે ક્ષમા આપવી પણ.

કુમુદે બન્ને હાથે વિપ્રદાસના વિખરાયલા વાળ સંભાળીને કહ્યું : “ભાઇ, તમારો ચહેરો કેવો થઇ ગયો છે?”

“મારો ચહેરો સારો રહે એવી કોઇ ઘટના ૯૭ સુધી અહીં બની જ નથી; પણ તારી શું હાલત છે? બિલકુલ ફિક્કી પડી ગઇ છે.”

એટલામાં ખબર સાંભળીને ક્ષેમા ફોઇ આવી પહોંચ્યાં. સાથે જ બારણાં પાસે દાસદાસીઓની ભીડ જામી ગઇ. ફોઇને પ્રણામ કરતાં જ એમણે કુમુદને છાતી સરસી ચાંપી. નોકરચાકરોએ આવીને પ્રણામ કર્યા. સૌને કુશળ સમાચાર પૂછ્યા પછી કુમુદે ફોઇને કહ્યું : “ફોઇ, ભાઇનો ચહેરો બહુ ખરાબ થઇ ગયો છે.”

“થઇ જ જાયને? તારા હાથની સેવા પામ્યા વિના એમનું શરીર સુધરવાની જ ના પાડે છે.”

વિપ્રદાસે કહ્યું: “ફોઇ, કુમુદને જમવાનું તો પૂછો?”

“જમશે નહિ તો! એને વળી જમવાનું પણ કહેવું પડે? પાલખીવાળા અને દરવાન વગેરેને બેસાડીને આવી છું. જાઉં, એમને જમીને જમાડી આવું. ત્યાં સુધી તમે બન્ને બેસીને વાતો કરો.”

વિપ્રદાસે ક્ષેમા ફોઇને પાસે બોલાવીને એમના કાનમાં કંઇક કહી દીધું. કુમુદ સમજી ગઇ કે એને સાસરેથી આવેલા માણસોને કેવી વિદાય આપવી એની વાત થઇ ગઇ. આ વાતમાં કુમુદ આજે બીજા પક્ષની થઇ ગઇ છે. એની સંમતિ જ કોઇ લેતું નથી, એ એને જરા પણ ગમ્યું નહિ. કુમુદ એનો બદલો લેવા તૈયાર થઇ ગઇ. આ ઘરમાં ચિરકાળથી જે એનું સ્થાન ચાલ્યું આવ્યું છે, એનો એણે ફરીથી ઉપયોગ કરવો શરૂ કર્યો.

પુંછડી હલાવતો પોતાની ભાષામાં કુમુદને કોણ જાણે શું શું કહેવા લાગ્યો. કુમુદને એણે થકવી નાંખી. ટૉમ પણ ઉછળતો અને કૂદતો કુમુદની સાથે જ ચાલ્યો. વિપ્રદાસ એક નાના શા કૉચ પર અર્ધ સૂતેલી હાલતમાં પડ્યા હતા. ઘૂંટણ સુધી છીંટની રજાઇ પડી છે, જમણા હાથમાં એક પુસ્તક છે અને એ હાથ બિસ્તરા પર શિથિલ પડ્યો છે, જાણે થાકીને થોડીવાર પહેલાં વાંચવું બંધ કરી દીધું હોય. ચાનો પ્યાલો અને રકાબી પાસે જ જમીન પર પડ્યાં છે, એક જુદી નાની રકાબીમાં થોડી એંઠી રોટલી છે. ઓશીકા પાસે લટકતા કબાટમાં પુસ્તકો અવ્યવસ્થિત પડ્યાં છે. રાત્રે જે લેમ્પ સળગાવવામાં આવ્યું હતું તે ધુમાડાથી કાળું બનીને હજી સુધી એક ખૂણામાં પડ્યું છે.

કુમુદ વિપ્રદાસના ચહેરા ભણી જોઇને ચોંકી પડી. ભાઇની આવી વિવર્ણ રુગ્ણ–મૂર્તિ તો એણે ક્યારે ય નહોતી જોઇ. ત્યારના વિપ્રદાસ અને અત્યારના વિપ્રદાસ–બન્નેમાં જાણે યુગોનું અંતર છે. ભાઇના પગમાં માથું મૂકીને કુમુદે રડવા માંડ્યું.

"અરે, કુમુદ ! આવી ગઇ તું ? આવ, અહીં આવ." કહીને વિપ્રદાસે એને પાસે ખેંચી લીધી. જો કે પત્રમાં વિપ્રદાસે એક રીતે એને આવવાની મનાઇ કરી હતી, તો પણ એમને આશા હતી કે કુમુદ આવશે જ. જ્યારે જોયું કે કુમુદ આવી શકી છે, એટલે એમણે માન્યું કે હવે કોઇ મુસ્કેલી નથી. કુમુદને માટે એનું કુટુંબજીવન હવે સરળ, સ્વાભાવિક થઇ ગયું છે. કુમુદને બોલાવી લાવવા માટે એમના તરફથી પાલખી, માણસો વગેરે મોકલવાં જોઇતાં હતાં. નિયમ તો એવો જ છે, પણ એવું ન થતાં કુમુદ ચાલી આવી, એના પરથી વિપ્રદાસે એની સ્વતંત્રતાની જેટલી કલ્પના કરી લીધી તેટલી સ્વતંત્રતાની આશા એમણે મધુસૂદનના ઘર માટે ક્યારે ય રાખી નહોતી.

વિપ્રદાસ ચૂપ થઇ ગયા. કુમુદ ઓરડાના એક ખૂણામાં ટેબલ પર ચાદર બિછાવીને એના પર દવાની શીશી વગેરે બધું ગોઠવીને મૂકવા લાગી. થોડીવાર પછી વિપ્રદાસે પૂછ્યું: "તો શું તુ કાલે જઇશ ?"

"ના, હમણાં હું થોડા દિવસ તમારી પાસે રહેવાની છું."

ટૉમ કૂતરો કોચની નીચે શાંત થઇને નિદ્રા દેવીની સાધનામાં નિયુક્ત હતો. કુમુદે લાડ કરીને એના નિયમિત શ્વાસનો ભંગ કર્યો. એણે ઉછળીને કુમુદની ગોદમાં બે પગ જમાવીને પોતાની ભાષામાં આલાપવું શરૂ કરી દીધું. વિપ્રદાસ સમજી ગયા કે એકાએક કુમુદે કંઇક ગોટાળો કરીને એની ઓથે પોતાની સૃષ્ટિની રચના કરી છે.

થોડીવાર પછી કૂતરા સાથે રમવાનુ બંધ કરીને કુમુદે કહ્યું: "ભાઇ, બાર્લી પીવાનો વખત થયો, લઇ આવું ?"

"ના, વખત નથી થયો." કહીને કુમુદને ઇશારો કરીને ખાટલા પાસે એક બાજઠ પર બેસાડી પોતાના હાથમાં એનો હાથ લઇને કહ્યું: "કુમુદ, મને દિલ ખોલીને કહે, તારે ત્યાં કેવું ચાલે છે ?"

તરત કુમુદ કંઇ કહી ન શકી, માથું નીચું કરીને બેસી રહી; જોતજોતામાં ચહેરો પડી ગયો, બચપણની જેમ ભાઇની છાતી પર માથું નાંખીને રોઇ પડી. બોલી: "ભાઇ, હું બધું જ જુદું સમજી, હું કંઇ જ જાણતી નહોતી."

વિપ્રદાસ ધીરે ધીરે કુમુદના માથા પર હાથ ફેરવવા લાગ્યા. થોડીવાર પછી બોલ્યા: "હું તને બરાબર શિક્ષણ ન આપી શક્યો. મા હોત તો તને સાસરે જવા લાયક બનાવી દેત !"

કુમુદે કહ્યું: "હું તો શરૂઆતથી માત્ર તમને લોકોને જ ઓળખું

પહેલાં તો ભાઇના રસોઇઆ ગોકુલને ફુસફુસ કરીને કાંઇ હુકમ આપ્યો, પછી એણે પોતાની ઇચ્છા પ્રમાણે ઘર ગોઠવવા માંડ્યું. રકાબી, પ્યાલા, લેમ્પ, સોડાની ખાલી બાટલી, મેલા રૂમાલ વગેરે બધું હઠાવીને એક બાજુ ઝરૂખામાં મૂકી દીધું. ક્બાટમાં પુસ્તકો બરાબર ગોઠવી દીધાં, ખડીઓ, શાહીચૂસ, પાણી પીવાની કાચની સુરાહી અને ગ્લાસ, નાનો શો અરિસો, બધું બધું ગોઠવી દીધું.

એટલામાં ગોકુલ એક પિત્તળના વાસણમાં ગરમ પાણી, પ્યાલો અને એક સાફ ટુવાલ લઇ આવ્યો અને એક નેતરના નાના ટેબલ પર બધું મૂક્યું. ભાઇની સંમતિની જરા ય પ્રતિક્ષા કર્યા વિના કુમુદે ગરમ પાણીમાં ટુવાલ ભીનો કરીને એમનું શરીર સારું કર્યું. વિપ્રદાસે બાળકની જેમ બધું સહન કરી લીધું. ક્યારે કઇ દવા આપવી અને પરેજી વગેરે જાણીને એ તો એવી ઉસ્તાદ થઇને બેઠી કે જાણે એના જીવનમાં બીજી કોઇ જવાબદારી જ નથી.

વિપ્રદાસ મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યા કે આનો શું અર્થ ? વિચાર્યું હતું કે મળવા આવી છે તે થોડી વારમાં ચાલી જશે પણ લક્ષણ તો એવા નથી દેખાતાં. વિપ્રદાસ જાણવા ઇચ્છે કે સાસરે કુમુદનો સંબંધ કેટલો અને કયાં સુધી પહોંચ્યો છે; પણ સ્પષ્ટ પૂછવામાં એમને સંકોચ થાય છે. કુમુદ પોતાને મુખે જ સંભળાવશે, એ આશામાં જ એ રહ્યા. માત્ર જરા ધીરેથી પૂછી લીધું : "આજે પાછી કયારે જવાની તું, કુમુદ?"

કુમુદે કહ્યું : "હું આજ નથી જવાની."

વિપ્રદાસે વિસ્મિત થઇને પૂછ્યું : " એમાં તારાં સાસરિયાંને કંઇ આપત્તિ તો નથી ને?"

"ના ના. મારા પતિની સંમતિ છે."

થોડીવાર પછી કુમુદે વિપ્રદાસ તરફથી પોતાનું માથું જરા બીજી બાજુ ફેરવીને કહ્યું : "હું ભાઇ, પતિ-પર કોઇ રીતે ય હું મારા મનને પ્રસન્ન નથી કરી શકતી, એ શું મારૂં પાપ છે?"

"કુમુદ, તું જાણે છે કે પાપપુણ્યને માટે મારો મત શાસ્ત્રો સાથે સંમત નથી થતો."

ઉદાસીન થઇને કુમુદ એક અંગ્રેજી માસિકના પાના ઉથલાવવા લાગી. વિપ્રદાસે કહ્યું: "જુદા જુદા માણસોનું જીવન પોતાની ઘટનાઓ અને અવસ્થાઓમાં પરસ્પર એટલું બધું ભિન્ન હોઇ શકે છે કે ભલા બૂરાના સાધારણ નિયમોને ખૂબ પાકા કરીને બાંધી દેવાથી પણ ઘણું કરીને એ નિયમ જ રહે છે, ધર્મ નહિ, "

કુમુદે માસિકમાં જ દૃષ્ટિ રાખીને કહ્યું: "જેમ મીરાંબાઇનું જીવન."

પોતાની અંદર કર્તવ્ય-અકર્તવ્યનું દ્વન્દ્વ જ્યારે પણ કઠણ થઇ ગયું છે, ત્યારે કુમુદને મીરાંબાઇની યાદ પડી છે. એકાગ્ર ચિત્તથી એ ઇચ્છે છે કે કોઇ એને મીરાંબાઇના આદર્શને સારી રીતે સમજાવી દે.

કુમુદ જરા કોશિશ કરીને સંકોચને દૂર કરીને કહેવા લાગી: "મીરાંબાઇ પોતાના યથાર્થ સ્વામીને પોતાના હૃદયમાં જ પામી ગઇ હતી, એટલે જ સામાજિક સ્વામીને એ આ રીતે છોડી શકી હતી, પણ કુટુંબ અને ઘરને તોડવાનો એટલો મોટો અધિકાર મને કંઇ ઓછો છે?"

વિપ્રદાસે કહ્યું: "કુમુદ, તારા ભગવાનને તું મનથી પામી ચુકી છું?"

"એક વખત એવું માન્યું પણ હતું; પણ જ્યારે સંકટમાં પડી, ત્યારે જોયું કે મારો પ્રાણ કેવો સહાય-ગયો છે. એટલી કોશિશ કરી, પરંતુ કોઇ રીતે ય મારી આગળ હું એમને સત્ય રૂપમાં ન લાવી શકી. મારૂં સર્વથી મોટું દુઃખ જ આ છે."

છું. અહીંથી બીજે સ્થળે જઇને આટલો બધો ફેર જોઇશ એની મેં કલ્પના પણ કરી નહોતી. બચપણથી મેં જેટલી કલ્પના કરી છે તે બધી અહીંના જ વાતાવરણમાં, તમને જોઇને જ. એટલે હું મનમાં જરા ય ડરી નહિ. હું જાણું છું કે માને ઘણીવાર બાપુજીએ દુઃખ દીધું છે, એ ઉપદ્રવની ચોટ બહારની હતી, અંદરની નાહ. અહીં તો આવું અંદરનું જ અપમાન થાય છે, મારૂં."

વિપ્રદાસ કંઇ પણ કહ્યા વિના, લાંબો શ્વાસ લઇને, ગુપચુપ વિચાર કરવા લાગ્યા. આ વાત તો એ લગ્નના અનુષ્ઠાનના આરંભમાં જ સમજી ગયા હતા કે મધુસૂદન પોતાની દુનિયાથી જુદો, તદ્દન જુદા જ જગતનો આદમી છે. એ જ વિષમ ઉદ્વેગથી જાણે એમનું શરીર કોઇ પણ રીતે સ્વસ્થ નથી રહેતું. આ નાગની ચૂડમાંથી કુમુદનો ઉદ્ધાર કરવાનો કોઇ ઉપાય નથી. સર્વથી વધારે મુશ્કેલી તો એ છે કે એ માણસના હાથમાં, દેવાને કારણે વિપ્રદાસની સંપત્તિ ઘરેણે પડી છે. આ અપમાનિત સંબંધનો ભાર કુમુદને પણ સતાવી રહ્યો છે. આટલા દિવસ રોગશય્યા પર પડ્યા પડ્યા વિપ્રદાસ રોજ એ જ વિચાર કર્યા કરે છે કે મધુસૂદનના આ ઋણના બંધનમાંથી શી રીતે છુટકારો મળે. કલકત્તે આવવાની એમની ઇચ્છા નહોતી, એટલા માટે કે ક્યાંક કુમુદને સાસરે એમનો સહજ વ્યવહાર અસંભવિત ન બની જાય. કુમુદ પર એમનો જે સ્વાભાવિક સ્નેહનો અધિકાર છે, એ ક્યાંક પદ પદ પર લાંછિત ન થઇ જાય, એટલા માટે નિશ્ચય કર્યો હતો કે નૂરનગરમાં જ પોતે રહેશે. કલકત્તે આવવા તૈયાર થયા એમાં એક હેતુ એ હતો કે કોઇ મહાજન પાસે કરજે રૂપિયા લેવાની વ્યવસ્થા થઇ શકે. એ જાણતા હતા કે આ ભારે મુશ્કેલ કામ છે. એટલે એની ચિંતાનું ભૂત એમનાં હૃદય અને મનને અસ્વસ્થ કરી રહ્યું છે.

"પિય ઘર આયે, સોઇ પ્યારી પિય પ્યાર રે!
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,
ચરણ કમલ બલિહાર રે!"

વિપ્રદાસ આંખો મીચીને સાંભળવા લાગ્યા. ગાતાં ગાતાં કુમુદની બન્ને આંખો ભરાઇ આવી-એક અપૂર્વ દર્શનથી. અંતરનું આકાશ પ્રકાશમય બની ગયું. પ્રિયતમ ઘેર આવ્યા છે, હૃદયમા ચરણ કમળનો સ્પર્શ થઇ રહ્યો છે. અત્યંત સત્ય બની ગયું અંતરજગત–જ્યાં મીલન થાય છે. ગીત ગાતાં ગાતાં ત્યાં પહોંચી ગઇ. "ચરણ કમલ બલિહાર રે!" સમસ્ત જીવનને ભરી દીધું એ ચરણ કમલોએ, એનો અંત નથી–સંસારમાં. હવે દુઃખ અપમાનને માટે જગ્યા જ ક્યાં રહી? "પિય ઘર આયે–" આનાથી વધારે શું જોઇએ! આ ગીત ક્યારે ય જો પૂરૂં ન થાય તો તો કુમુદ ચિરકાળ માટે બચી ગઇ.

ટ્રીપોઇ પર ટોસ્ટ કરેલી બ્રેડ અને એક ગ્લાસમાં બાર્લી મૂકીને ગોકુલ ચાલ્યો ગયો. કુમુદે ગીત બંધ કરીને કહ્યુંઃ "ભાઇ, થોડા દિવસ પહેલાં હું મનમાં ને મનમાં ગુરુ શોધી રહી હતી, મને જરૂર છે, નહિ? પણ તમે તો મને ગીતનો મંત્ર આપી જ દીધો છે."

"કુમૂ, મને શરમીંદો ન બનાવ. મારા જેવા ગુરૂ ગલીએ ગલીએ મળે છે. એ લોકો બીજાને જે મંત્રો આપે છે તેમનો અર્થ એ પોતે જ નથી જાણતા. કુમૂ, તું કેટલા દિવસ અહીં રહી શકે છે, કહે તો?"

"જેટલા દિવસ બોલાવવા ન આવે તેટલા."

"તેં અહીં આવવાની ઇચ્છા કરી હતી?"

"ના."

"કુમુદ, મનમાં ભરતી ઓટના ખેલ ચાલ્યા કરે છે. ફરીશ નહિ, વચ્ચે વચ્ચે રાત આવી જાય છે એ ઠીક છે, પણ એનાથી કંઇ દિવસનો નાશ તો નથી થતો ને. તું જે કંઇ પામી છું તે તારા પ્રાણ સાથે એક તો થઇ ગયું છે ને?"

"એટલી જ આશિશ આપો, ભાઇ, જેથી હું એમને ભૂલી ન જાઉં. એ નિર્દયી છે, દુ:ખ દે છે, મને દેશે એટલા ખાતર ભૂલી ન જાઉં."

"ભાઇ, મારા વિચારો કરાવી કરાવી ને હું તમને થકવી નાંખું છું, નહિ?"

"કુમુદ, તારા બાળપણથી જ તારે માટે વિચાર કરવાનો મને અભ્યાસ જ પડી ગયો છે. આજે જો તારી વાત જાણવાનું બંધ થઇ જાય, તારે માટે વિચાર ન કરૂં, તો મને સૂનું સૂનું લાગે છે. એ શૂન્યતાને ફંફોળતા જ મારૂં મન થાકી ગયું છે."

કુમુદ વિપ્રદાસના પગ પર હાથ ફેરવતી ફેરવતી બોલી, "મારે માટે તમે જરા ય ચિંતા ન કરશો, ભાઇ, મારૂં જે રક્ષણ કરનાર છે, એ મારા અંતરમાં જ છે. મારા પર વિપત્તિ ભલે આવે."

"સારૂં, હવે જવા દે એ વાત. હું તને જે રીતે ગીત શીખવતો હતો, મન થાય છે કે એ રીતે આજે પણ શીખવું."

"મારા સુભાગ્ય હતા ભાઇ, કે તમે એટલું સંગીત શીખવ્યું હતું, એ જ મને બચાવે છે; પણ આજે નહિ. પહેલાં તમે જરા ઠીક થઇ જાવ. આજે તો ઉલટું હું તમને એક ગીત સંભળાવું."

ભાઇને ઓશીકે બેસીને કુમુદે ધીરેધીરે ગાવા માંડ્યું:

# પ્રકરણ સુડતાલીસમું

## સહવેદનાનું સૌન્દર્ય

કાળુ ઘરમાં આવ્યો કે તરત જ કુમુદે પ્રણામ કર્યા. કાળુએ કહ્યું: "નાની બહેન, આવી ગયાં? હવે ભાઈને આરામ થતાં વાર નહિ લાગે."

કુમુદની આંખો ભરાઈ આવી. આંસુ સંભાળીને બોલી: "ભાઈ, બાર્લીમાં લીંબુ નાંઠ લ્યો ?"

વિપ્રદાસે ઉદાસીનતા બતાવીને હાથ ઉંચો કર્યો, એટલે નહિ હોય તો ય શો વાંધો છે ? કુમુદ જાણે છે કે ભાઈને બાર્લી પસંદ નથી, એટલે એ જ્યારે ભાઈને બાર્લી આપતી ત્યારે તેમાં થોડું લીંબુ, ગુલાબજળ અને બરફ નાંખીને શરબત બનાવી આપતી. એટલું આયોજન આજે નથી, તો પણ વિપ્રદાસે પોતાની ઇચ્છા કોઈને બતાવી નહિ. જે કંઈ સામે આવી ગયું તે અરુચિથી પણ ખાઈ લીધું.

બાર્લી સારી રીતે બનાવી લાવવા માટે કુમુદ બહાર ચાલી ગઈ.

વિપ્રદાસે ઉદ્વિગ્ન થઈને પૂછ્યું: "બોલો કાળુભાઈ, શું ખબર છે ?"

"તમારા એકલાની સહીથી રૂપિયા ધીરવા કોઈ તૈયાર નથી

"એટલે ?"

"એટલેનો અર્થ વિચારવાથી કંઇ લાભ નથી, ભાઇ. કોશિશ કરવા છતાં તમે નહિ સમજી શકો. તમારી પાસે આવી શકી એટલું જ બસ છે. જેટલા દિવસ રહી શકું, તેટલું સારું છે. ભાઇ, તમારું ખાવું હજી બાકી છે, પહેલાં ખાઇ લ્યો."

નોકરે આવીને ખબર કરીઃ "મુખરજી સાહેબ આવ્યા છે."

વિપ્રદાસે જાણે જરા વ્યસ્ત થઇને કહ્યુંઃ "અહીં બોલાવો એમને."

વિપ્રદાસે કંઇ જવાબ ન આપ્યો. ચુપચૂપ પડ્યા પડ્યા વિચારવા લાગ્યા.

કુમુદ બાર્લી લઇને આવી. વિપ્રદાસના મુખ પાસે પ્યાલો લાવીને બોલી: "ભાઇ લ્યો, આટલું પી લ્યો."

વિપ્રદાસ પોતાની ચિંતામાંથી અકસ્માત ચોંકી ઉઠ્યા. કુમુદ સમજી ગઇ કે ભાઇ અત્યાર સુધી કોઇ ઘેરા ઉદ્વેગમાં ડુબ્યા હતા.

કાળુ જ્યારે બહાર ગયો ત્યારે કુમુદ એની પાછળ પાછળ ગઇ, અને ઝરૂખામાં બહાર એની પાસે જઇને બોલી: "કાળુભાઇ, આ વાત શી છે, મને બધું કહેવું પડશે."

"શું કહેવું પડશે, બહેન?"

"તમે લોકો કોઇ ભારે ચિંતામાં પડ્યા છો."

"જમીન જાગીર હોય અને ચિંતા ન હોય, એવું કદી પણ આ સંસારમાં બને છે, નાની બહેન? આ તો કાંટાળા વૃક્ષનું રૂપ છે. ભૂખને લીધે તોડીને ખાવુંય પડે છે અને તોડતી વખતે આખું શરીર ઉઝરડાઇ જાય છે."

એ બધી વાતો પછી, પહેલાં મને બતાવો, શું થયું છે?"

"જમીન જાગીર વિષે વાતો છોકરીઓને ન કહેવાય."

"મને ખબર છે, તમે લોકો જે વાતો કરો છો તે. બતાવું?"

"બતાવો."

"ભાઇએ મારા પતિ પાસેથી કરજ લીધું છે તે વિષયમાં."

થતું, સુબોધની પણ સહી જોઇએ. મારવાડી શ્રીમંતોમાંથી કોઇક આપી શકે એમ છે, પણ એ તો સટ્ટા જેવો ખેલ છે, .વ્યાજ ઘણું વધારે માગે છે. એ આપણને શી રીતે પોષાય ?"

"કાળુભાઇ, સુબોધને તાર કરવો પડશે આવવા માટે. હવે વાર કર્યે નહિ ચાલે."

"મને પણ રંગઢંગ સારા નથી લાગતા. પેલે વખતે તમારી વીંટી વેચીને મૂળ દેવામાંથી થોડુંક ચૂકવવા માટે જે રૂપિયા હું લઇને ગયો હતો એ મધુસૂદને ન લીધા. હું તો ત્યારે જ સમજી ગયો કે મામલો ઠીક નથી. પોતાની મરજી પ્રમાણે એ તો ક્યારે આપણને સંકડામણમાં મૂકી દે એનું કહેવાય નહિ."

વિપ્રદાસ ચૂપચાપ પડીને વિચારવા લાગ્યા.

કાળુએ કહ્યું : "ભાઇ સાહેબ, નાની બહેન આજે સવારે અચાનક ચાલ્યા આવ્યા તે કાંઇ નારાજ કરીને તો ચાલ્યાં નથી આવ્યાં ને ? મધુસૂદનને નારાજ કરવા જેવી આજે આપણી દશા નથી, એ વાત ભૂલવા જેવી નથી."

"કુમુદ કહે છે કે એ એના પતિની સંમતિથી આવી છે."

"એ સંમતિનું સ્વરૂપ કેવું છે ? એ જોયા વિના મન નિશ્ચિંત નહિ થાય. હું કેટલી સાવધાનીથી એની સાથે વર્તું છું એ તમને શી રીતે બતાવું ? ગુસ્સામાં આખું શરીર બળતું હતું ત્યારે પણ બધું સહન કરી લીધું છે. ગૌરીશંકર પર્વતની જેમ ધખતા બપોરે પણ એનો બરફ પીગળતો નથી. એક તો આમ પણ એ મહાજન, તેમાં વળી બનવી. એ સંબંધ નભાવવા કઠણ છે."

"ના, હું જાણું છું કે હજી સુધી કોઈ ચોક્કસ ગોઠવણ નથી થઈ."

"નાની બહેન, તમે બધું પહેલેથી જાણો છો, ત્યારે મને પૂછો છો શા માટે? બચપણમાં એક દિવસ તમે મારી મૂછો પકડીને પૂછ્યું હતુંઃ 'મૂછો શા માટે થાય છે?' મેં કહ્યું હતું કે સમયસર મૂછોના બીજ વાવ્યાં હતાં માટે. બસ, પ્રશ્નનું સમાધાન તરત જ થઈ ગયું હતું. અત્યારે પૂછત તો જવાબ દેવાને માટે ડૉક્ટર બોલાવવો પડત. બધી વાતો તમારે સ્પષ્ટ રૂપે જાણવી જ જોઈએ એવો કંઈ જગતનો નિયમ નથી."

"જુઓ, હું તમને પ્રથમથી જ કહી દઉં, કાળુભાઈ, ભાઈની બધી વાતો મારે જાણવી પડશે."

"શી રીતે ભાઈની મૂછો ઊગી, તે પણ?"

"આ રીતે તમે વાતને ઉડાવી નહિ શકો. હું ભાઈનું મોઢું જોઈને જ સમજી ગઈ કે હજી સુધી રૂપિયાની વ્યવસ્થા થઈ નથી."

"માનો કે નથી થઈ શકી, તો એ જાણવાથી તમને શું લાભ?"

"એ હું નથી કહી શકતી, પણ મારે એ જાણવું તો જોઈએ જ. તમને રૂપિયા હજી નથી મળ્યા?"

"ના, નથી મળ્યા."

"સરળતાથી નહિ મળે?"

"મળશે જરૂર, પણ સરળતાથી નહિ. બહેન, તારી સાથે ચર્ચા કર્યા વિના જો હવે હું એની શોધમાં નીકળું તો કદાચ કામ આગળ વધી શકે છે. હું હવે જાઉં છું."

કંઇ જવાબ ન આપીને કાળુ પોતાની મોટી મોટી આંખો–કૌતુકભર્યા હાસ્ય સાથે–ફાડીને કુમુદ ભણી જોઇ રહ્યો.

"તમારે મને કહેવું જ પડશે. મેં કહ્યું એ બરાબર છે કે નહિ?"

"તમે છો તો ભાઇની જ બહેન ને? કેવા પહેલાં જ વાત સમજી જાય છે."

લગ્ન પછી પહેલે જ દિવસે જે વખતે મધુસૂદને વિપ્રદાસના લેણદાર હોવાની વાત દંભપૂર્વક કરી હતી, તે દિવસથી જ કુમુદે ભાઇ સાથેના પોતાના પતિના સંબંધનું અગૌરવ સમજી લીધું હતું. રોજ એ એકાગ્ર ચિત્તથી ઇચ્છતી હતી કે એ મટી જાય. કુમુદને લેશ માત્ર સંદેહ નહોતો કે એના ભાઇના મનમાં આ અપમાન કાંટાની જેમ દર્દ કરી રહ્યું છે. તે દિવસે નવીને વિપ્રદાસના પત્રની જે વ્યાખ્યા કરી હતી, ત્યારે જ કુમુદ સમજી ગઇ હતી કે આ બધાનું મૂળ લેણદેણનો સંબંધ જ છે. કુમુદ હવે આ બધી વાતોને બરાબર સમજી ગઇ કે ભાઇનું શરીર કેમ દુર્બળ છે અને કયા કામની તાકીદને લઇને ભાઇ ખાસ કલકત્તે આવ્યા છે.

"કાળુભાઇ, મારાથી છુપાવશો નહિ, ભાઇ ગમે ત્યાંથી નવું કરજ મેળવવા અહીં આવ્યા છે."

"હાસ્તો, કરજ લઇને જ કરજ ચૂકવવું પડશે. રૂપિયા કંઇ આસમાનમાંથી તો નથી પડવાના ને? સગાંસંબંધીઓના કરજદાર બનીને રહેવું એ ઠીક નથી.

"હા એ તો ઠીક વાત છે, પણ રૂપિયાની વ્યવસ્થા થઇ શકી?"

"એની ચિંતામાં જ ફરી રહ્યો છું. થઇ જશે, એમાં બીવાની જરૂર નથી."

"ના, હું જાણું છું કે હજી સુધી કોઇ ચોક્કસ ગોઠવણ નથી થઇ."

"નાની બ્હેન, તમે બધું પહેલેથી જાણો છો, ત્યારે મને પૂછો છો શા માટે? બચપણમાં એક દિવસ તમે મારી મૂછો પકડીને પૂછ્યું હતું: 'મૂછો શા માટે થાય છે?' મેં કહ્યું હતું કે સમયસર મૂછોના બીજ વાવ્યાં હતાં માટે. બસ, પ્રશ્નનું સમાધાન તરત જ થઇ ગયું હતું. અત્યારે પૂછત તો જવાબ દેવાને માટે ડૉક્ટર બોલાવવો પડત. બધી વાતો તમારે સ્પષ્ટ રૂપે જાણવી જ જોઇએ એવો કંઇ જગતનો નિયમ નથી."

"જુઓ, હું તમને પ્રથમથી જ કહી દઉં, કાળુભાઇ, ભાઇની બધી વાતો મારે જાણવી પડશે."

"શી રીતે ભાઇની મૂછો ઉગી, તે પણ?"

"આ રીતે તમે વાતને ઉડાવી નહિ શકો. હું ભાઇનું મોઢું જોઇને જ સમજી ગઇ કે હજી સુધી રૂપિયાની વ્યવસ્થા થઇ નથી."

"માનો કે નથી થઇ શકી, તો એ જાણવાથી તમને શું લાભ?"

"એ હું નથી કહી શકતી, પણ મારે એ જાણવું તો જોઇએ જ. તમને રૂપિયા હજી નથી મળ્યા?"

"ના, નથી મળ્યા."

"સરળતાથી નહિ મળે?"

"મળશે જરૂર, પણ સરળતાથી નહિ. બ્હેન, તારી સાથે ચર્ચા કર્યા વિના જો હવે હું એની શોધમાં નીકળું તો કદાચ કામ આગળ વધી શકે છે. હું હવે જાઉં છું."

થોડે દૂર જઇને કાણુ પાછો આવ્યો. "નાની બ્હેન, તમે આજે સવારે જે અહીં ચાલ્યાં આવ્યાં, તેમાં તો કંઇ ગરબડ નથી ને? બરાબર સાચું કહેજો."

"છે કે નહિ એ હું સ્પષ્ટ રીતે નથી જાણતી."

"પતિની સંમતિ મળી હતી?"

"માગ્યા વિના જ એમણે સંમતિ આપી દીધી હતી."

"ગુસ્સામાં?"

"એ તો મને બરાબર ખબર નથી, પણ કહ્યું છે કે બોલાવ્યા વિના આવવાની જરૂર નથી."

"એ તો ઠીક નથી. બોલાવ્યા વિના જ ચાલ્યા જજો, પોતાની મેળે જ જજો."

"એમ જવાથી તો હુકમભંગ થશે."

"એ તો હું જોઇ લઇશ."

ભાઇ આજે જે આવી વિપત્તિમાં પડયા છે, એનો બધો અપરાધ કુમુદ પર છે. એ વાતની યાદ કર્યા વિના એનાથી રહેવાયું નહિ. પોતાની જાતને ખૂબ કઠોર માર મારવાની ઇચ્છા થાય છે. સાંભળ્યું છે કે કેટલાક સાધુસંતો કાંટાની શય્યા પર સૂવે છે. કુમુદ એવી શય્યા પર સૂવા રાજી છે, જો એનું કંઇ ફળ મળે તો. કોઇ યોગી, કોઇ સિદ્ધ પુરુષ જો એને રસ્તો બતાવે તો હંમેશને માટે એ એને હાથે વેચાઇ જવા તૈયાર છે. જરૂર આવી કોઇ વિભૂતિ હશે પણ એ મળે ક્યાં? જો અબળા ન હોત, તો કોઇને કોઇ ઉપાય એ કરત; પણ

વચલા ભાઇ શું ધંધો કરે છે? એકલા મોટાભાઇ પર બધો ભાર નાંખીને શું જોઇને ઇંગ્લાંડમાં બેસી રહ્યા છે?

કુમુદે ઓરડામાં જતાં જ જોયું કે વિપ્રદાસ ઉપર, છત પર દૃષ્ટિ ઠેરવીને કંઇક વિચાર કરી રહ્યા છે. આમ કરવાથી ઓછું કંઇ શરીર સુધરે છે? વિરોધી ભાગ્યને બારણે માથું પછાડવાની એને ઇચ્છા થાય છે.

ભાઇને ઓશીકે બેસીને કપાળે હાથ ફેરવતાં કુમુદે કહ્યું: " ભાઇ ઇંગ્લાંડથી ક્યારે આવશે?"

"કોણ જાણે ક્યારે આવશે."

"એમને આવવા માટે લખો ને."

"શા માટે?"

"કામકાજનો બધો ભાર માત્ર તમારા ઉપર જ પડ્યો છે, તે એ તમે શી રીતે ઉંચકી શકશો?"

"કોઇ દાવાદાર હોય છે, કોઇ જવાબદાર હોય છે. એ બન્નેથી જ સંસાર ચાલે છે. જવાબદારી મેં મારે માથે લીધી છે, એ હું બીજાને શા માટે આપુ?"

"હું જો પુરુષ હોત તો જબરજસ્તીથી તમારી પાસે છીનવી લેત."

"તો તો તું સમજી શકે છે, કુમુદ, કે જવાબદારી માથે લેવાની પણ એક લાલચ છે, તું પોતે લેવા માટે અસમર્થ છે માટે બિચારા ભાઇ પર લાદીને પોતાની આતુરતા મીટાવવા ચહાય છે. કેમ, મેં એવો શો ગુનો કર્યો છે?"

"ભાઇ, તમે કરજ લેવા આવ્યા છો?"

"શી રીતે માની લીધું ?"

"તમારો ચહેરો જોઈને જ હું સમજી ગઈ. હું એમાં કંઈ પણ કરી શકું એમ નથી ?"

"શું, બતાવ."

એમ માનો કે કોઈ દસ્તાવેજ પર સહી કરીને. મારી સહીની જરા પણ કિંમત નથી ?"

"ઘણી મોટી કિંમત છે, પણ એ મારે માટે, મહાજન માટે નહિ."

હું તમારે પગે પડું, ભાઈ મને બતાવો હું તમારે માટે શું કરી શકું ?"

"લક્ષ્મી, બેટા, તું શાંતિ રાખ. ધીરજ ધરીને રાહ જો. યાદ રાખ, સંસારમાં આ પણ એક મોટું કામ છે. તોફાનની સામે નાવને સાચવવી એ જેમ એક ભારે કાર્ય છે, મગજને ઠેકાણે રાખવું એ પણ એટલું જ ભારે કાર્ય છે. મારો ઇસરાજ જરા લઈ આવીને બજાવ."

"ભાઈ, મારી ખૂબ ઇચ્છા છે કે કંઈક કરૂં."

"બજાવવું શું 'કંઈક' નથી ?"

"હું ઇચ્છું છું કોઈ કઠણ કામ."

"દસ્તાવેજ પર સહી કરવા કરતાં ઇસરાજ બજાવવો એ બહુ કઠણ કામ છે. જા, લઈ આવ, અને બજાવ જરા.

# પ્રકરણ અડતાલીસમું

## વહેમી માનસ

એક દિવસ એવો હતો કે મધુસૂદનથી જેમ બીજાં બધાં ડરતાં હતાં તેટલી જ બીક શ્યામાસુંદરીને પણ લાગતી. અંદર અંદરથી મધુસૂદન એના તરફ થોડો ઢળેલો રહેતો એનો અંદાજ શ્યામાસુંદરીએ કાઢયો હતો; પરંતુ કઇ બાજુથી ઘેરો ઘાલીને એની વધારે નિકટ પહોંચી શકાય એનો અંદાજ એને મળતો નહોતો. અંધારે અંધારે ફાંફાં મારીને એણે કોશિશ પણ કરી છે પણ દરેક વખત બિચારી ધક્કો ખાઇને જ પાછી ફરી છે. મધુસૂદન એકનિષ્ઠ બનીને પોતાના વ્યવસાયની ઉન્નતિમાં મચ્યો હતો, કાંચનની સાધનામાં એણે કામિનીને બહુ તુચ્છ માની હતી, એટલે સ્ત્રીઓ એનાથી ખૂબ ડરતી હતી; પરંતુ આ ભયમાં પણ એક પ્રકારનું આકર્ષણ હતું. ભયથી કંપતી છાતી અને સંકોચભર્યા વ્યવહાર સાથે શ્યામાસુંદરી નહિ જેવા એક આવરણને ઓથે રહીને મુગ્ધ મને મધુસૂદનની આસપાસ વિંટળાતી રહી છે. માત્ર વચ્ચે વચ્ચે મધુસૂદને અસાવધાન દશામાં જ્યારે એને ધમકી આપી છે ત્યારે કંઇક ડર ઉત્પન્ન થયો છે. પણ સાથોસાથ તરત જ કેટલાક દિવસો સુધી તદ્દન વિપરીત દિશાથી મધુસૂદને એ વાતને પ્રમાણિત કરવાની કોશિશ કરી છે કે એના જીવનમાં સ્ત્રીઓ

બિલકુલ સાહજ્ય છે. એટલે જ શ્યામાસુંદરીએ આજ સુધી પોતાની જાતને બહુ સંયત રાખી છે.

મધુસૂદનના લગ્ન પછી હવે એનાથી રહેવાતું નહોતું. મધુસૂદન જો બીજી સાધારણ સ્ત્રીઓની જેમ કુમુદની પણ અવગણના કરત, તો એ કોઇ રીતે પણ સહન થાત. પરંતુ શ્યામાએ જ્યારે જોયું કે, મધુસૂદન જેવો આદમી પણ દોરડું ઢીલું કરીને કોઇ સ્ત્રીને સોડમાં રાખીને અંધ વેગથી ઉન્મત્ત બની શકે છે, ત્યારે તો સંયમનું રક્ષણ કરવું એને માટે સરળ ન રહ્યું. આ દિવસોમાં હિંમત બાંધીને જ્યારે જ્યારે એ જરા જરા આગળ વધતી હતી, એને લાગતું પણ હતું કે એ આગળ વધે છે. વચ્ચે વચ્ચે જરા જરા અડચણ આવી છે, પણ એ ય હટી જાય છે, એવું પણ એણે જોયું છે. મધુસૂદનની નિર્બળતા પકડાઇ ગઇ, એટલે હવે શ્યામાના અંતરમાં ધીરજ રહેતી નથી. કુમુદના ચાલ્યા જવાની આગલી રાત્રે મધુસૂદને શ્યામાને જેટલી પોતાના તરફ ખેંચી હતી એવું તો ક્યારે ય બન્યું નહોતું. પણ ત્યાર પછી શ્યામાને ડર લાગવા માંડ્યો કે કંઇ ઉલ્ટો ધક્કો ન વાગે; પરંતુ શ્યામા સમજી ગઇ કે હવે જો એ કાયરતા નહિ બતાવે તો ભયનું કારણ આપોઆપ દૂર થઇ જશે.

મધુસૂદન સવારે જ બહાર ચાલ્યો ગયો હતો; બપોરે એક વાગ્યા પછી ઘેર પાછો આવ્યો છે. કેટલાય દિવસો થયાં પણ એના સ્નાન અને આહારમાં આવો વ્યતિક્રમ નથી થયો. આજે તો એ ખૂબ જ થાક્યો હાર્યો ઘેર આવ્યો છે. આવતાં જ એને પહેલી વાત સાંભળી કુમુદની. કુમુદ પોતાના ભાઇને ઘેર ચાલી ગઇ છે અને તે પણ ખુશી થઇને ગઇ છે. અત્યાર સુધી મધુસૂદન પોતાના પગ ઉપર ઉભો હતો, કોણ જાણે ક્યારે જરા ઢીલ મૂકાઇ ગઇ–શરીર અને મનની આતુરતાને

સમયે કોઈ યુવતીના પ્રેમને શરણુ આપવાની સુખી ઇચ્છા હૃદયમાં જાગી ઉઠી–એટલે અનાયાસે જ કુમુદના ચાલ્યા જવાથી એને પોતાના ઉપર આવો ધિક્કાર આવ્યો. આજે ભોજનને સમયે શ્યામા જાણી જોઈને જ પાસે આવીને ન બેઠી; કદાચ કાલે રાત્રે પકડાઈ જવાને કારણે મધુસૂદન એના પર નારાજ થઈ ગયો હોય તો. જમ્યા પછી પોતાના સૂવાના ઓરડામાં જઈને મધુસૂદન થોડી વાર ચુપચાપ બેસી રહ્યો, પણ ત્યાર પછી એણે પોતે શ્યામાને બોલાવી મગાવી. શ્યામા લાલ રંગનો એક વિલાયતી દુશાલો ઓઢીને જાણે સંકુચિત ભાવે, ઓરડામાં આવીને એક બાજુ નીચું જોઈને ઉભી રહી. મધુસૂદને બોલાવી : " આવો, અહીં આવો, બેસો."

શ્યામા ઓશીકા પાસે બેસીને : " તમે તો આજે ખૂબ દુબળા લાગો છો " કહીને ઝૂકીને એના માથા પર હાથ ફેરવવા લાગી.

મધુસૂદને કહ્યું :"ઓહો, 'તમારા હાથ તો ખૂબ ઠંડા છે."

રાત્રે મધુસૂદન જ્યારે સૂવા આવ્યો ત્યારે શ્યામાએ વગર બોલાવ્યે જ ઓરડામાં પ્રવેશીને કહ્યું : "ઓહ, તમે એકલા જ છો?"

શ્યામાસુંદરીએ જાણે જરા હિંમત કરીને કંઈ આવરણુ જ રહેવા ન દીધું. કોઈને સાક્ષી રાખ્યા વગર વિના સંકોચે એ પોતાનો અધિકાર પાકો કરી લેવા માગે છે. સમય પણ વધારે નથી. કોણ જાણે ક્યારે કુમુદ આવી પહોંચે, એટલે એ પહેલાં જ આ બધું પૂરૂં થઈ જવું જોઈએ. આવી વાતમાં તો સ્પષ્ટતા હોય તો જ કાર્યસિદ્ધિ થાય છે. જરા જેટલી પણ લજ્જા રહી ગઈ તો થઈ રહ્યું. જોતજોતામાં વાત દાસદાસીઓ અને નોકરચાકરોમાં ફેલાઈ ગઈ. મધુસૂદનની અંદર ઘણા દિવસોની પ્રવૃત્તિનો અગ્નિ જેટલા જોરથી દબાઈ

રહ્યો હતો, એનાથી વધારે જોરથી એ ફાટી નીકળ્યો. એણે કોઇની પરવા ન કરી. ઘરમાં ખુલ્લી રીતે પોતાની ઉન્મત્તતા જાહેર કરી દીધી.

નવીન અને મોતીની મા પણ સમજી ગયાં કે આ ભરતીને હવે રોકી શકાય એમ નથી.

"જીજીને નહિ બોલાવો હવે? વધારે વાર કરવી એ કંઇ ઉચિત છે?"

"એ જ વિચાર કરી રહ્યો છું. ભાઇ સાહેબના હુકમ વિના તો ચારો જ નથી ચરાતો. જોઉં છું. કોશિશ કરીશ."

તે દિવસે સવારે નવીન કુશળતાથી ભાઇની પાસે આ વાતને છેડવા ગયો, ત્યારે જોયું તો ભાઇસાહેબ બહાર જવાની તૈયારીમાં છે–દરવાજાની સામે ગાડી તૈયાર ઉભી છે.

નવીને પૂછ્યું: "ક્યાંક બહાર પધારો છો કે શું?"

મધુસૂદને જરા સંકોચ દૂર કરીને કહ્યું: "પેલા જ્યોતિષી વેંકટ-સ્વામીની પાસે."

નવીનની સામે એ પોતાની નિર્બળતા છુપાવવા માગતો હતો. અકસ્માત યાદ આવ્યું કે એને સાથે લઇ લેવાથી વધારે સરળતા થશે, એટલે કહ્યું: "ચાલ મારી સાથે."

નવીને વિચાર્યું: "આ તો ફસાયા!" બોલ્યો: "પહેલાં એને ઘેર જઇને જોઇ આવું કે એ ઘેર છે કે નહિ. મને ખબર છે ત્યાં સુધી તો એ દેશ ચાલ્યો ગયો છે, જવાની વાત તો કરતો હતો."

મધુસૂદને કહ્યું: "ચાલો, જોઇ આવીએ."

નવીન નિરૂપાય થઇને સાથે ચાલ્યો, પણ એના મનમાં સંકોચ હતો.

જ્યોતિષીના મકાનની સામે ગાડી ઉભી રહેતાં જ ઝડપથી ઉતરીને, જરા આમતેમ જોઇને કહ્યું: "ઘરમાં કોઇ લાગતું નથી."

આટલું કહેતાંની વારમાં તો વેંકટ સ્વામી દાતણ કરતા કરતા બારણામાં દેખાયા. નવીને ઝડપથી આગળ વધીને પ્રણામ કરીને કહી દીધું: "જરા સાવધાનીથી વાત કરજો."

એ જૂના અંધકારભર્યા ઘરમા એક તૂટેલા પાટ પર સૌ બેસી ગયા. નવીન મધુસૂદનની પાછળ બેઠો. મધુસૂદન પૂછે તે પહેલાં જ નવીને કહ્યું: "મહારાજા સાહેબના દિવસો આજકાલ બહુ જ ખરાબ જાય છે. એ ગ્રહો ક્યારે શાંત થશે, જરા સારી રીતે કહો, શાસ્ત્રીજી?"

મધુસૂદને નવીનના આવા ઢીલા પ્રશ્નોથી નાખુશ થઇને એની જાંઘને અંગૂઠાથી જરા દબાવી.

વેંકટ સ્વામીએ રાશિ ચક્રથી બિલકુલ સ્પષ્ટ બતાવી દીધું કે મધુસૂદનના ધન-સ્થાને શનિની દૃષ્ટિ પડી છે.

ગ્રહના જ્ઞાનનું મધુસૂદનને કામ નહોતું, એનાથી એને કંઇ લાભ પણ નહોતો, કારણ એની સાથે સમાધાન કરવું કઠણ છે, જે જે માણસો એની સાથે શત્રુતા આદરી બેઠા છે, એમનો સ્પષ્ટ પરિચય જોઇએ. પછી એ વર્ણમાલાના ગમે તે વર્ગમાં હોય, એનું નામ શોધવું પડશે. નવીનની મુસ્કેલી હતી કે એ મધુસૂદનની ઑફિસની સ્થિતિથી તદ્દન અપરિચિત હતો. ઇશારાથી પણ એ કંઇ ન સમજાવી શક્યો. વેંકટ સ્વામી 'મુગ્ધબોધ'ના ગોખેલા મંત્રોનું રટણ

કરતા હતા અને મધુસૂદનના ચહેરા ભણી જોતા હતા. આજે તો નામ બતાવવામાં ભૃગુમુનિએ બિલકુલ મૌન સાધ્યું. અકસ્માત શાસ્ત્રીજી બોલી ઉઠયાઃ "એક સ્ત્રી શત્રુતા આદરી બેઠી છે."

નવીનના જીવમાં જીવ આવ્યો. એ સ્ત્રી શ્યામાસુંદરી જ છે એ હવે કોઇ રીતે કહાવી લેવું જોઇએ. બસ. પછી ફિકર નહિ. મધુસૂદનને માત્ર નામ જોઇએ છે. શાસ્ત્રીજીએ હવે વર્ણમાલાના વર્ગ શરૂ કર્યા, 'કવર્ગ' શબ્દ કહીને એ જરા ધ્યાનમગ્ન સ્થિતિમાં અટકી ગયા, કટાક્ષથી મધુસૂદનની સામે જોવા લાગ્યા. 'કવર્ગ' સાંભળતા જ મધુસૂદનના મુખપર જાણે વીજળી દોડી ગઇ. આ તરફ 'નહિ'નો ઇશારો કરવા માટે નવીને પાછળથી ડોકું ધૂણાવવા માંડ્યું. નવીનને શી ખબર કે મદ્રાસમાં એનો ઉલ્ટો અર્થ થાય છે. વેંકટ સ્વામીને હવે સંદેહ ન રહ્યો. અવાજ જરા ગંભીર કરીને બોલ્યા. 'કવર્ગ.' મધુસૂદનનો ચહેરો જોઇને જ સમજાઇ ગયું હતું કે કવર્ગના પહેલા જ અક્ષરનું નામ હશે. એટલે જરા એની વિશદ વ્યાખ્યા કરતા કહ્યું: 'ક'માં જ મધુસૂદનનું 'કુ' છે. અર્થાત અશુભ છે.

ત્યાર પછી પૂરૂં નામ જાણવાનો આગ્રહ ન બતાવતાં વ્યગ્રતાપૂર્વક મધુસૂદને પૂછ્યું: "એનો પ્રતિકાર શું?"

વેંકટ સ્વામીએ ગંભીરતાપૂર્વક કહ્યું: "કંટકેનૈવ કંટકં"–અર્થાત ઉદ્ધાર પણ કોઇ સ્ત્રી જ કરશે.

મધુસૂદન ચકિત થઇ ગયો. વેંકટ સ્વામીએ માનવ સ્વભાવનો અભ્યાસ કર્યો લાગે છે.

નવીને ચંચળ બનીને પૂછ્યું: "સ્વામીજી, ઘોડદોડમાં મહારાજનો ઘોડો શું જીતી ગયો?"

વેંકટ સ્વામી જાણે છે કે રેસમાં ઘણું ખરું ઘોડા જીતતા જ નથી. જરા હિસાબ કરવાનો ઢોંગ કરીને કહ્યું : " હાનિ લાગે છે."

થોડા દિવસ પહેલાં જ મધુસૂદનનો ઘોડો એક મોટી શરત હાર્યો છે. મધુસૂદનને વાત કરવાની તક આપ્યા વિના જ મોઢું બગાડીને નવીને પૂછ્યું : " સ્વામીજી, મારી દીકરી શી રીતે પાર ઉતરશે ?" કહેવાની જરૂર નથી કે નવીનને દીકરી જ નથી.

વેંકટ સ્વામીએ અંદાજ બાંધી દીધો કે વરની શોધમાં છે, નવીનના ચહેરા પરથી જોઇ લીધું કે છોકરી અપ્સરા જેવી નહિ હોય. કહી દીધું : " પાત્ર જલદી નહિ મળે, ઘણા રૂપિયા આપવા પડશે."

મધુસૂદનને બોલવા દીધા વિના ઉપરાછાપરી દસબાર ઉખાણા જેવા પ્રશ્નો પૂછી, એના વિચિત્ર ઉત્તરો અપાવીને નવીને કહ્યું : " ભાઇ સાહેબ, આમા શું છે ? ચાલો હવે."

ગાડીમાં બેસતાં જ નવીને કહ્યું: "ભાઇ, આની આ બધી ચાલાકી છે. છોકરી હરામખોર-!"

"પણ તે દિવસે તો—"

"તે દિવસે તો એણે પહેલેથી જ ખબર મેળવી લીધેલી."

"શી રીતે જાણ્યું કે હું આવવાનો છું."

"મારી જ બેવકૂફી હતી, મારો ગુનો થયો કે હું તમને એની પાસે લઇ આવ્યો."

જ્યોતિષી ગમે તેટલો ઢોંગી સાબિત થાય તો પણ 'કદાચ'નો 'ક' મધુસૂદનના મનમાં ખટકી રહ્યો. જરા વિચાર કરતાં લાગ્યું કે નક્ષત્રો તો અનાદર કરીને પરસુરણ પ્રશ્નોના ગમે તેવા જવાબો આપે

કરતા હતા અને મધુસૂદનના ચહેરા ભણી જોતા હતા. આજે તો નામ બતાવવામાં ભૃગુમુનિએ બિલકુલ મૌન સાધ્યું. અકસ્માત શાસ્ત્રીજી બોલી ઉઠયા: "એક સ્ત્રી શત્રુતા આદરી બેઠી છે."

નવીનના જીવમાં જીવ આવ્યો. એ સ્ત્રી શ્યામાસુંદરી જ છે એ હવે કોઇ રીતે કહાવી લેવું જોઇએ. બસ. પછી ફિકર નહિ. મધુસૂદનને માત્ર નામ જોઇએ છે. શાસ્ત્રીજીએ હવે વર્ણમાલાના વર્ગ શરૂ કર્યા, 'કવર્ગ' શબ્દ કહીને એ જરા ધ્યાનમગ્ન સ્થિતિમાં અટકી ગયા, કટાક્ષથી મધુસૂદનની સામે જોવા લાગ્યા. 'કવર્ગ' સાંભળતા જ મધુસૂદનના મુખપર જાણે વીજળી દોડી ગઇ. આ તરફ 'નહિ'નો ઇશારો કરવા માટે નવીને પાછળથી ડોકું ધૂણાવવા માંડ્યું. નવીનને શી ખબર કે મદ્રાસમાં એનો ઉલ્ટો અર્થ થાય છે. વેંકટ સ્વામીને હવે સંદેહ ન રહ્યો. અવાજ જરા ગંભીર કરીને બોલ્યા. 'કવર્ગ.' મધુસૂદનનો ચહેરો જોઇને જ સમજાઇ ગયું હતું કે કવર્ગના પહેલા જ અક્ષરનું નામ હશે. એટલે જરા એની વિશદ વ્યાખ્યા કરતા કહ્યું: 'ક'માં જ મધુસૂદનનું 'કુ' છે. અર્થાત અશુભ છે.

ત્યાર પછી પૂરૂં નામ જાણવાનો આગ્રહ ન બતાવતાં વ્યગ્રતાપૂર્વક મધુસૂદને પૂછ્યુ: "એનો પ્રતિકાર શું?"

વેંકટ સ્વામીએ ગંભીરતાપૂર્વક કહ્યું: "કંટકેનૈવ કંટકં"—અર્થાત ઉદ્ધાર પણ કોઇ સ્ત્રી જ કરશે.

મધુસૂદન ચકિત થઇ ગયો. વેંકટ સ્વામીએ માનવ સ્વભાવનો અભ્યાસ કર્યો લાગે છે.

નવીને ચંચળ બનીને પૂછ્યું: "સ્વામીજી, ઘોડદોડમાં મહારાજનો ઘોડો શું જીતી ગયો?"

વેંકટ સ્વામી જાણે છે કે રેસમાં ઘણુંખરું ઘોડા જીતતા જ નથી. જરા હિસાબ કરવાનો ઢોંગ કરીને કહ્યું : "હાનિ લાગે છે."

થોડા દિવસ પહેલાં જ મધુસૂદનનો ઘોડો એક મોટી શરત જીત્યો છે. મધુસૂદનને વાત કરવાની તક આપ્યા વિના જ મોઢું બગાડીને નવીને પૂછ્યું : "સ્વામીજી, મારી દીકરી શી રીતે પાર ઉતરશે?" કહેવાની જરૂર નથી કે નવીનને દીકરી જ નથી.

વેંકટ સ્વામીએ અંદાજ બાંધી દીધો કે વરની શોધમાં છે, નવી-નના ચહેરા પરથી જોઈ લીધું કે છોકરી અપ્સરા જેવી નહિ હોય. કહી દીધું : "પાત્ર જલદી નહિ મળે, ઘણા રૂપિયા આપવા પડશે."

મધુસૂદનને બોલવા દીધા વિના ઉપરાછાપરી દસબાર ઉલટાસુલટા પ્રશ્નો પૂછી, એના વિચિત્ર ઉત્તરો અપાવીને નવીને કહ્યું : "ભાઈ સાહેબ, આમા શું છે? ચાલો હવે."

ગાડીમાં બેસતાં જ નવીને કહ્યું: "ભાઈ, આની આ બધી ચાલાકી છે. છોકરી હરામખોર."

"પણ તે દિવસે તો—"

"તે દિવસે તો એણે પહેલેથી જ ખબર મેળવી લીધેલા."

"શી રીતે જાણ્યું કે હું આવવાનો છું."

"મારી જ બેવકૂફી હતી, મારો ગુનો થયો કે હું તમને એની પાસે લઈ આવ્યો."

જ્યોતિષી ગમે તેટલો ઢોંગી સાબિત થાય તો પણ 'કવર્ગ'નો 'ક' મધુસૂદનના મનમાં ખટકી રહ્યો. જરા વિચાર કરતાં લાગ્યું કે નક્ષત્રો તો અનાદર કરીને પરચુરણ પ્રશ્નોના ગમે તેવા જવાબો આપે

છે, પણ મૂળ પ્રશ્નના ઉત્તરમાં ભૂલ નથી થતી. મધુસૂદને જેની કલ્પના નહોતી કરી એવો ખરાબ સમય લગ્નની સાથે જ આવ્યો. એનાથી વધારે મોટું પ્રમાણ બીજું શું જોઇએ ?

નવીને ધીરે ધીરે જિકર છેડીઃ "ભાઇ સાહેબ, બે અઠવાડિયા થઇ ગયાં, હવે વહુરાણીને બોલાવી લઇએ તો ?"

"કેમ, એટલી બધી શી ઉતાવળ છે ? જો નવીન, હું તને કહી દઉં છું કે હવેથી આવી બધી વાતો તું મારી આગળ ન કરીશ."

નવીન ભાઇ સાહેબને ઓળખે છે, એટલે સમજી ગયો કે આ વાતની અહીં જ પૂર્ણાહુતિ થઇ ગઇ. તો પણ જરા હિંમત બાંધીને પૂછી લીધુંઃ " મોતીની મા વહુરાણીને મળવા જાય એમાં તો વાંધો નથી ને ?"

મધુસૂદને અવગણનાભર્યા અવાજે કહ્યુંઃ "ભલે ને જાય."

## પ્રકરણ ઓગણપચાસમું

### ભાઇનું હૃદય

વિપ્રદાસે ઉતાવળે ઇશારો કરીને સામેની આરામખુરશી દેખાડીને કહ્યું : "આવો નવીન બાબુ, આવો, અહીં બેસો."

નવીને કહ્યું : "કદાચ આપને મારી બરાબર ઓળખાણ નહિ મળી હોય. તમને એમ હશે કે હું કોઇ રાજકુટુંબનો દીકરો હોઇશ; પણ એવું નથી. હું તો આપની જે નાની બહેન છે, તેનો અધમ સેવક છું. મારૂં સન્માન કરીને આપ તો મારો આશિર્વાદ ઉડપ કરવા માગો છો. પણ આપને શું થઇ ગયું આ? આવું આપનું સુદૃઢ શરીર પણ હવે તો હાડકાંનું માળખું જ લાગે છે. છાયા જ છાયા દેખાય છે.

"શરીર સત્ય નથી-છાયા જ છે. વચ્ચે વચ્ચે એનું ભાન થતું રહે એ ઠીક છે. એનાથી અંતનો પાઠ સુધરી જાય છે."

એટલામાં કુમુદ આવી પહોંચી. ઓરડીમાં પ્રવેશતાં જ બોલી : "દિયરજી, ચાલો થોડું જમી લ્યો."

"જમું પણ એક શરત છે. જ્યાં સુધી એ પૂરી નહિ થાય ત્યાં સુધી આ બ્રાહ્મણ અતિથિ તમારે બારણે ભૂખ્યો જ પડી રહેશે."

"શી શરત છે, સંભળાવો તો ખરા ?"

"જ્યાં સુધી તમે અમારે ત્યાં હતા, અરજી પેશ કરી રાખી હતી, ત્યાં કંઇ ચાલતું નહોતું. ભક્તને તમારે એક છબી આપવી પડશે. તે દિવસે તો કહ્યું હતું કે નથી, પણ આજ એ વાત નહિ ચાલે. આ સામે, ભીંતે જ લટકાવેલી છે."

સારી છબી સુભાગ્યે ક્યારેક જ ઉતરી જાય છે. કુમુદની આ તસ્વીર પણ એવો ભાગ્યનો જ અકસ્માત હતો. માથે જેમ પ્રકાશ પડવાથી કુમુદનું આંતરિક સ્વરૂપ ચહેરા પર ખીલી ઉઠે છે. તેવો જ પ્રકાશ આ તસ્વીરમાં પણ પડ્યો છે. લલાટ પર નિર્મળ બુદ્ધિની દીપ્તિ છે, અને આંખોમાં ગંભીર સરળતાની કરૂણતા ભરી છે. તસ્વીરમાં એ ઉભી છે, એનો સુંદર ડાબો હાથ એક ખાલી ખુરશી પર પડ્યો છે. એમ લાગે છે જાણે એ પોતાની દૂરની છાયા જોઇને સ્તબ્ધ બની ગઇ છે.

પોતાની આ તસ્વીર પર કુમુદની દૃષ્ટિ પડી નથી. એના ભાઇએ કલકત્તાથી ખાસ ફોટોગ્રાફરને બોલાવીને લગનના થોડા દિવસ પહેલાં જ આ તસ્વીર લેવડાવી હતી. એને એ પોતાના ઓરડામાં જ રાખતા. આ જોઇને કુમુદનું હૃદય પીગળી ગયું. એને એમ થયું કે એની બીજી નકલ હશે. એણે ભાઇના મુખ સામે જોયું. નવીને કહ્યું: " સમજી ગયા, વિપ્રદાસ બાબુ, વહુરાણીની કૃપા થઇ છે. જુઓ, એમની આંખો ભણી જુઓ. હું અયોગ્ય છું, માટે જ મારા ઉપર એમની વિશેષ કરૂણા છે. "

વિપ્રદાસે હસીને કહ્યું: " કુમુદ, પેલી મારી ચામડાની પેટીમાં બીજી ઘણી તસ્વીરો છે. પોતાના ભક્તને વરદાન દેવાની ઇચ્છા હોય તો કંઇ ત્રુટિ નથી.

કુમુદ જ્યારે નવીનને જમાડવા લઇ ગઇ ત્યારે કાળુ એકદમ આવ્યો અને બોલ્યોઃ "મેં નાનાભાઇને જલદી આવવાનો તાર કરી દીધો."

"મારા નામથી?"

"હા, તમારા જ નામથી. મને ખબર છે કે તમે અંત સુધી 'હા' 'ના' કર્યા કરશો, અને આ બાજુ સમય કઠણ આવી રહ્યો છે. ડૉક્ટરે જે કંઇ કહ્યું તે જોતાં હવે તમારા ઉપર વધારે બોજો નાંખી શકાય એમ નથી."

ડૉક્ટરનું કહેવું છે કે હૃદયવિકારનાં લક્ષણો દેખાઇ રહ્યાં છે, શરીર અને મનને શાંત રાખવાં જોઇએ. એક વખત વિપ્રદાસને કુસ્તીનો હદથી વધારે શોખ હતો, એનું જ આ ફળ છે, અને એની સાથે મનનો ઉદ્વેગ ભળ્યો છે.

સુબોધને આ રીતે જબરજસ્તીથી બોલાવવો ઠીક છે કે નહિ એ વિપ્રદાસને સમજાયું નહિ. ચુપચૂપ વિચારવા લાગ્યા. કાળુએ કહ્યુંઃ "મોટાભાઇ, તમે નાહકની ચિંતામાં પડ્યા છો, જમીનદારીની ગમે તે અંતિમ વ્યવસ્થા હમણાંથી જ થઇ જવી જોઇએ, અને આ કામ એમના વિના પૂરું થઇ શકે એમ નથી. બાર ટકા વ્યાજ ભરીને મારવાડીને ઘેર વેચાઇ નથી જવું. એમાં બે લાખ રૂપિયા વ્યાજના તો એ પહેલેથી જ કાપી લેશે, ઉપરાંત દલાલી જુદી."

વિપ્રદાસે કહ્યુંઃ "સારું, આવવા દો સુબોધને. પણ નહિ આવે તો?"

"ગમે તેટલા મોટા સાહેબ કેમ ન બની ગયા હો, પણ તમારો તાર મળ્યા પછી એમનાથી નહિ રહેવાય, એને માટે તમે ખાત્રી

જમે રાખો. પણ ભાઇસાહેબ, હવે બહેનને સાસરે મોકલી દેવાં ઠીક છે."

વિપ્રદાસ થોડી વાર શાંત બેસી રહ્યા, પછી બોલ્યા : "મધુસૂદનના બોલાવ્યા વિના મોકલી શકાય તેમ નથી."

"કેમ, બહેન કંઇ મધુસૂદનના કારખાનાની મજૂરણ છે? પોતાને ઘેર જવું તેમાં હુકમની શી જરૂર?"

ભોજન સમાપ્ત કરીને નવીન એકલો જ વિપ્રદાસના ઓરડામાં આવ્યો. વિપ્રદાસે કહ્યું: "કુમુદનું તમારા પર ખૂબ વહાલ છે."

નવીને કહ્યું: "હું અયોગ્ય છું, એટલે એમનો મારા પર વધારે પ્રેમ છે."

"એટલે એને વિષે હું તમને કંઇક પૂછવા માગું છું. મારાથી કંઇ પણ છુપાવશો નહિ."

"મારી પાસે એવી કંઇ પણ વાત નથી કે જે હું તમને ન કહી શકું."

"કુમુદ જે અહીં આવી છે, એમાં મને કંઇક ગડબડ લાગે છે."

"તમારી માન્યતા સાચી છે. જેના અનાદરની કલ્પના પણ ન થઇ શકે તેનો ય અનાદર થાય છે."

"એટલે અનાદર થયો છે?"

"એટલા ખાતર તો આવ્યો છું. બીજું તો કંઇ કરી શકું એમ નથી, એટલે ચરણરજ માથે ચઢાવીને ક્ષમા માગું છું."

"કુમુદ જો આજે જ સાસરે પાછી જાય, તો એમાં કંઈ હાની ખરી ?"

"સાચું કહું ? ત્યાં જવાનું કહેવાની મારી હિંમત નથી ચાલતી."

મૂળ વાત શું છે એને વિષે વિપ્રદાસે નવીનને કંઇ ન પૂછ્યું. માન્યું કે પૂછવાનો અર્થ નથી. કુમુદને પુછીને પણ રહસ્ય જાણવાની એમને રૂચિ ન થઇ. અંદર ને અંદર સટપટાવા લાગ્યા. કાળુને બોલાવીને પૂછ્યું: "તમે તો ત્યાં અવરજવર કરો છો. તમે કઇ મધુસૂદન વિષે જાણો છો ?"

"કંઇક આભાસ મળ્યો છે, પણ પૂરી વાત જાણ્યા વિના મારે કંઇ પણ કહેવું નથી. બીજા બે દિવસ ધીરજ ધરો, બધી ખબર મેળવી લઇશ."

આશંકાથી વિપ્રદાસનું હૃદય વ્યથિત થઇ ગયું. પ્રતિકાર કરવાનો કોઇ ઉપાય એમની પાસે નહોતો, એટલે દુશ્ચિંતાથી એમનું હૃદય વેદનાથી અતિશય પીડાવા લાગ્યું.

## પ્રકરણ પચાસમું

### નારીત્વનું અપમાન

કુમુદને જે વાતની ઘણા દિવસથી ઇચ્છા હતી તે આજે પૂરી થઇ ગઇ. એ જ પરિચિત ઘરમાં, પોતાના ભાઇના સ્નેહની હૂંફમાં એ પાછી ફરી, પણ અહીં આવીને જોયું તો એનું એ સ્વાભાવિક સ્થાન હવે નથી. રહી રહીને અભિમાનથી એનું મન કહે છે કે એ પાછી ચાલી જાય. કારણ એ સ્પષ્ટ સમજે છે કે બધાના મનમાં હમેશાં એ પ્રશ્ન રમી રહ્યો છે–"એ પાછી એને ઘેર કેમ નથી જતી, એને શું થયું છે?" ભાઇના ગહન સ્નેહમાં એ જ માત્ર એક ઉત્કંઠા છે એટલે સ્પષ્ટ આલોચના ચાલી શકે એમ નથી. એનો વિષય એ પોતે જ છે એટલે એનાથી એ વાત છુપાવવામાં આવે છે.

સંધ્યા નમવા માંડી. તડકા આછા થયા. સૂવાના ઓરડામાં બારીની પાસે કુમુદ બેઠી છે. કાગડાઓ કૌ કૌ કરે છે. બહાર ગાડીઓની અવરજવરનો અવાજ અને વસતિનો કોલાહલ થઇ રહ્યો છે. નૂતન વસંતની હવા શહેરનાં ઈંટ-પથરો પર રંગ ચઢાવી શકી નથી. સામેના મકાનને પોતાની ઓથે સંતાડીને એક બદામનું વૃક્ષ ઉભું છે. અસ્થિર પવન એના ઘેરા લીલા રંગના પાંદડાઓને હલાવી ઝૂલાવીને ત્રીજા પહોરના તડકાના ટુકડા

કરી કરીને એને છેતરી રહ્યો છે. આ જ વખતે પાળેલી હરિણી પોતાના અજાણ્યા જંગલમાં નાસી જવા ઇચ્છે છે. જે દિવસે પવનમાં વસંતનો સ્પર્શ થાય છે ત્યારે એમ લાગે છે કે જાણે પૃથ્વી ઉત્સુક બનીને નીલ આકાશના સુદૂર માર્ગ ભણી તાકી રહી છે. જે કંઇ ચારે તરફ ઘેરાયલું પડ્યું છે, એ મિથ્યા દેખાય છે. અને જેનો પત્તો નથી લાગ્યો, જેની તસ્વીર ખેંચતી વખતે રંગ આસમાનમાં વેરાઇ જાય છે, છબી ઝાંખી ઝાંખીને જલસ્થલને ઇશારે નાસી જાય છે, એને જ મન સર્વથી શ્રેષ્ઠ સત્ય માને છે. કુમુદનું મન હારી રહ્યું છે, અને સર્વસ્વ છોડીને નાસવા ઇચ્છે છે. પણ આ કેવી દીવાલ છે! આજે આ ઘરમાં પણ મુક્તિ નથી. કલ્પનામાં મૃત્યુને એણે મધુર બનાવી દીધું. મનમાં ને મનમાં બોલી: 'સાંવરો યમુનાને કિનારે ઉભો છે, એ જ શ્યામ, એના જ અભિસારમાં જાઉં છું, દિવસોના દિવસો, કેટલી લાંબી સફર છે–કેટલી દુઃખદ સફર છે!' યાદ આવ્યું ભાઇની બિમારી વધી રહી છે. હું તો એમની સેવા કરવા આવી હતી, અને મેં જ આવીને બિમારી વધારી દીધી. હવે તો હું જે કંઇ કરીશ તે ઉલ્ટું જ થશે. બન્ને હાથે મોઢું દબાવીને કુમુદે ખૂબ રડી લીધું. રૂદનનો વેગ થંભ્યો, એટલે નિશ્ચય કરી લીધો કે એ પોતાને ઘેર પાછી ચાલી જશે, જે થશે તે જોઇ લેવાશે. બધું જ સહી લેશે. અંતે તો મુક્તિ છે જ–શીતળ, ગંભીર, મધુર. એ જ મૃત્યુની કલ્પના જેમ જેમ એના મનમાં ઘર કરવા માંડી, તેમ તેમ પોતાના જીવનનો ભાર એને હલકો લાગવા માંડ્યો. મનમાં ને મનમાં ગણગણવા લાગી—

પથપર રયન અંધેરી,
કુંજપર દીપ ઉજિયારા.

બપોરે કુમુદ ભાઇને સુવડાવીને આવી હતી, હવે દવા આપવાનો

સમય થઇ ગયો. ઓરડામાં આવીને જોયું તો વિપ્રદાસ ઉઠયા છે અને ખોળામાં પોર્ટફોલિયો રાખીને સુબોધને અંગ્રેજીમાં પત્ર લખે છે. જરા વઢવાના સુરમાં કુમુદે કહ્યું: "ભાઇ, આજ તો તમે બરાબર ઉઠ્યા પણ નહિ."

વિપ્રદાસે કહ્યું: "તને એમ લાગે છે કે જાણે સુવાથી જ વિશ્રામ મળે છે. મને જ્યારે પત્ર લખવાની આવશ્યકતા સમજાય છે ત્યારે પત્ર લખવાથી જ શાંતિ મળે છે."

કુમુદને લાગ્યું કે આવશ્યકતા એને જ માટે છે. સમુદ્રની આ પાર એક ભાઇને વ્યાકૂળ કરી દીધા છે હવે સમુદ્રને પેલે પાર બીજા ભાઇને વ્યાકૂળ કરવા નીકળી છે. એમની બહેન એવું શું તકદીર લઇને જન્મી છે! ભાઇને ચા પીવડાવ્યા પછી એણે કહ્યું: "ઘણા દિવસ થયા ભાઇ, હવે ઘેર જવું ઠીક છે."

વિપ્રદાસે કુમુદના મુખ ભણી જોઇને સમજવાની કોશિશ કરી કે કહેવાનો ભાવ શું છે. આટલા દિવસોથી ભાઇબહેનમાં જે સ્પષ્ટ સમજવા–સમજાવવાનો ભાવ હતો, તે હવે નથી રહ્યો; હવે તો મનની વાતને ખાતર અંધારામાં ફાંફાં મારવા પડે છે. વિપ્રદાસે લખવું બંધ કરી દીધું. કુમુદને પાસે બેસાડીને, કંઇ જ કહ્યા વિના, એના હાથ પર ધીરે ધીરે હાથ ફેરવવા લાગ્યા. કુમુદ એ ભાષા સમજી ગઇ. કુટુંબજીવનની ગાંઠ કઠણ થઇ ગઇ છે, પણ એનાથી પ્રેમમાં જરા ય ઉણપ નથી આવી. આંખોમાંથી આંસુ ટપકવાની તૈયારી હતી. જબરજસ્તીથી એણે એ રોકી લીધાં. કુમુદે મનમાં ને મનમાં કહ્યું: "આ પ્રેમ પર હવે વધારે ભાર નહિ લાદું." એટલે એણે કહ્યું: "ભાઇ, મેં ઘેર જવાનો નિશ્ચય કરી લીધો છે."

વિપ્રદાસ શું જવાબ આપે ? કંઇ સમજણ ન પડી; સંભવિત છે કે કુમુદના જવામાં જ ભલાઇ હોય, ઓછામાં ઓછું કર્તવ્યતો છે જ. તે શાંત બેસી રહ્યા. એટલામાં કૂતરો જાગી ઉઠયો, અને કુમુદના ખોળામાં આગલા બે પગ મૂકીને વિપ્રદાસે છાંડેલી રોટલી માટે પ્રાર્થના કરવા લાગ્યો.

રામસ્વરૂપ ભૈયાએ આવીને ખબર આપ્યા કે ચેટરજી મહાશય આવ્યા છે. કુમુદે ઉદ્વીગ્ન થઇને કહ્યું: "આજે દિવસે તમે બિલકુલ સૂતા નથી, અને ઉલ્ટું કાળુભાઇની સાથે ચર્ચા કરશો તો થાકી જશો, હું જાઉં છું, વાત સાંભળી લઉં છું. પછી તમને નિરાંતે કહી જઇશ."

"તું હવે મોટી ડૉક્ટર બની ગઇ છે તે ! એક માણસની વાત બીજું માણસ સાંભળી આવે એનાથી રોગીનું મન અસ્થિર થાય એ જ તેં વિચાર્યું ને ?"

"ભલે હું નહિ સાંભળું, પણ આજે રહેવા દો."

કુમુદ, કોઇ અંગ્રેજ કવિએ કહ્યું છે કે: 'સાંભળેલું સંગીત મધુર હોય છે, પણ વણસાંભળ્યું એથીય મધુર હોય છે.' એ જ રીતે સાંભળેલા સમાચાર થાક લાવે છે પણ સાંભળ્યા વિનાના સમાચાર વધારે થાક આણે છે, એટલે એ તો જલદીથી સાંભળી લેવું ઠીક છે."

"પણ હું પંદર મિનિટમાં જ પાછી આવીશ. એ દરમિયાન જો તમારી વાતચિત પૂરી થઇ નહિ હોય, તો હું વચમાં જ ઇસરાજ શરૂ કરી દઇશ, ભીમપલાસી."

"હા, મંજૂર છે."

અડધી કલાક પછી ઇસરાજ હાથમાં લઇને કુમુદ ઓરડામાં

આવી, પરંતુ વિપ્રદાસના ચહેરાનો ભાવ જોઇને તરત જ ક્ષસરાજ લીંતને આશરે એક ખૂણામાં મૂકીને પૂછવા લાગી : "શું થયું ભાઇ?"

કુમુદ આટલા દિવસથી વિપ્રદાસમાં જે અસ્થિરતા જોઇ રહી હતી તેમાં એક પ્રકારનો ગંભીર વિષાદ હતો. વિપ્રદાસમાં દુઃખ-સંતાપ ઘણાં આવ્યાં છે, પરંતુ કોઇએ એમને આમ જલદી વિચલિત થતાં જોયા નથી. પુસ્તકો વાંચવાં, ગાવું બજાવવું, દુરબીન લઇને તારા જોવાં, ઘોડેસ્વારી કરવી, નવા નવા ફુલછોડ મગાવીને બગીચો બનાવવો વગેરે ઘણા વિષયોમાં એમની ઉત્સુકતા રહેવાથી પોતાને માટેનાં દુઃખ-કષ્ટને એમણે પોતાનામાં જામવા દીધા નહોતાં. આ વખતે રોગની દુર્બળતાએ પોતાના નાના શા પરિધિમાં એમને ખૂબ જકડી લીધા છે. હવે એ બહારના સેવા અને સંગને માટે ઉન્મુખ રહે છે, પત્રો યથાસમય ન મળે તો ઉદ્વિગ્ન થઇ જાય છે, ચિંતાઓથી જોત જોતામાં ઉદાસ બની જાય છે. એટલે કુમુદનો ભાઇ પર જે સ્નેહ છે તેણે જાણે આજે માતૃસ્નેહનું રૂપ ધારણ કર્યું છે. એના આવા ધીર ગંભીર આત્મસંયમી બંધુમાં કોણ જાણે કયાંથી બાલિશ ભાવો આવી ગયા છે. આટલો અનાદર, આટલી ચંચળતા આટલી જીદ અને એની સાથે આટલાં ગંભીર વિષાદ અને ઉત્કંઠા.

પરંતુ કુમુદે આવીને જોયું કે ભાઇનો એ આવેશ દૂર થઇ ગયો છે. એમની આંખોમાં જે આગ સળગી રહી છે તે મહાદેવના ત્રીજા નેત્ર જેવી છે,-પોતાની કોઇ વેદના માટે નહિ-પોતાની દૃષ્ટિ સામે એ વિશ્વના કોઇ પાપને જોઇ રહ્યા છે, એને બાળીને ભસ્મ કરવાની એમની ઇચ્છા છે. કુમુદની વાતનો કંઇ જવાબ ન દઇને સામેની દીવાલ પર એકીટસે દૃષ્ટિ નાંખીને ચૂપચાપ બેસી રહ્યા.

કુમુદે થોડી વાર પછી ફરીથી પૂછ્યું: "શું થયું ભાઇ, બતાવો ને ?"

વિપ્રદાસે જાણે કોઇ દૂરના લક્ષ્ય ભણી દૃષ્ટિ રાખીને કહ્યું: "દુઃખથી બચવાની કોશિશ કરવાથી તો ઊલટું એ વધારે જોરથી પકડ જમાવે છે. એનો એટલા જ જોરથી સ્વીકાર કરવો પડશે."

"તમે ઉપદેશ આપો, હું સ્વીકારી લઇશ, ભાઇ."

"હું જોઇ રહ્યો છું, સ્ત્રીઓનું જે અપમાન થાય છે, તે કોઇ એક વ્યક્તિનું નથી થતું, આખા સમાજમાં આ રોગ છે."

કુમુદ સ્પષ્ટ રીતે ભાઇની વાતનો અર્થ ન સમજી શકી.

વિપ્રદાસે કહ્યું: "દર્દને માત્ર પોતાનું જ સમજીને અત્યાર સુધી દુઃખ સહન કરી રહ્યો હતો, આજે સમજાયું કે આની સામે તો સૌના તરફથી લડવું પડશે."

વિપ્રદાસના ધોળા પૂણી જેવા ચહેરા પર લાલ આભા દોડી આવી. એમની ગોદમાં રેશમી વેલબુટ્ટાવાળું એક ચોરસ ઓશિકું હતું, એને ધક્કો મારીને અકસ્માત દૂર કરી દીધું. પથારીમાંથી ઊઠીને પાસેની ખુરશી પર બેસવાની તૈયારી કરતા હતા ત્યાં કુમુદે હાથ પકડીને કહ્યું: "શાંત થાવ ભાઇ, ઊઠશો નહિ, તબિયત વધારે ખરાબ થઇ જશે." કહીને એક ઉંચા ઓશિકાને આધારે એમને સુવાડી દીધા.

વિપ્રદાસે પોતાની ઓઢવાની ચાદરને મુઠ્ઠીમાં દબાવીને કહ્યું: "સહન કર્યા સિવાય સ્ત્રીઓને માટે બીજો માર્ગ નથી. એટલે જ એમનાં ઉપર વારંવાર ઘા થાય છે. હવે તો કહેવાના દિવસો આવી ગયા કે નહિ સહન થાય. કુમુદ, અહીં જ તું તારૂં ઘર માનીને રહી શકીશ ? હવે તું એને ઘેર નહિ જઇ શકે."

કાલુએ આજે વિપ્રદાસને ઘણી વાતો કહી હતી.

શ્યામાસુંદરીની સાથે મધુસૂદનનો જે સંબંધ થયો હતો એમાં કશું જ છૂપું નહોતું. બન્ને સંકોચ વિનાનાં થઇ ગયાં છે. લોકો એમને અપરાધી માને છે એ એમનો ગર્વ છે. આમાં સૂક્ષ્મ વસ્તુ કંઇ જ નહોતી, એટલે એમનું પરસ્પર બચવું અને લોકમતની પરવા કરવી અનાવશ્યક હતું. સાભળ્યું છે કે મધુસૂદને ક્યારેક તો શ્યામાને મારપીટ પણ કરી હતી. શ્યામાએ જ્યારે આ મારપીટથી શોર મચાવ્યો ત્યારે મધુસૂદને સૌના દેખતાં કહ્યું છે: "જા, દૂર જા અહીંથી, કમજાત કંઇની, નીકળ મારા ઘરમાંથી." પણ આનાથી બાજી સુધરી નથી. શ્યામાના સંબંધમાં મધુસૂદને પોતાનું કર્તૃત્વ જેવું ને તેવું જ રાખ્યું છે, પોતાની ઇચ્છાથી મધુસૂદને જેટલું આપ્યું છે તેનાથી વધારે લેવાને માટે જ્યારે જ્યારે શ્યામાએ હાથ લંબાવ્યો છે ત્યારે ત્યારે એણે ફિટકાર ખાધો છે. શ્યામાની ઇચ્છા હતી કે ઘરના કામકાજમાં એ મોતીની માને ઠેકાણે પોતાનો અધિકાર જમાવે. પણ એમાં ય મુશ્કેલી આવી. મધુસૂદનનો મોતીની મા પર પૂર્ણ વિશ્વાસ છે, શ્યામા પર એનો વિશ્વાસ નથી. શ્યામાને માટે એની કલ્પનામાં હજી રંગ નથી લાગ્યો, પણ એના પર ખૂબ આસક્તિ થઇ છે. જાણે એ સખ્ત ટાઢમાં ઉપયોગી થનારી મેલી રજાઇ છે, એમાં સ્વચ્છતા અને કારીગીરીનો બિલકુલ અભાવ છે, એ કંઇ ખાસ સંભાળવાની ચીજ નથી. ખાટલાની નીચે ધૂળમાં કદાચ રગદોળાય તો ય ચિંતા નથી; પણ એનાથી આરામ રહે છે. શ્યામાએ સંભાળીને ચાલવાની જરા ય જરૂર નથી. ઉપરાંત શ્યામા પોતાના મનથી જે એને મોટો માને છે એને ખાતર એ સર્વ કંઇ સહેવા અને ગમે તે કરવા રાજી છે. અને આનો ભરોસો હોવાથી મધુસૂદનનું આત્મસન્માન સ્વસ્થ છે. કુમુદ હતી ત્યારે એના આત્મસન્માને રોજ ઘણા ધક્કા ખાધા છે.

મધુસૂદનના આ આધુનિક ઇતિહાસને જાણવા માટે કાલુને કંઇ ઘણી શોધ કરવી ન પડી. એના ઘરનાં નોકર–ચાકરોમાં આ વિષયની ખૂબ ચર્ચા થઇ ચૂકી છે, અંતે અત્યંત અભ્યાસ થઇ જવાથી ચર્ચાનો જમાનો પણ એક રીતે વીતી ગયો છે.

ખબર સાંભળતાં જ વિપ્રદાસના હૃદયમાં જાણે અગ્નિબાણ વાગ્યું. મધુસૂદને કંઇ છુપાવવા–સંતાડવાની કોશિશ પણ ન કરી, પોતાની સ્ત્રીને અપમાનિત કરવી આટલુ સહજ છે–સ્ત્રી પર અત્યાચાર કરવામાં બહારની મુશ્કેલી આટલી ઓછી છે! સ્ત્રીને નિરૂપાય બનાવીને પતિને આધિન કરવામાં સમાજે હજારો જાતનાં યંત્ર અને યંત્રણાઓની સૃષ્ટિ રચી છે, અને મઝા તો એ છે કે એ શક્તિહીન સ્ત્રીને માટે પતિના ઉપદ્રવથી બચવા માટે કોઇ પણ આવશ્યક માર્ગ રાખવામાં આવ્યો નથી. આવું ઘોર દુ:ખ અને અસહ્ય અપમાન ઘરઘરમાં યુગયુગથી કઇ રીતે વ્યાપ્ત થઇ ગયું છે, એ જાણે વિપ્રદાસે એક ક્ષણમાં પોતાની દૃષ્ટિ સામે જોઇ લીધું. સતીત્વના ગૌરવનો ગાઢ પ્રલેપ દઇને આ વ્યથાને દબાવવાની કોશિશ થાય છે, પરંતુ આ વેદનાને અસંભવ કરવાની–એનું અસ્તિત્વ મિટાવવાની–જરા પણ કોશિશ થતી નથી. હા, સ્ત્રીઓ આટલી સસ્તી છે, આટલી નાચીજ છે!

વિપ્રદાસે કહ્યું: "કુમુદ, અપમાન સહન કર્યા કરવું એ કંઇ કઠણ કામ નથી; પણ સહેવું એ અન્યાય છે. તમામ સ્ત્રીઓ તરફથી તારે સન્માનનો દાવો કરવો પડશે, એને માટે સમાજ તને જેટલું દુ:ખ દે, તે દેવા દે."

કુમુદે કહ્યું: "ભાઇ, તમે કયા અપમાનની વાત કહો છો, હજી હું બરાબર સમજી શકી નથી."

વિપ્રદાસે કહ્યું: "તો શું તેં બધી વાતો સાંભળી નથી?"

કુમુદે કહ્યું : " ના."

વિપ્રદાસ ચૂપ થઇ ગયા. થોડી વાર પછી બોલ્યા : " સ્ત્રીઓના અપમાનનું દુઃખ મારી છાતીમાં જમા થઇ રહ્યું છે. શા માટે, તને ખબર છે ? "

કુમુદ કંઇ જ જવાબ ન આપીને ભાઇના મુખ ભણી જોઇ રહી. થોડી વાર પછી વિપ્રદાસે કહેવા માંડ્યું : " જિંદગીભર માતાએ જે કષ્ટો સહન કર્યાં, એ હું કોઇ રીતે ભૂલી શકતો નથી; આપણો ધર્મ–બુદ્ધિહીન સમાજ એને માટે જવાબદાર છે. "

અહીંયા જ ભાઇબહેનમાં ભેદ છે. કુમુદનો પોતાના પિતા પર અનહદ પ્રેમ હતો, એ જાણતી હતી કે એમનું હૃદય કેટલું કોમળ હતું. આટલા અપરાધ હોવા છતાં પણ એના પિતા બહુ મોટા હતા, એ વાતને યાદ કર્યા વિના એનાથી નથી રહેવાતું; એટલે સુધી કે એના પિતાના જીવનમાં જે શોચનીય ઘટના બની હતી, એને માટે પણ એ પોતાની માતાને જ મનમાં ને મનમાં દોષિત ગણતી હતી.

વિપ્રદાસે પણ પોતાના પિતાને મોટા માનીને એમની ભક્તિ કરી છે; પરંતુ વારંવાર પોતાના ચારિત્ર–દોષને કારણુ માતાને સૌની સમક્ષ અપમાનિત કરવામાં એમણે પોતાના પર અંકુશ નહોતો રાખ્યો, એને માટે વિપ્રદાસનું મન એમને કોઇ રીતે ક્ષમા આપવા તૈયાર નથી. એમની માતાએ પણ ક્ષમા નથી આપી એ વાતનું એમને ગૌરવ છે.

વિપ્રદાસે કહ્યું : " માતાનું જે અપમાન થયું હતું, તેમાં સમસ્ત સ્ત્રી જાતિનું અપમાન છે. કુમુદ, તું વ્યક્તિગત રૂપે તારી વાત

ભૂલી જઈને આ અપમાનની સામે ઉભી રહેજે, કોઈ ગીર. એમાં હાર ન સ્વીકારીશ,"

કુમુદે માથું નમાવીને ધીરેથી કહ્યું :' પણ પિતાજી પર માતાનો અનહદ પ્રેમ હતો એ વાતને પણ તમે ન ભૂલી જશો ભાઈ. એ પ્રેમથી જ ઘણા પાપો ક્ષમા થઈ જાય છે.

વિપ્રદાસે કહ્યું : "હું જાણું છું; પણ આટલો પ્રેમ હોવા છતાં ય એ આટલી આસાનીથી માતાનું અપમાન કરી શક્તા હતા એ પાપ સમાજનું છે. સમાજને હું એ માટે ક્ષમા કરવા તૈયાર નથી. સમાજમાં પ્રેમ નથી, છે માત્ર વિધિ-વિધાન.

"ભાઈ, તમે કંઈ નવી વાત સાંભળી છે કે શું ?"

"હા, સાંભળી છે, બધી તને ધીરે ધીરે કહીશ,"

"ઠીક છે. પણ મને બીક લાગે છે, આજના આ બધી વાતોથી તમારૂં શરીર વધારે કમજોર ન થઈ જાય."

"ના કુમુદ, એનાથી ઉલટું થશે. આટલા દિવસથી દુઃખોના થાકથી શરીર આળસી ગયું હતું. પરંતુ આજે તો મન કહી રહ્યું છે કે જીવનના અંતિમ દિન સુધી યુદ્ધ લડવું પડશે, મારા શરીરમાંથી તાકાત પ્રગટી રહી છે."

"શાનું યુદ્ધ, ભાઈ ?"

"જે સમાજે નારીને એનું મૂલ્ય આપવામાં આટલો મોટો વિશ્વાસઘાત કર્યો છે, તેની સાથે યુદ્ધ કરવું છે."

"તમે એનું શું કરી શકશો, ભાઈ ?"

"હું એને માનીશ નહિ એ ઉપરાંત બીજું શું કરી શકું તેનો વિચાર કરવો પડશે, આજથી જ શરૂ કરી દઉં છું. કુમુદ, આ ઘરમાં તારે માટે જગ્યા છે, એ બિલકુલ તારી પોતાની જ છે, કોઇની સાથે સમાધાન કરીને મેળવેલી નથી. અહીં જ તું તારા પોતાના બળથી રેહેજે.

"ઠીક ભાઇ, એ બધું થઇ રહેશે, પણ હવે તમે વાત ન કરો, ભાઇ."

એટલામાં સમાચાર આવ્યા કે મોતીની મા આવી છે.

## પ્રકરણ એકાવનમું

### સૌહૃદય

મોતીની માને કુમુદિની સૂવાના ઓરડામાં લઇ ગઇ. વાતચિત કરતાં કરતાં અંધારું થઇ ગયું, બેરો દીવો કરવા આવ્યો. કુમુદે એને મનાઇ કરી.

કુમુદે બધી વાતો સાંભળી અને ચૂપચાપ બેસી રહી.

મોતીની માએ કહ્યું : "ઘરને તો જાણે ભૂત વળગ્યું છે, વહુરાણી, ત્યાં રહેવું હવે મુશ્કેલ થઇ પડ્યું છે, તમે શું હવે નહિ આવો ?"

"મને ક્યાં તેડું આવ્યું છે ?"

"હા, એ તો બોલાવવાની કદાચ યાદ પણ નહિ રહી હોય; પણ તમારા ગયા વિના ચાલવાનું નથી, બહેન."

"હું શું કરી શકું એમ છું ? હું ઓછી કંઇ એમને તૃપ્ત કરી શકવાની છું. જરા વિચારી જોશો તો લાગશે કે મારે જ કારણે આ બધું થયું છે; પરંતુ એનો ઉપાય પણ નહોતો. હું જે કંઇ આપી શકું એમ હતું તે એમણે લીધું નહિ. આજે હું ખાલી હાથે જઇને શું કરીશ ?"

"તમે આ શું બોલો છો, વહુરાણી. ઘર તો 'તમારું' જ છે ને, એ તમે છોડી દો એ શી રીતે ચાલવાનું છે!"

"ઘર એટલે તમે શું માનો છો બહેન ? ઘરબાર, ચીજવસ્તુ, અને નોકરચાકર ? મને એ કહેતાં શરમ આવે છે કે હા, એ સર્વ ઉપર મારો અધિકાર છે. ખાસ મહેલમાં જ્યાં અધિકાર ખોઇ બેઠી છું ત્યાં આ બહારની બધી વસ્તુઓ ઉપર શી રીતે લોભ હોઇ શકે ?"

તમે આ શું કહો છો ? વહુરાણી, તમે હવે ઘેર જવાના જ નહિ એમ ? બિલકુલ ?"

"હજી બધી વાતો બરાબર સમજાઇ નથી. થોડા દિવસ પહેલાં આ બધું બન્યું હોત તો ભગવાન પાસે સંકેત માગત. દૈવજ્ઞને પૂછવા જાત, પણ મારી એ શ્રદ્ધા ધોવાઇ ગઇ છે. પ્રારંભમાં સર્વ લક્ષણો શુભ હતાં. અંતે બધાં જ ફરી બેઠાં. આજે ક્યારની હું બેઠી બેઠી વિચાર કર્યા કરું છું કે ભગવાન કરતાં ભાઇના વિચારો ઉપર વિશ્વાસ રાખ્યો હોત તો આ વિપત્તિ ન આવત; પરંતુ તો પણ મનમાં દેવને માટે જે એક મુશ્કેલી ઉભી થઇ, હૃદયમાં એમાંથી એકદમ છુટકારો ન મળ્યો. હું તો ફરીફરીને પાછી ત્યાં જ આવીને અટકું છું."

"તમારી વાતો સાંભળીને તો મને બીક લાગે છે. તમે શું ઘેર નહિ જ જાવ ?"

"એ તો શી રીતે કહી શકું કે કદાપિ નહિ જાઉં; પણ એમ કહેવું ય સ્હેલું નથી કે જઇશ જ."

"સારું, હું તમારા ભાઇને એક વાર પૂછી જોઉં. એઓ શું કહે છે. એ બહાને એમના દર્શન પણ થશે."

"ચાલો લઇ જાઉં."

મોતીની મા વિપ્રદાસના ઓરડામાં પગ મૂકતાં જ એમનો ચહેરો જોઇને થંભીને ઉભી રહી. એને એમ લાગ્યું કે જાણે એ પોતાની દૃષ્ટિ સામે ધરતીકંપ પછીનું મંદિર જોઇ રહી છે, જેના દીવા હોલવાઇ ગયા છે, શિખરો તૂટી ગયાં છે. અંદર અંધકાર અને સનકાર છે. મોતીની મા એમને પગે પડીને જમીન પર બેસી ગઇ.

વિપ્રદાસે જરા ઉતાવળથી કહ્યુઃ "આ આસન પડ્યું છે ને ?"

મોતીની માએ માથું હલાવીને કહ્યુ : "ના, અહીં જ ઠીક છે."

ઘૂમટાની અંદર એની આંખોમાં આંસુ છલકવા માંડયાં. સમજી ગઇ કે ભાઇની આ દશાએ જ કુમુદને વ્યથિત કરી મૂકી છે.

કુમુદે પ્રસંગને સહજ બનાવી દેવા કહ્યુ "ભાઇ, ખાસ કરીને એતો એ પૂછવાં આવ્યા છે કે મારે માટે આપની શી ઇચ્છા છે"

મોતીની મા એ કહ્યુઃ "ના, ના, ઇચ્છા પૂછવાની વાત તો ગૌણ છે, હું તો એમના ચરણના દર્શન માટે આવી છું."

કુમુદે કહ્યુંઃ "એ જાણવા માગે છે કે મારે એમને ઘેર જવું જોઇએ કે નહિ ?"

વિપ્રદાસ જરા સ્વસ્થ થઇને બેઠા, અને બોલ્યાઃ "એ તો પારકું ઘર છે, ત્યાં જઇને કુમુદ શી રીતે રહી શકશે ?"

જો આ વાત ક્રોધના સ્વરમાં કહેવાત તો એમાં આટલો ઉગ્ર અગ્નિ ન ભભૂકયો હોત. શાંત કંઠસ્વર હતો અને મુખ પર ઉત્તેજનાનું એક પણ લક્ષણ ન હતું.

મોતીની માએ ગુસપુસ કરીને કંઇક કહ્યું, જેની મતલબ એવી

હતી: કુમુદ એની પાસે બેસીને એનો અભિપ્રાય વિપ્રદાસને કહે. પણ કુમુદ રાજી ન થઇ, બોલી, "બ્હેન, તમે કહોને ખુલ્લી રીતે."

મોતીની માએ સ્વરને જરા વધારે સ્પષ્ટ કરીને કહ્યું: "જે એમનું પોતાનું છે, તેને કોઇ પારકું કરી શકે એમ નથી, પછી ભલેને એ ગમે તે કેમ ન હોય."

"એ વાત સાચી નથી. કુમુદ તો આશ્રિત માત્ર છે. એને પોતાના અધિકારનું બળ નથી. એને ઘરમાંથી કાઢી મુકવાથી લોકો કદાચિત નિંદા જ કરીને રહી જશે, પણ કોઇ આપત્તિ ઉઠાવવાનું નથી. જે કંઇ દંડ છે તે બધો બિચારી એને માટે જ છે. તો પણ અનુગ્રહનો આશ્રય સહન કરી શકાત, જો એ મહાન આશ્રય હોત તો."

આવી વાતોનો શું જવાબ આપે? મોતીની મા મૂંઝવણમાં પડી ગઇ. પતિના આશ્રયમાં વિઘ્ન પડે ત્યારે દીકરીવાળા જ નાકલીંટી તાણીને ખુશામદ કરે છે, પણ અહીં તો તદ્દન ઉલટી વાત છે.

થોડી વાર શાંત રહીને બોલી: "પરંતુ પોતાના કુટુંબ અને ઘર વિના તો સ્ત્રીઓ જીવી જ શકતી નથી, પુરુષોનું જીવન તો પ્રવાહમાં વહેતાં વહેતાં વિતી જાય છે; પણ સ્ત્રીઓને ગમે તે ઠેકાણે સ્થિતિ તો જોઇએ જ ને?"

"સ્થિતિ ક્યાં છે? આસમાનનાં? હું તમને સ્પષ્ટ કહું છું–કુમુદને જેણે ઘડી છે તેણે આદિથી અંત સુધી ખૂબ શ્રદ્ધાથી ઘડી છે. એટલી યોગ્યતા કોઇનામાં નથી કે જે કુમુદની અવગણના કરી શકે–મોટા ચક્રવર્તિ સમ્રાટમાં પણ નહિ.

કુમુદ પર મોતીની માનો ખૂબ પ્રેમ છે, ભક્તિ છે; પરંતુ તોય

કોઇ સ્રીનું એટલું બધું મૂલ્ય હોય કે જેનું ગૌરવ પતિને પણ ઓળંગી જાય, એ વાત મોતીની માના મનમાં ન ઉતરી. ઘરમાં પતિ સાથે ટંટા થાય છે, સ્રીના ભાગ્યમાં અનાદર–અપમાન પણ ઘણું હોય છે, એટલે સુધી કે એમાંથી મુક્તિ મેળવવા સ્રીઓ અફીણ ખાઇને અથવા ગળે ફાંસો ખાઇને મરી જાય છે; અહીં સુધીની વાત એની સમઝણમાં ઉતરે છે, પણ એનો અર્થ એવો નથી કે પતિનો બિલકુલ ત્યાગ કરીને સ્રી પોતાના બળ પર ગમે ત્યાં રહે; આ વાતને તો મોતીની મા નર્યો દર્પ જ સમઝે છે. સ્રી થઇને આટલો ઘમંડ શાનો? મધુસૂદન ગમે તેટલો અયોગ્ય હોય, ગમે તેટલો અન્યાય કરે, પણ એ પુરુષ તો ખરો જ ને; એ ઠેકાણે તો એ સ્રી કરતાં મોટો જ છે, ત્યાં કોઇ પ્રકારના વિચાર કે વિવાદને સ્થાન જ નથી. વિશ્વાસની સામે દાવો લડીને કોણ જીતવાનું છે?

મોતીની માએ કહ્યું, "આખરે ગમે તે એક દિવસે તો ત્યાં જવું જ પડશે, એના વિના બીજો રસ્તો જ નથી."

"જવું જ પડશે, એ વાત તો ખરીદેલા ગુલામ વિના બીજા કોઇ માણસ ને માટે લાગુ પડી શકે એમ નથી."

"મંત્ર ભણીને સ્રીઓને ખરીદવામાં જ આવે છે. સાત ફેરા જે દિવસે ફરી ગયાં તે દિવસથી શરીર અને મનથી એ તો બંધાઇ જ ગઇ, એનો નાસવાનો બીજો માર્ગ જ નથી. આ બંધન તો મોતથી પણ વધારે છે. સ્રી બનીને જ્યારે પેદા થઇ છે તો આ જન્મ માટે સ્રીના નસીબને કોઇ રીતે ફેરવી શકાય એમ નથી."

વિપ્રદાસ સમજી ગયા કે સ્રીઓ માટેનું સન્માન સ્રીઓમાં જ સૌથી ઓછું છે. એ જાણતી જ નથી કે આટલા માટે જ ઘેર ઘેર સ્રીઓના ભાગ્યમાં અપમાનિત થવું આટલું સહજ છે. એણે પોતાની

હતીઃ કુમુદ એની પાસે બેસીને એનો અભિપ્રાય વિપ્રદાસને કહે. પણ કુમુદ રાજી ન થઇ, બોલી, "બ્હેન, તમે કહોને ખુલ્લી રીતે."

મોતીની માએ સ્વરને જરા વધારે સ્પષ્ટ કરીને કહ્યું: "જે એમનું પોતાનું છે, તેને કોઇ પારકું કરી શકે એમ નથી, પછી ભલેને એ ગમે તે કેમ ન હોય."

"એ વાત સાચી નથી. કુમુદ તો આશ્રિત માત્ર છે. એને પોતાના અધિકારનું બળ નથી. એને ઘરમાંથી કાઢી મુકવાથી લોકો કદાચિત નિંદા જ કરીને રહી જશે, પણ કોઇ આપત્તિ ઉઠાવવાનું નથી. જે કંઇ દંડ છે તે બધો બિચારી એને માટે જ છે. તો પણ અનુગ્રહનો આશ્રય સહન કરી શકાત, જો એ મહાન આશ્રય હોત તો."

આવી વાતોનો શું જવાબ આપે? મોતીની મા મૂંઝવણમાં પડી ગઇ. પતિના આશ્રયમાં વિઘ્ન પડે ત્યારે દીકરીવાળા જ નાકલીટી તાણીને ખુશામદ કરે છે, પણ અહીં તો તદ્દન ઉલ્ટી વાત છે.

થોડી વાર શાંત રહીને બોલી: "પરંતુ પોતાના કુટુંબ અને ઘર વિના તો સ્ત્રીઓ જીવી જ શક્તી નથી, પુરુષોનું જીવન તો પ્રવાહમાં વહેતાં વહેતાં વિતી જાય છે; પણ સ્ત્રીઓને ગમે તે ઠેકાણે સ્થિતિ તો જોઇએ જ ને?"

"સ્થિતિ ક્યાં છે? આસમાનનાં? હું તમને સ્પષ્ટ કહું છું-કુમુદને જેણે ઘડી છે તેણે આદિથી અંત સુધી ખૂબ શ્રદ્ધાથી ઘડી છે. એટલી યોગ્યતા કોઇનામાં નથી કે જે કુમુદની અવગણના કરી શકે-મોટા ચક્રવર્તિ સમ્રાટમાં પણ નહિ.

કુમુદ પર મોતીની માનો ખૂબ પ્રેમ છે, ભક્તિ છે; પરંતુ તોય

કોઇ સ્ત્રીનું એટલું બધું મૂલ્ય હોય કે જેનું ગૌરવ પતિને પણ ઓળંગી જાય, એ વાત મોતીની માના મનમાં ન ઉતરી. ઘરમાં પતિ સાથે ટંટો થાય છે, સ્ત્રીના ભાગ્યમાં અનાદર–અપમાન પણ ઘણું હોય છે, એટલે સુધી કે એમાંથી મૂક્તિ મેળવવા સ્ત્રીઓ અફીણ ખાઇને અથવા ગળે ફાંસો ખાઇને મરી જાય છે; અહીં સુધીની વાત એની સમઝણમાં ઉતરે છે, પણ એનો અર્થ એવો નથી કે પતિનો બિલકુલ ત્યાગ કરીને સ્ત્રી પોતાના બળ પર ગમે ત્યાં રહે; આ વાતને તો મોતીની મા નર્યો દર્પ જ સમઝે છે. સ્ત્રી થઇને આટલો ઘમંડ શાનો? મધુસૂદન ગમે તેટલો અયોગ્ય હોય, ગમે તેટલો અન્યાય કરે, પણ એ પુરુષ તો ખરો જ ને; એ ઠેકાણે તો એ સ્ત્રી કરતાં મોટો જ છે, ત્યાં કોઇ પ્રકારના વિચાર કે વિવાદને સ્થાન જ નથી. વિશ્વાસની સામે દાવો લડીને કોણ જીતવાનું છે?

મોતીની માએ કહ્યું, "આખરે ગમે તે એક દિવસે તો ત્યાં જવું જ પડશે, એના વિના બીજો રસ્તો જ નથી."

"જવું જ પડશે, એ વાત તો ખરીદેલા ગુલામ વિના બીજા કોઇ માણસ ને માટે લાગુ પડી શકે એમ નથી."

"મંત્ર ભણીને સ્ત્રીઓને ખરીદવામાં જ આવે છે. સાત ફેરા જે દિવસે ફરી ગયાં તે દિવસથી શરીર અને મનથી એ તો બંધાઇ જ ગઇ, એનો નાસવાનો બીજો માર્ગ જ નથી. આ બંધન તો મોતથી પણ વધારે છે. સ્ત્રી બનીને જ્યારે પેદા થઇ છે તો આ જન્મ માટે સ્ત્રીના નસીબને કોઇ રીતે ફેરવી શકાય એમ નથી."

વિપ્રદાસ સમજી ગયા કે સ્ત્રીઓ માટેનું સન્માન સ્ત્રીઓમાં જ સૌથી ઓછું છે. એ જાણતી જ નથી કે આટલા માટે જ ઘેર ઘેર સ્ત્રીઓના ભાગ્યમાં અપમાનિત થવું આટલું સહજ છે. એણે પોતાની

શેશની પોતે જ હોલવી નાંખી છે. ઉપરાંત હમેશા બીકની મારી મરી જાય છે, દરેક વખતે ચિંતાથી ખવાતી રહે છે, અયોગ્ય પુરુષના હાથમાં પડીને માર ખાય છે, અને આ બધાને માટે એમ સમજે છે કે આને ચૂપચાપ સહી લેવું એમાં જ સ્ત્રી જન્મની સર્વોચ્ચ સાર્થકતા છે. ના, માણસ અપમાન આ રીતે સહન ન જ કરી શકે. સમાજે જેને આટલી ઉંડી ગર્તામાં નાંખી દીધી છે, તે જ સમાજને નીચે લઇ જઇ રહી છે.

વિપ્રદાસના ખાટલા પાસે જ કુમુદ માથું ઢાળીને જમીન પર બેઠી હતી. વિપ્રદાસે મોતીની માને કંઇ ન કહેતાં કુમુદના માથા પર હાથ મૂકીને કહ્યું : "એક વાત તને કહું છું, કુમુદ. સમજવાનો પ્રયત્ન કરજે. સારુ જ્યાં મળેલી વસ્તુ છે, જેને માટે પુરુષાર્થ કરવો પડશે નથી, જેની પારખ નથી, અધિકાર સાચવવા માટે જ્યાં યોગ્યતાનું પ્રમાણ આપવું પડતું નથી, ત્યાં એ સંસારમાં માત્ર હીનતાની જ સૃષ્ટિ હોય છે. આ વાત મેં તને ઘણી વાર કહી છે, તારા સંસ્કારને તું છોડી શકી નથી–કષ્ટો સહન કર્યાં છે. તું જ્યારે આગ્રહ કરીને બ્રાહ્મણભોજન કરાવતી હતી, ત્યારે કોઇ દિવસ તને અટકાવ કરી નથી, માત્ર વારંવાર સમજાવવાની કોશિષ કરી છે. વગર વિચારે કોઇ મનુષ્યની શ્રેષ્ઠતા માની લેવાથી માત્ર એનું જ અનિષ્ટ થાય છે એમ નથી, એનાથી સમાજના શ્રેષ્ઠતાના આદર્શને નાનો બનાવવામાં આવે છે. આ પ્રકારની અંધશ્રદ્ધા દ્વારા પોતાના જ મનુષ્યત્વનો અનાદર કરવામાં આવે છે, એ વાતને કેમ કોઇ વિચારતું નથી? તેં તો અંગ્રેજી સાહિત્ય થોડું થોડું વાંચ્યું છે, સમજી નથી, આવી જેટલી ય સંઘગઢંત અને શાસ્ત્રગઢંત નિરંકુશ શક્તિઓ છે, એ સર્વની વિરુદ્ધ આજે સંસારમાં યુદ્ધના ડંકા બજી રહ્યા છે. દુનિયાભરની મનગઢંત અંધ ગુલામીને મોટું નામ આપીને લાંબા સમય સુધી

માણસ તેનું પોષણ કરતો આવ્યો છે, આજે એને નિર્મૂળ કરવાનો દિવસ આવી પહોંચ્યો છે."

કુમુદે ઢળેલે માથે જ કહ્યું: "ભાઇ, તમારા કહેવાનો અર્થ શું? સ્ત્રી સ્વામીથી પણ ચઢી જાય?"

"ના, અન્યાય અતિક્રમને હું ખરાબ માનું છું. પણ પતિ ય સ્ત્રીને અતિક્રમ ન કરે—એ જ મારા કહેવાનો મતલબ છે."

"જો કરે, તો સ્ત્રીએ પણ—"

કુમુદની વાત પૂરી થાય તે પહેલાં જ વિપ્રદાસ બોલી ઉઠ્યા: "સ્ત્રી જો એ અન્યાયને માની લે, તો એ બધી સ્ત્રીઓ પર અન્યાય કરવા જેવું થશે. આવી રીતે પ્રત્યેક સ્ત્રી દ્વારા દુઃખ વધતું જ જાય છે. એટલે તો અત્યાચારનો રસ્તો પાકો થઇ ગયો છે."

મોતીની માએ જરા ધીરજ ખોઇને કહ્યું: "અમારી વહુરાણી સતી-લક્ષ્મી છે, એમનું કોઇ અપમાન કરે તો એ અપમાન એમને અડકી ય શકતું નથી.

વિપ્રદાસનો સ્વર હવે જરા ઉત્તેજીત બની ગયો: "તમે લોકો સતી-લક્ષ્મીની વાતો જ વિચાર્યા કરો છો. અને જે કાયર પુરુષ બેધડક એનું અપમાન કરવાનો અધિકાર પામીને રોજ એનો દુરુપયોગ કરે છે, એની દુર્ગતિની વાત કેમ કોઇ વિચારતું નથી?"

કુમુદ એ જ વખતે ઉભી થઇ ગઇ અને વિપ્રદાસના વાળમાં આંગળિયો રમાડતી બોલી: "તમે હવે વાતો ન કરશો, ભાઇ, થાકી જશો. તમે જેને મુક્તિ કહો છો, જે જ્ઞાન દ્વારા પ્રાપ્ત થાય છે, તેને માટે અમારું લોહી જ બાધક છે. અમે આદમીને પણ

વળગી રહીએ છીએ અને વિશ્વાસને પણ; કોઇ રીતે એની ગૂંચ ઉકેલી શકતી નથી. જેમ જેમ ચોટ ખાઇએ છીએ તેમ તેમ ફરી ફરીને પાછા આવીને એમાં જ ફસાઇએ છીએ. તમે લોકો ઘણું જાણો છે એટલે તમારું મન છુટકારો મેળવે છે; અમે ઘણું માનીએ છીએ એટલે અમારા જીવનમાં શૂન્ય ભરીએ છીએ. તમે જ્યારે સમજાવો છો ત્યારે સમજી જાઉં છું કે મારી ભૂલ છે; પણ ભૂલ સમજી લેવી અને ભૂલ છોડી દેવી એ ઓછી કંઇ એક જ વસ્તુ છે? લતાની જેમ અમારી મમતા અંગેઅંગને લપેટાઇ જાય છે, પછી ભલે એમાં ભલાઇ હો, પછી એને છોડી શકતી નથી."

વિપ્રદાસે કહ્યું: "એટલા માટે તો કાયર પુરુષોની પૂજા માટે પુજારિણીની ખોટ નથી. એ જાણતી વખતે તો અપવિત્રને અપવિત્ર જાણે છે, પણ માનતી વખતે એને પવિત્ર જેવો બનાવીને જ માને છે."

કુમુદે કહ્યું: "શું કરું ભાઇ, ગૃહજીવનને બન્ને હાથે જકડી રાખવા માટે જ અમારી સૃષ્ટિ બનાવવામાં આવી છે. એટલે અમે ઝાડને પણ વળગી રહીએ છીએ અને સુકા ઠૂંઠા થડને પણ લપેટાઇ રહીએ છીએ. જેટલી વાર અમને ગુરુ માનવામાં લાગે છે તેટલી જ વાર પાખંડી માનવામાં ય લાગે છે. ગૂંચ તો અમારા લોકોની અંદર જ છે. દુઃખથી અમને કોણ બચાવે? એટલા માટે હું વિચાર કરું છું કે દુઃખ જો પામવું જ હોય, તો એને માનીને જ એનાથી બચવાની કોશિષ કરવી જોઇએ. આ કારણે તો સ્ત્રીઓ આટલું બધું ધર્મનું શરણ લીધા કરે છે.

વિપ્રદાસે કંઇ કહ્યું નહિ, ચુપચાપ બેસી રહ્યા. પરંતુ એમનું શાંત બેસી રહેવું ય કુમુદને દુઃખદ લાગ્યું. કુમુદ જાણે છે કે બોલવા કરતાં આ મૌનનું વજન વધારે છે.

ઘરમાં ફરીફરીને મોતીની મા એ કુમુદને આવીને પૂછ્યુંઃ " શું નક્કી કર્યું, "વહુરાણી ?"

કુમુદે કહ્યુંઃ "હું નહિ જઈ શકું. અને મને જવા માટે એમણે આજ્ઞા પણ કરી નથી."

મોતીની મા અંદરને અંદર થોડી ખીજાઈ ગઈ. સાસરા માટે એને અધિક શ્રદ્ધા છે એમ નથી, તો પણ સાસરાના વિષયમાં ઘણા દિવસનું મમત્વ એના હૃદય પર અધિકાર જમાવીને બેઠું છે, ત્યાંની કોઈ પણ વહુ એનું ઉલ્લંઘન કરી જાય, એ વાત એને કોઈ રીતે ગમી નહિ. કુમુદને એણે જે કંઈ કહ્યું તેનો ભાવ એ હતો કે પુરુષોની પ્રકૃતિમાં હમદર્દી ઓછી હોય છે અને અસંયમ વધારે હોય છે, એ તો જાણીતી વાત છે. સૃષ્ટિ કંઈ આપણા હાથમાં તો છે જ નહિ, જે મળ્યું છે તેનાથી ચલાવવું પડશે. "એ લોકો તો એવા જ છે" કહીને મનને તૈયાર કરીને ધાને તે રીતે ગૃહજીવનને નભાવવું જોઈએ. કારણ કે ગૃહજીવન એ જ સ્ત્રીઓની પોતાની મુખ્ય વસ્તુ છે. પતિ ભલો હોય કે ભૂંડો, ગૃહજીવનનો તો સ્વીકાર કરવાનો જ રહ્યો. જો આ વાત અસંભવિત હોય તો મૃત્યુ સિવાય બીજો આરો નથી.

કુમુદે હસીને કહ્યુ : "બીજું નહિ તો આજ. એમાં મૃત્યુનો શો દોષ ?"

મોતીની માએ ઉદ્વિગ્ન થઈને કહ્યુંઃ " એવું ન બોલશો. "

કુમુદ નહોતી જાણતી કે થોડા દિવસ પહેલા ફળિયામાં જ એક સત્તર અઢાર વર્ષની છોકરીએ કાર્બોલિક એસીડ ખાઈને આપઘાત કર્યો હતો. એનો પતિ એમ. એ. પાસ છે, સરકારી ઑફિસમાં ઉંચી પાયરીની નોકરીમાં છે, સ્ત્રીએ ચાંદીની એક ચમચી ખોઈ નાંખી,

માએ એની ફરિયાદ કરી, પતિએ ઉઠીને પત્નીને એક લાત લગાવી દીધી. આ વાતની યાદ આવતાં જ મોતીની માના રૂંવાડા ઉભાં થઇ ગયાં.

એટલામાં નવીન આવી પહોંચ્યો. કુમુદ પ્રસન્ન થઇ ગઇ. બોલી ઉઠી: "હું તો જાણતી હતી કે દિયરજીને આવતાં હવે વાર નહિ લાગે."

નવીને હસીને કહ્યું: "ન્યાયશાસ્ત્ર પર વહુરાણીની સત્તા ચાલે છે. પહેલાં જોયાં શ્રીમતી ધુમાડાને, એટલે એના પરથી શ્રીમાન અગ્નિના આવિર્ભાવનો અંદાજ બાંધવામાં મુશ્કેલી નહિ પડી હોય."

મોતીની માએ કહ્યું: "વહુરાણી તમે જ એમને લાડ લડાવી લડાવીને માથે ચઢાવી દીધા છે. મનમાં સમજે છે કે તમે એમને જોઇને ખુશ થાવ છો, આજ મિજાજમાં—"

"મને જોઇને પણ જે ખુશ થઇ શકે એમનામાં કંઇ ઓછું સામર્થ્ય છે? જેમણે મને બનાવ્યો છે, તેમને પણ પોતાના હાથનું એ કામ જોઇને અનુતાપ થયો છે, અને જેમણે મારૂં પાણી ગ્રહણ કર્યું છે, તેમના મનનો ભાવ તો 'દેવાન જાનન્તિ કુતો મનુષ્યા:'"

"દિયરજી તમે બન્ને મળીને શાસ્ત્રાર્થ કરો, ત્રીજી વ્યક્તિ વચ્ચે પડીને છન્દોભંગ નહિ કરે, હું હવે જાઉં છું."

મોતીની માએ કહ્યું: "આ શું બહેન? એ ત્રીજી વ્યક્તિ કોણ? તમે કે હું? તમે શું એમ માનો છો કે ગાડીભાડું ખર્ચીને એ મારી પાછળ મને જોવા આવ્યા છે?"

"ના, હું જાઉં છું, જઇને એમને માટે જરા નાસ્તો મોકલાવું."

કહીને કુમુદ ચાલી ગઇ.

# પ્રકરણ બાવનમું

## માત્ર લાગણીને ખાતર

મોતીની માએ પૂછ્યું: "કંઇ ખબર મળ્યા?"

"હા. એટલે તો વાર કર્યા વિના તારી સલાહ લેવા આવ્યો. તારા ગયા પછી ભાઇ સાહેબ અકસ્માત મારા ઓરડામાં આવ્યા, મિજાજ એ વખતે બહુ ખરાબ હતો. મામુલી કિમ્મતનું ગીલ્ટ કરેલું સીગારેટનું રાખદાન (એશ-) ટેબલ પરથી ખોવાઇ ગયું છે. હાલમાં તો જેણે લીધું છે તેણે એને સોનાનું જ માન્યું છે, નહિ તો શા માટે અમસ્તો પોતાનો સત્યાનાશ વ્હોરી લેત. તું જાણે તો છે કે એક સામાન્ય વસ્તુ પણ જો આમતેમ થઇ જાય તો ભાઇની વિપૂલ સંપત્તિની ભીત હાલી જાય છે, એ એમનાથી સહન નથી થતું. આજે સવારે ઓફિસમાં જતી વખતે મને કહેતા ગયા હતા શ્યામાને દેશ મોકલવા માટે. હું ખૂબ ઉત્સાહથી એ પવિત્ર કાર્યમાં મચી પડયો હતો. મેં નક્કી કર્યું હતું કે એ ઓફિસમાંથી પાછા ફરે તે પહેલાં જ આ કાર્ય પતાવી દઉં. એવામાં બપોરે દોઢ વાગે ભાઇ સાહેબ અકસ્માત મારા ઓરડામાં આવી પહોંચ્યા. બોલ્યા: "હમણાં ન મોકલશો" કહીને બહાર જતા હતા એટલામાં એમની નજર પડી વહુરાણીની પેલા ટેબલ પર મૂકેલી છબી પર. સ્થંભી જ ગયા. હું

સમઝી ગયો કે તીરછી નજરને સીધી કરીને તસવીર જોતાં ભાઇને શરમ આવે છે. મેં કહ્યું : “ ભાઇ, જરા બેસો તો મારે ઢાકાની એક સાડી આપને બતાવવી છે. મોતીની માની નાની ભાભીને બાળક અવતરવાનું છે તે એને મોકલવી છે. પણ ગણેશરામ કિમ્મતમાં મને છેતરી રહ્યો છે એમ મને લાગે છે. આપ જરા એની કિમ્મત આંકી આપો. મારી નજરમાં તો એની તેર રૂપિયા કિમ્મત થઇ શકતી નથી. વધારેમાં વધારે હોય તો નવ સાડા નવ રૂપિયાની અંદર હોવી જોઇએ. ”

મોતીની મા દંગ થઇ ગઇ અને બોલી : “ આ વાત તમારા દિમાગમાં ક્યાંથી આવી ગઇ ? મારી નાની ભાભીને બાળકની તો હજી સંભાવના ય નથી. એની ગોદના બાળકની ઉંમર જ હજી તો દોઢ વર્ષની છે. વાત બનાવીને કહેવામાં આજકાલ તમે ઠીક પાવરધા થઇ ગયા છો. આ નવી વિદ્યા તમે ક્યાંથી શીખી લાવ્યા ? ”

“ જ્યાંથી કાલિદાસને કવિત્વ મળ્યું હતું—વાણી વીણાપાણિ પાસેથી. ”

“ એ વીણાપાણિ હવે જ્યાં સુધી તમને છોડી ન દે ત્યાં સુધી તમારી સાથે ઘર ચલાવવું મુશ્કેલ થઇ પડશે. ”

“ પ્રતિજ્ઞા કરી છે કે સ્વર્ગારોહણ વખતે નરકના દર્શન કરતો જઇશ. ”

“ પણ સાડા નવ રૂપિયાની કિમ્મતની ઢાકાની સાડી તમને તરતમાં ક્યાંથી મળી ગઇ ? ”

“ ક્યાંયથી નહિ. વીસ મિનિટ પછી પાછા આવીને કહી દીધું કે ગણેશરામ મને કહ્યા વિના જ એ સાડી પાછી લઇ ગયો. ભાઇ-

સાહેબના ચહેરાને જોઇને સમઝી ગયો કે આ દરમિયાન વહુરાણીની તસવીરે એમના દિમાગમાં પ્રવેશીને સ્વમનું રૂપ ધારણ કરી લીધું છે. કોણ જાણે કેમ, પણ આખી દુનિયામાં મારી આગળ જ ભાઇને બે આંખોની શરમ છે, બીજા કોઇની હોત તો તસવીરને ઝડપથી ઉઠાવીને ચાલતા થવામાં એમને જરા ય સંકોચ ન થાત."

"તમે ય કંઇ ઓછા લોભી નથી. ભાઇસાહેબને આપી દેત તો તમારૂં શું બગડી જાત."

"આપી તો દીધી, પણ એમને એમ નહિ. મેં કહ્યું–ભાઇ, આ તસવીર ઉપરથી એક તૈલચિત્ર કરાવીને તમે એને શયનગૃહમાં લગાવી દો તો ? ભાઇએ જાણે ઉદાસિન ભાવે કહ્યુંઃ ઠીક, જોઇ લેવાશે. કહીને તસવીર લઇને એ ઉપરના ઓરડામાં ચાલ્યા ગયા. ત્યાર પછી શું થયું એ બરાબર ખબર નથી. હું ધારૂં છું એ ઓફિસમાં પાછા ન ગયા, અને એ તસવીર પાછી મળે એ આશા ય મેં છોડી દીધી."

"તમે તો તમારી વહુરાણીને માટે સ્વર્ગ ખોવા પણ તૈયાર છો તો એક તસવીર વધારાની."

"સ્વર્ગને માટે તો સંદેહ છે, તસવીરને માટે જરા ય સંદેહ નહોતો. આવી તસવીર તો ભાગ્યે જ ઉતરે છે. જે દુર્લભ લગ્નમાં એમના મુખ પર લક્ષ્મીનો પ્રસાદ પૂર્ણરૂપે ઉતર્યો હતો, બરાબર એ જ યોગ એ છબીમાં ઉતર્યો છે. ક્યારેક તો ઉંઘમાંથી જાગીને, દીવો લઇને યે એ તસવીરને જોઇ છે. દીવાના અજવાળામાં અંદરનું રૂપ જાણે વધારે તેજસ્વી થઇને પ્રગટે છે."

"તમને મારી સામે આટલી બધી આંખ લાજ કરતાં જરા ય બીક નથી લાગતી ?"

"બાકી જો હોય તો તારે વિચાર કરવા જેવું હતું. એમને જોઈને મારું આશ્ચર્ય કોઈ રીતે મટતું જ નથી. વિચાર કરું છું કે અમારા ભાગ્યમાં આ કેવી રીતે સંભવિત બન્યું ? હું જ્યારે વિચાર કરું છું કે મને એમને વહુરાણી કહેવાનો હક્ક છે, ત્યારે મારા રૂંવાડાં ઉભાં થઈ જાય છે. અને એ નવીન જેવા તુચ્છ માણસને પાસે બેસાડીને ખવડાવી પીવડાવી શકે છે એ આ જગતમાં શી રીતે શક્ય બન્યું ? અમારા કુળમાં સૌથી વધારે કમભાગી અમારા ભાઈસાહેબ છે. જે વસ્તુ એમને સહજમાં મળી, એને એવી કઠણ રીતે બાંધવા માંડી કે આખરે ખોઈ બેઠા."

"પણ આ છે શું ? વહુરાણીના સંબંધમાં તમારું મોઢું જ્યારે ઉઘડે છે ત્યાર પછી બંધ જ નથી થતું, એમ ? શું છે આ બધું ?"

"મને ખબર છે, આ તને જરા ખટકે છે."

"ના, હરગીજ નહિ."

"હા, થોડુંક ! પણ આ પ્રસંગે જ એક વાતની યાદ દેવડાવવી ઠીક થશે. નૂરનગરના સ્ટેશન પર વહુરાણીના ભાઈને જોઈને તેં જે વાતો કહી હતી, તે પણ સાચી રીતે ચાંપલાશ જ હતી ને ?"

"હા–હા, હવે એ બધું રહેવા દો. તમે શું કહેવા માગતા હતા તે કહો."

"મને તો લાગે છે કે ભાઈ સાહેબ આજકાલમાં જ વહુરાણીને બોલાવવા મોકલશે. મને ખબર છે કે વહુરાણી આટલા આગ્રહથી પિયર ચાલ્યાં આવ્યાં છે, અને આટલા બધા દિવસો થયાં છતાં પાછા જવાનું નામ સુદ્ધાં નથી લેતાં એથી ભાઈ સાહેબનું અભિમાન ઠીકઠીક હદ સુધી પહોંચ્યું છે. ભાઈને એ વાત સમજાતી જ નથી કે

સોનાના પિંજરનો ચકલીને કેમ લોભ નથી. ચકલી અબોધ છે, અકૃતજ્ઞ છે."

"એ ઠીક વાત છે કે જેઠજી જ બોલાવી લે. વાત એ જ છે."

"મારી દૃષ્ટિએ તો બોલાવવા પહેલાં જ વહુરાણી જો ચાલ્યાં જાય તો ઘણું સરસ. ભાઇના એટલા અભિમાનની છીવ માની લઇએ, બીજું શું. આ ઉપરાંત વિપ્રદાસ બાબુ પણ ઇચ્છે છે કે વહુરાણી એમને ઘેર જાય, એ તો મેં ના પાડી હતી."

વિપ્રદાસની સાથે આજે શું શું વાતો થઇ એનો આભાસ મોતીની માએ ન આપ્યો, બોલી: "વિપ્રદાસ બાબુ પાસે જઇને કહો તો ખરા."

"હું જાઉં છું, સાંભળીને એ પ્રસન્ન થશે."

એટલામાં કુમુદે બારણા પાસે આવીને બહારથી જ કહ્યું: "અંદર આવી શકું?"

મોતીની માએ કહ્યું: "તમારા દિયર તમારી વાટ જોઇને જ બેઠા છે."

"જન્મોજન્મથી વાટ જોતો હતો, હવે દર્શન પામ્યો છું."

"અરે વાહ દિયરજી, આવી વાતો બનાવતાં ક્યાંથી અને ક્યારે શીખ્યા?"

"મને પોતાને એનું આશ્ચર્ય છે, ખબર નથી."

"ચાલો, હવે જમવા ચાલો."

"જમતાં પહેલાં એક વાર તમારા ભાઇને મળી લઉં. જરા વાતચિત કરવી છે."

"ના, એ નહિ થાય.'

"કેમ ?"

"આજે ભાઇએ ઘણી વાતો કરી છે, આજે રહેવા દો."

"સારા ખબર છે."

"તે હશે, કાલે આવજો. આજે મહેરબાની કરીને નહિ."

"કાલે કદાચ રજા ન મળે, કંઇક વિઘ્ન આવી પડે. તમારી આણ, ચાર પાંચ મિનિટને ખાતર મળવા દો. તમારા ભાઇ ખૂશ થશે, એમને જરા ય હાનિ નહિ પહોંચાડું."

"ભલે, પહેલાં જમી લ્યો, પછી વાત."

જમ્યા પછી કુમુદ નવીનને વિપ્રદાસના ઓરડામાં લઇ આવી. જોયું તો ભાઇ એ વખતે પણ હજી સૂતા નથી. ઓરડામાં અંધારૂં હતું, દીવાની વાટ ધીમી પડી ગઇ હતી. ખુલ્લી બારીમાંથી તારાઓ દેખાય છે, રહી રહીને જોરથી દખ્ખણના વાયરા વાય છે; ઘરના પડદા, પથારીની ચાદરો, ખીંટીએ ટાંગેલા કપડાં જાતજાતના પડછાયા પાડતાં કંપી રહ્યાં છે. જમીન પર વર્તમાનપત્રનું એક પાનું આમથી તેમ ઉડી રહ્યું છે. વિપ્રદાસ અર્ધા સૂતેલી દશામાં નિશ્ચલ રૂપે બેઠા છે. આગળ વધવા માટે નવીનના પગ નથી ઉપડતા. સંધ્યાની છાયા અને રોગની શીર્ણતાએ વિપ્રદાસ પર એક આવરણ નાંખ્યું છે, એમ લાગે છે જાણે એઓ સંસારથી ઘણા દૂર છે, જાણે અન્ય લોકમાં છે. એમ લાગ્યું જાણે એમના જેવો એકલો માણસ આ દુનિયામાં બીજો નહિ હોય.

નવીને આગળ વધીને વિપ્રદાસની ચરણરજ લીધી. કહ્યું : " વિશ્રામમાં ખલલ નાંખવા નથી માગતો. એક વાત કહીને ચાલ્યો જઇશ.

"આટલો મોટો ઘમંડ બધાને શોભતો નથી પણ એમની વાત ન્યારી છે."

"એનો અર્થ એવો ઓછો છે કે નાત જાત અને સગાવહાલાંઓ સાથે બગાડતા ફરીએ?"

"નાત જાત અને સગાવહાલાં કહેવાથી જ ઓછાં કંઇ એ સગાં-વહાલાં થઇ જાય છે. એ તો આપણા કરતાં તદ્દન જુદી જ કોટિના માણસો છે. સગપણની રીતે વ્યવહાર કરતા મને એમની સાથે સંકોચ થાય છે."

"કોઇ ગમે તેટલો મોટો માણસ ભલે ને હોય, પણ સગાસંબં-ધીનું જોર રહે છે, એ યાદ રાખજો."

નવીન સમજી ગયો કે આ આલોચનામાં કુમુદ માટેની મોતીની માની ઇર્ષ્યાની ગંધ પણ મોજૂદ છે. એ શિવાય એ પણ સત્ય છે કે સ્ત્રીઓ માટે કૌટુંબિક બંધનનું મૂલ્ય ઘણું હોય છે. એટલે નવીને વૃથા તર્ક ન કરીને કહ્યું: "બીજા થોડા દિવસ રાહ જોઇએ. ભાઇ સાહેબના આગ્રહને પણ જરા વધવા દો, એમાં વાંધો ય શું છે."

# પ્રકરણ ત્રેપનમું

## બિચારી શ્યામા

મધુસૂદનના ઘરમાં શ્યામાનું સ્થાન ચોક્કસ થઇ ગયું છે, એટલે એ બદલાની આશા રાખી શકતી હતી, પરંતુ એ વાતનો એનો અનુભવ જ થતો નહોતો. પહેલાં તો એને એમ ખબર પડી કે ઘરનાં નોકરચાકરો પર એનો કાબૂ આવી ગયો છે, પરંતુ હવે એને ડગલે ને પગલે લાગે છે કે એ લોકો એને પોતાની શેઠાણી તરીકે સ્વીકારવા અંતરથી રાજી નથી. હિમ્મત કરીને જો એ લોકો એની અવગણના કરી શકે તો કરીને સુખની નિદ્રામાં સૂવે એવી સ્થિતિ હતી. એટલે શ્યામા હવે તો વિનાકારણ પણ એમને ધમકાવી અને અર્થ વિનાનો દોષ કાઢી એમને શરમિંદા બનાવવાનો પ્રયત્ન કરે છે, બાપમહતારીને પણ ગાળો દેવાનું ચૂકતી નથી. થોડા દિવસ પહેલાં આ ઘરમાં શ્યામાની કંઇ ગણત્રી જ નહોતી, લોકોની આ ધારણાને ખોટી પાડવા અને ભૂંસી નાંખવા એણે ભારે કડકાઇથી માંજવા–ઘસવાનું કામ શરૂ કરી દીધું હતું, પરંતુ એનું પરિણામ કંઇ ન આવ્યું. ઘરના એક જૂના નોકરે શ્યામાના ફિટકાર સહન ન થવાને લીધે રાજીનામું આપી દીધું. આને ખાતર શ્યામાને ખરાબ રીતે નમવું પડ્યું, એનો અર્થ એ કે પોતાના ધનભાગ્યને માટે મધુસૂદનમાં કંઇ અંધસંસ્કાર મોજૂદ છે. જે નોકરો એની આર્થિક ઉન-

તેના સમયના છે, એમના મૃત્યુ અથવા રાજીનામાને પણ એ અપશુકન સમજે છે. આજ કારણથી ઑફિસના ઓરડામાં એક જૂનું દાઢીના ડાઘવાળું ટેબલ ઘણા કિમ્મતી સામાન વચ્ચે જેમનું તેમ બિરાજમાન છે, અને એના ઉપર એ જ જમાનાના ખડીઓ કલમ પડેલાં છે. એ કલમથી એણે પોતાના વેપારના પહેલા મોટા દસ્તાવેજ પર સહી કરી હતી. એ વખતના એક ઉડીઆ નોકર દરિયાએ રાજીનામું આપ્યું, ત્યારે મધુસૂદને એના પર ધ્યાન જ ન આપ્યું, ઉલટું એના તકદીરથી બીજી બક્ષીસ મળી ગઇ. આના ઉપર શ્યામાસુંદરીએ જરા ગુમાન કર્યું. પણ ત્યાં કોઇનું કંઇ ચાલી શકે એમ નહોતું. આખરે દરિયાનો હાસ્યભર્યો ચહેરો એને જોવો જ પડ્યો. શ્યામાને માટે એક મુશ્કેલી છે કે એ મધુસૂદનને સાચે જ ચહાય છે, એટલે જ મધુસૂદનના મિજાજ પર વધારે દબાણ કરવાની એની ઇચ્છા નથી. સૌભાગ્ય કોઇ સીમા સુધી આવીને સ્પર્ધાનું રૂપ ધારણ કરશે; એનો ડરતા ડરતાં અંદાજ કરીને એ ચાલે છે. મધુસૂદન પણ સમજે છે કે શ્યામાને માટે ચિંતા કરવાનું કે વખત ગુમાવવાનું જરા ય કારણ નથી. લાડ-પ્યારથી થનારા અપમાનનું પરિમાણ ઓછું કરવા છતાં પણ દુર્ઘટનાની શંકા રાખવા જેવી નથી. તો પણ શ્યામાને માટે એને એક પ્રકારનો સ્થૂલ મોહ છે, પરંતુ એ મોહને સોળેસોળ આના ભોગમાં લાવવા છતાં પણ સરળતાથી એને સંભાળી શકાય છે એ આનંદથી મધુસૂદનને ઉત્સાહ મળે છે. આનો વ્યતિક્રમ થવાથી બંધન તૂટી જાત. મધુસૂદનને માટે કામથી મોટી કોઇ ચીજ નથી. એ કામને માટે સૌથી વધારે જરૂરી છે એનું કર્તૃત્વ. પોતાની સીમામાં શ્યામાનું કર્તૃત્વ પ્રવેશ કરાવવાથી એ ડરે છે. જરા પગલું આગળ ભર્યું હતું પણ ઠોકર ખાઇને પાછું ફેરવી લીધું. એટલા ખાતર શ્યામા વારંવાર પોતે પહેલાં આગળ વધે છે પણ

દાવો કરતાની સાથે જ દબાઇ જાય છે. રૂપિયા-પૈસા, ચીજ-વસ્તુ આદિથી શ્યામા હંમેશા વંચિત છે. એના લોભનો કંઇ અંત નથી. એમાં ય એને એક હદ સુધી આગળ વધવાનું હોય છે. આટલા મોટા શ્રીમંત પાસે જે ચીજની અનાયાસે આશા કરી શકાય એમ હતી તે પણ નિરાશા બની ગઇ હતી. મધુસૂદન ક્યારેક વળી ખુશ થઇને એને કપડાંલત્તાં કે એકાદ ઘરેણું વગેરે લાવી આપે છે, પણ એનાથી એની સંગ્રહ કરવાની ભૂખ મટતી નથી. નાની મોટી લોભની વસ્તુ હડપ કરવા માટે વારંવાર એનાં હાથ ચંચળ બની જાય છે, પરંતુ એમાં ય બાધ છે. એવી જ એક મામૂલી ઘટનાને માટે થોડા દિવસ પહેલાં એના નિર્વાસનની વ્યવસ્થા થઇ હતી, પરંતુ શ્યામાનાં સંગ અને સેવાની મધુસૂદનને ટેવ પડી ગઇ હતી, એની એ આદત પાન તમાકુ જેવી સાદી સસ્તી પણ જબરજસ્ત હતી. એમાં આઘાત પડવાથી મધુસૂદનના કામમાં બાધા આવે એમ હતું એ આશંકાથી જ શ્યામાનો આ વખતનો દંડ રદ થઇ ગયો, પણ દંડનો ભય માથે લટકતો રહ્યો. પોતાના આ રીતના નિર્બળ અધિકારમાં શ્યામાના મનમાં એક આશંકા થતી જ રહે છે. કોણ જાણે ગમે ત્યારે આવીને કુમુદ એનું સિંહાસન સંભાળી લેશે. આ ઇર્ષ્યાની પીડાથી એના મનમાં જરા ય શાંતિ નથી. એ જાણે છે કે કુમુદની સાથે એની સ્પર્ધા કે સરખામણી ચાલી શકે એમ જ નથી, બન્નેનું ક્ષેત્ર એક નથી. કુમુદ મધુસૂદનના અધિકાર બહાર છે. એ જ એનું ખેહદ જોર છે; અને શ્યામા ઘણું રડી-વલવલી છે, કેટલી ય વાર બોલી છે 'હું મરી જાઉં તો સારૂ.' ઘણી વાર વિચાર્યું છે-સસ્તી હું માટે સ્થાન મળ્યું ;છે, જેની હિમ્મત વધારે છે તેનો આદર વધારે છે; જે સસ્તી છે તે કદાચ સસ્તાપણાને કારણે જ છૂટી જાય છે."

મધુસૂદને જ્યારે શ્યામાને ગ્રહણ નહોતી કરી ત્યારે શ્યામાને

આટલું અસહ્ય દુઃખ નહોતું. એણે પોતાના ઉપવાસી ભાગ્યને સ્વીકારી લીધું હતું. ક્યારેક તો મામૂલી ખોરાકને જ એણે યોગ્ય માન્યો છે. આજે અધિકાર મળવામાં અને ન મળવામાં કોઇ પ્રકારનું સામંજસ્ય નથી. 'હવે ગયું', હવે ગયુ' એ ડરથી મન બીકણ બની ગયું છે. ભાગ્યના પાટા એવી કાચી રીતે નાંખવામાં આવ્યાં છે કે ગાડી ઉતરી જવાનો ભય સર્વત્ર અને પ્રતિક્ષણે છે. મોતીની મા પાસે જઇને, ખુલ્લા દિલથી વાતચિત કરીને સાંત્વના મેળવવાની એણે એક વખત કોશિશ કરી હતી. પરંતુ એ તો જરા છણકાથી માથું હલાવીને એ રીતે એમાંથી છટકી ગઇ કે જો એનો ઘાતક બદલો શ્યામા લઇ શકત તો તુરત લઇ લેત; પરંતુ એ જાણે છે કે ઘરની વ્યવસ્થા માટે મધુસૂદન મોતીની માનો વિશ્વાસ અને આદર કરે છે, ત્યાં કંઇ જ ધક્કો મારી શકાય એમ નથી. ત્યારથી બન્ને બોલતાં નથી; બને છે ત્યાં સુધી એક બીજાનું મોઢું સુદ્ધાં જોતાં નથી. આ રીતે આ ઘરમાં શ્યામાનું સ્થાન પહેલાં કરતાં પણ સંકીર્ણ બની ગયું છે, ક્યાં ય એને જરા ય સ્વચ્છંદતા નથી.

એટલામાં એક દિવસ એણે સાંજે શયનગૃહમાં આવીને જોયું તો ટેબલ પર કુમુદની તસવીર પડી છે. જે વજ્ર એના પર પડવાનું છે એની વિદ્યુતશિખા એને પોતાની આંખો સામે દેખાઇ. કાંટામાં ફસાયલી માછલીની જેમ અંદરથી એનું દિલ ફફડવા માંડ્યું. મનમાં થયું કે તસવીર પરથી નજર હટાવી લે, પરંતુ હટાવી શકી નહિ. એકી ટસે જોઇ રહી, ચહેરો ફીકો પડી ગયો, આંખો બળવા માંડી, મુઠ્ઠી જોરથી બંધ કરી લીધી. કોઇ ચીજ તોડી નાંખવાની, ફાડીને ચીરા કરી નાંખવાની ઇચ્છા થાય છે. હવે આ ઓરડામાં એ વધુ થોભશે તો કોઇ વસ્તુનું નુકસાન કરી બેસશે એ

ખીટથી એ નાસીને બહાર ચાલી આવી. પોતાના ઓરડામાં આવીને પથારીમાં ઉંધી પડી ગઇ અને પથારીની ચાદરના ફાડીને ટુકડે ટુકડા કરી નાંખ્યા.

રાત પડી, બહારથી બેરાએ ખબર કરી કે મહારાજ ઉપર બોલાવે છે. કહેવાની તાકાત નથી કે 'નથી જતી.' ઝડપથી ઉઠીને હાથ-મોઢું ધોઇને, ઢાકાની બુટ્ટીદાર સાડી પહેરી, ઉપર જરા સુગંધ છાંટીને ગઇ ઉપર—મધુસૂદનના ઓરડામાં, એ સતત એ જ પ્રયત્ન કરતી હતી કે પેલી તસવીર પર એની દષ્ટિ ન જાય. પણ બરાબર તસવીરની સામે જ દીવો છે, એ પ્રકારે જાણે કોઇની દિપ્ત દષ્ટિની જેમ એ તસવીર પ્રકાશિત કરી મૂકી છે. આખા ઓરડામાં એ છબી જ સૌથી વધારે જોવા લાયક વસ્તુ બની ગઇ છે. શ્યામાએ રોજના નિયમાનુસાર પાનદાનમાંથી પાન કાઢીને મધુસૂદનને આપ્યું, અને પગ પાસે બેસીને એના પગ પર હાથ ફેરવવા લાગી. ગમે તે કારણથી પણ મધુસૂદન આજ પ્રસન્ન હતો. વિલાયતી દુકાનમાંથી એક ચાંદીની સુંદર ફ્રેમ ખરીદી લાવ્યો હતો. ગંભીરતાની સાથે એણે શ્યામાને કહ્યું : "આ લે." શ્યામાને લાડ કરતી વખતે પણ મધુસૂદન માધુર્યના દાનમાં કંજુસાઇ કરે છે. કારણ એ જાણે છે કે જરા ય વધારે આપવાથી પેલી એની મર્યાદા ઓળંગી જશે. ફ્રેમ એક રંગીન કાગળમાં લપેટેલી હતી. શ્યામાએ ધીરેથી ઉઘાડી, બોલી: "આનું શું કરૂં ?"

મધુસૂદને કહ્યું : "તું જાણતી નથી એમાં તસવીર મૂકી શકાય શ્યામાની છાતીમાં જાણે કોઇએ તાણીને હંટર ફટકાર્યું, બોલી "કોની તસવીર રાખશો ?"

"તું તારી પોતાની રાખજે. તે દિવસે જે છબી પડાવી હતી ને તે."

"મારે આટલા મોટા સૌભાગ્યને શું કરવું છે" કહીને એણે ફ્રેમને જમીન પર પછાડી.

મધુસૂદનને ભારે આશ્ચર્ય થયું, બોલ્યો: "આનો અર્થ શું?"

"એનો અર્થ કશો જ નહિ" કહીને હાથ વડે મોઢું ઢાંકીને રડવા માંડ્યું.. અને પછી તરત જ પથારીમાંથી ઉઠીને જમીન પર પડીને માથું કૂટવા લાગી. મધુસૂદને વિચાર્યું, ઓછી કિંમતની ચીજ એને ગમી નહિ. એની ઇચ્છા એકાદ મૂલ્યવાન ઘરેણાની હતી. આખો દિવસ ઓફિસમાં કામ કર્યાં પછી ઘરમાં આ ઉપદ્રવ એને જરા ય સારો ન લાગ્યો. આ તો લગભગ હિસ્ટીરીઆ છે. હિસ્ટીરીઆથી એને ચીઢ છે. જોરથી કડકાઇથી બોલ્યો: "ઉઠ, જલદી ઉઠ."

શ્યામા ઉઠીને ઝડપથી ઓરડાની બહાર ચાલી ગઇ. મધુસૂદને કહ્યું: "આ બધું અહીં કોઇ રીતે ચાલી શકે એમ નથી."

મધુસૂદન શ્યામાને સારી રીતે ઓળખે છે, એ નિશ્ચિત રીતે માનતો હતો કે હમણાં પાછી આવશે અને પગે પડીને માફી માગશે, એ વખતે જરા દમ દઇને બે વાતો સંભળાવી દઇશ.

દસ વાગી ગયા પણ શ્યામા ન આવી. ફરીથી એક વાર શ્યામાને બારણે અવાજ આવ્યો. "મહારાજ બોલાવે છે."

શ્યામાએ કહ્યું: "મહારાજને કહી દે કે મારી તબિયત ખરાબ છે."

મધુસૂદને વિચાર્યું: "આટલી હિંમત! ખૂબ હિંમત વધી છે કંઇ, હુકમ છતાં પણ નથી આવતી."

મનમાં લાગતું હતું કે પંદરેક મિનિટમાં આવી જશે. તે પણ

ન આવી ! અગિયાર વાગવામાં પંદર મિનિટ બાકી છે. પથારીમાંથી ઉઠીને ઝડપથી એ શ્યામાની પાસે ગયો. ઓરડામાં પેસતાં જ જોયું તો અંધારૂં છે. અંધારામાં સ્પષ્ટ દેખાયું કે શ્યામા જમીન પર પડી છે. મધુસૂદને વિચાર્યું, આ બધાં નખરાં છે, મનાવવાને ખાતર.

ગરજીને બોલ્યો: "ઉઠીને, સીધી સીધી ચાલ જલદી, નખરાં ન કરીશ."

શ્યામા કંઇ જ ટલા કર્યા વિના ઉઠીને પાછળ પાછળ ચાલતી થઇ.

" મારે આટલા મોટા સૌભાગ્યને શું કરવું છે " કહીને એણે ફ્રેમને જમીન પર પછાડી.

મધુસૂદનને ભારે આશ્ચર્ય થયું, બોલ્યોઃ " આનો અર્થ શું ? "

"એનો અર્થ કશો જ નહિ " કહીને હાથ વડે મોઢું ઢાંકીને રડવા માંડ્યું.. અને પછી તરત જ પથારીમાંથી ઉઠીને જમીન પર પડીને માથું કૂટવા લાગી. મધુસૂદને વિચાર્યું, ઓછી કિંમતની ચીજ એને ગમી નહિ. એની ઇચ્છા એકાદ 'મૂલ્યવાન ઘરેણાની હતી. આખો દિવસ ઓફિસમાં કામ કર્યા પછી ઘરમાં આ ઉપદ્રવ એને જરા પ સારો ન લાગ્યો. આ તો લગભગ હિસ્ટીરીઆ છે. હિસ્ટીરીઆથી એને ચીઢ છે. જોરથી કડકાઇથી બોલ્યો : " ઉઠ, જલદી ઉઠ."

શ્યામા ઉઠીને ઝડપથી ઓરડાની બહાર ચાલી ગઇ. મધુસૂદને કહ્યું : " આ બધું અહીં કોઇ રીતે ચાલી શકે એમ નથી. "

મધુસૂદન શ્યામાને સારી રીતે ઓળખે છે, એ નિશ્ચિત રીતે માનતો હતો કે હમણાં પાછી આવશે અને પગે પડીને માફી માગશે, એ વખતે જરા દમ દઇને બે વાતો સંભળાવી દઇશ.

દસ વાગી ગયા પણ શ્યામા ન આવી. ફરીથી એક વાર શ્યામાને બારણે અવાજ આવ્યો. " મહારાજ બોલાવે છે. "

શ્યામાએ કહ્યુંઃ " મહારાજને કહી દે કે મારી તબિયત ખરાબ છે. "

મધુસૂદને વિચાર્યું : " આટલી હિંમત ! ખૂબ હિંમત વધી છે કંઇ, હુકમ છતાં પણ નથી આવતી. "

મનમાં લાગતું હતું કે પંદરેક મિનિટમાં આવી જશે. તે પણ

ન આવી! અગિયાર વાગવામાં પંદર મિનિટ બાકી છે. પથારીમાંથી ઉઠીને ઝડપથી એ શ્યામાની પાસે ગયો. ઓરડામાં પેસતાં જ જોયું તો અંધારું છે. અંધારામાં સ્પષ્ટ દેખાયું કે શ્યામા જમીન પર પડી છે. મધુસૂદને વિચાર્યું, આ બધાં નખરાં છે, મનાવવાને ખાતર.

ગરજીને બોલ્યો: “ઉઠીને, સીધી સીધી ચાલ જલદી, નખરાં ન કરીશ.”

શ્યામા કંઇ જ કહ્યા કર્યા વિના ઉઠીને પાછળ પાછળ ચાલતી થઇ.

# પ્રકરણ ચોપનમું

## મુશ્કેલી

બીજે દિવસે ઓફિસમાં જતાં પહેલાં, જમી પરવારીને મધુસૂદન જ્યારે ઉપર આરામ કરવા ગયો, ત્યારે જોયું તો ટેબલ પરથી તસવીર ગુમ! રોજની જેમ આજે શ્યામા પાન લઇને મધુસૂદનને માટે તૈયાર નહોતી, આજે એ ગેરહાજર હતી. એને બોલાવવામાં આવી. આવી તો ખરી પણ આજે સ્પષ્ટ માલમ પડ્યું કે એ કુંઠ થઇ ગઇ છે. મધુસૂદને પૂછ્યું, "આ ટેબલ પર તસવીર હતી, ક્યાં ગઇ?"

શ્યામાએ અંત્યત આશ્ચર્યનું બ્હાનું કરીને કહ્યું: "તસવીર! કેવી, કઇ તસવીર!"

બ્હાનાની હદ જરા આવશ્યકતા કરતાં વધારે લંબાઇ ગઇ. સાધારણ રીતે પુરુષોની બુદ્ધિમાં સ્ત્રીઓને અશ્રદ્ધા હોય છે, એટલે જ આવું થયું.

મધુસૂદને ગુસ્સામાં આવીને કહ્યું: "તેં તસવીર નથી જોઇ?"

શ્યામાએ ભલા માણસ જેવો ચહેરો કરીને કહ્યું: "ના, મેં નથી જોઇ?"

મધુસૂદન ગરજી ઉઠ્યો: "જૂઠું બોલે છે!"

"જૂઠું શા માટે બોલું ? તસવીર લઇને હું શું કરવાની છું?"

"ક્યાં મૂકી છે ? જા, જલદી લાવી આપ. નહિ તો આનું પરિણામ સારૂં નહિ આવે."

"હે ભગવાન ! આ તે કેવી આફત ! તમારી તસવીર હું ક્યાંથી લાવું, મેં જોઇ હોય તો ને."

બેરાને બોલાવવામાં આવ્યો. નવીનને તેડવા માણસ ગયો.

નવીન આવ્યો. તરત જ મધુસૂદને કહ્યું: "નવીન, કુમુદને તેડાવી લ્યો."

શ્યામા મોઢું ચઢાવીને લાકડાની પૂતળીની જેમ ઉભી રહી.

નવીને થોડી વાર માથું ખંજવાળીને કહ્યું: "ભાઇસાહેબ, એક વાર તમે જાતે જ જઇ આવો તો કેવું ? તમે જ જો જઇને બોલાવી લાવો તો વહુરાણી ખૂબ ખુશ થશે."

મધુસૂદને થોડી વાર ગંભીર ચહેરે હુક્કો પીધા કર્યો. પછી બોલ્યો, "સારૂં, કાલે રવિવાર છે, કાલે જઇશ."

નવીને પોતાની પત્ની પાસે જઇને કહ્યુઃ "એક કામ કરી આવ્યો છું".

"મારી સલાહ લીધા વિના જ ?"

"સલાહ લેવાનો વખત નહોતો."

"તો તો મને લાગે છે, તમારે પસ્તાવું પડશે."

"આશ્ચર્ય નહિ. જન્મોત્રીમાં બુદ્ધિ સ્થાનમાં બીજો કોઇ ગ્રહ નથી, છે માત્ર પોતાની સ્ત્રી, એટલા માટે તને હમેશાં મારી આસપાસ

રાખીને જ ચાલું છું. વાત એમ છે કે ભાઇ સાહેબે આજે હુકમ કર્યો કે વહુરાણીને તેડાવી લ્યો. હું તરત બોલી ઉઠ્યો, "તમે જાતે જઇને જો બોલાવી લાવો તો ઘણું સારું. "કોણ જાણે ભાઇ જરા ખુશ મીજાજમાં હતા કે શું, તે તરત રાજી થઇ ગયા. ત્યારથી વિચાર કરું છું કે આનું પરિણામ શું આવશે."

"સારું નહિ આવે. વિપ્રદાસ બાબુનો મિજાજ જોતાં તો એ શું કહી બેસશે એ કંઇ કહેવાય નહિ. મને બીક લાગે છે કે અંતે કંઇ મહાભારતનું યુદ્ધ ન જામે. તમે આવું શા માટે કર્યું?"

"પહેલું કારણ તો એ કે એ વખતે બુદ્ધિનો ભંડાર ખુલ્લો હતો, તું બીજે ઠેકાણે હતી. બીજી વાત એ કે તે દિવસે વહુરાણીએ કહ્યું હતું કે હું નહિ જાઉં તેનો આંતરિક મર્મ હું સમજી ગયો હતો. એમના ભાઇ બિમાર હાલતમાં કલકત્તા આવ્યા, તો પણ ભાઇસાહેબ એક દિવસ પણ એમને મળવા નથી ગયા, એમની આ ઉપેક્ષા એમને ખૂબ ખટકતી હતી,"

સાંભળીને મોતીની મા ચોંકી ઉઠી, એને આશ્ચર્ય થયું કે હમણાં સુધી આ વાત પર એનું ધ્યાન કેમ ન ગયું. મૂળ વાત એમ છે કે એને સાસરાની મોટાઇનું જરા ગુમાન છે, જો કે એ પોતે આ વાતથી બહુ જાગ્રત નથી. એનું મન એવી સાક્ષી નથી પૂરતું કે બીજા સાધારણ માણસોની જેમ મહારાજા મધુસૂદન પર પણ સગાં-વહાલાંઓની અને નાતજાતની જવાબદારી છે.

તે દિવસના તર્કને આગળ ચલાવતા નવીને જરા ચૂંટી ખણી, કહ્યું: "મારી બુદ્ધિથી તો આ વાત મને કદાચ યાદ ન આવત, પણ તેં જ આની યાદ આપી હતી."

"શી રીતે?"

"તે દિવસે તેં જ કહ્યું હતું કે નાતજાતની જવાબદારી આત્માભિમાનથી પણ વધારે છે. એ ઉપરથી મેં એવું સમજવાની હિંમત કરી કે 'મહારાજ' જેવા આટલા મોટા માણસે પણ વિપ્રદાસ બાબુને મળવા જવા જોઇતું હતું."

મોતીની મા હાર સ્વીકારવા તૈયાર નહોતી, વાત જ ઉડાવી દીધી: "તમે તો કામને વખતે એવી ફાલતુ વાતો કાઢો છો કે જેની હદ નહિ. હવે પહેલાં એ વિચારો કે શું કરવું."

પહેલાથી જ જો બધી વાતોમાં આદિથી અંત સુધી વિચાર્યા જ કરીએ તો પાછળથી ધોખો ખાવો પડે છે. પહેલાં વિચારવી જોઇએ અત્યારની વાત—વિપ્રદાસ બાબુને ભાઇ સાહેબે શી રીતે મળવા જવું. મળવા જાય તો એનું પરિણામ શું આવે એની હમણાંથી ફિકર કરવી એ આપણી ચિંતનશીલતાનો પરિચય આપવા જેવું છે."

"મને તો એમ લાગે છે કે મુશ્કેલ થશે."

## પ્રકરણ પંચાવનમું

### ગરીબોનું ઐશ્વર્ય

તે દિવસે સવારે ઘણા સમય સુધી કુમુદે ભાઇના ઓરડામાં બેસીને ગાઇને બજાવ્યા કર્યું. સવારના સૂરોમાં પોતાની વ્યક્તિગત વેદના વિશ્વની વસ્તુ બનીને અસીમ રૂપે દેખાય છે. બંધનમાંથી એની મુક્તિ થાય છે. મહાદેવની જટામાં સર્પ જાણે ભૂષણ બનીને શોભા માને છે. વ્યથાની નદીઓ વ્યથાના સમુદ્રમાં જઇને મોટો વિરામ પામે છે. એનું રૂપ બદલાઇ જાય છે, ચંચળતા ગંભીરતામાં રૂપાંતર પામી જાય છે. વિપ્રદાસે એક ધીરો શ્વાસ લઇને કહ્યું: "કુમુ, સંસારમાં ક્ષુદ્ર કાલ જ સત્ય સ્વરૂપે દેખાય છે, ચિરકાલ ઓટમાં રહે છે; ગાનમાં પણ ચિરકાલ જ આવે છે સામે, ક્ષુદ્ર કાલ તુચ્છ બની જાય છે, અને એનાથી જ મનને મુક્તિ મળે છે."

એટલામાં ખબર આવ્યા કે: "મહારાજ મધુસૂદન પધાર્યા છે."

ક્ષણમાં કુમુદનો ચહેરો ફીકો પડી ગયો; એને જોઇને વિપ્રદાસના અંતરમાં સખત ચોટ પહોંચી, બોલ્યા: "કુમુ, તું અંદર જા, તારી કદાચિત જરૂર નહિ પડે."

કુમુદ જલદીથી અંદર ચાલી ગઇ, મધુસૂદન જાણી જોઇને જ ખબર કહેવડાવ્યા વિના આવ્યો છે. આ પક્ષવાળાઓને પોતાની

ગરીબાઇ ઢાંકવાનો સમય ન મળે એવું એના મનમાં હતું. મધુસૂદનના મનમાં હતું કે મોટા ઘરના માણસ હોવાને કારણે વિપ્રદાસના મનમાં એક પ્રકારની મોટાઇ છે એટલે આજે એ એવી રીતે આવ્યો કે જાણે મળવા નથી આવ્યો પણ દર્શન દેવા આવ્યો છે.

મધુસૂદનનો પોશાક વિચિત્ર હતો,–ઘરનાં નોકર ચાકર, દાસદાસીઓ એના પ્રભાવમાં મુગ્ધ બની જાય એવો એનો પોશાક હતોઃ ધારીદાર વિલાયતી ખમ્મીસ પર એક રંગીન રેશમી જાકીટ છે, ખભે રેશમી ભરેલી ચાદર, ખૂબ જતન કરીને પહેરેલું કાળી કોરનું શાંતિપુરી ધોતિયું, પગમાં ચકચકતાં કાળા દરબારી જોડા અને મોટામોટા હીરા અને નિલમની વીંટીઓથી આંગળિયો ઝળકારા મારી રહી છે. પ્રશસ્ત ઉદરના પરિધને છાવરતી ઘડીઆળની સોનાની સાંકળી પડી છે, હથમાં સુંદર લાકડી છે. હાથીના મુખ જેવો એનો હાથો છે, એના પર જાતજાતના રત્નો જડેલા છે. મધુસૂદન જલદીથી અસમાપ્ત નમસ્કારનો આભાસ દઇને પલંગની પાસે એક આરામખુરશી પર બેસી ગયો અને બોલ્યોઃ "કેવી તબિયત છે, વિપ્રદાસ બાબુ, શરીર તો એટલું સારૂં નથી લાગતું."

વિપ્રદાસે એનો ઉત્તર ન આપતાં કહ્યુંઃ "તમારૂં શરીર તો ઠીક દેખાય છે."

"ખૂબ સરસ તો ન કહેવાય, સેજ સાંજે માથું દુઃખે છે અને ભૂખ પણ બરાબર નથી લાગતી. ખાવાપીવામાં જરા ગોટાળો થયો કે બદહજમી શરૂ થઇ. અને ક્યારેક તો રાત્રે ઉંઘ પણ નથી આવતી, એ સર્વથી વધારે દુઃખદ વસ્તુ છે."

શુશ્રૂષાને માટે સતત કોઇની હાજરીની જરૂર છે એવી ભૂમિકા બંધાઇ ગઇ.

વિપ્રદાસે કહ્યું. "કદાચ ઓફિસના કામમાં વધારે પરિશ્રમ કરવો પડતો હશે."

"એવું તો કંઇ નથી! ઓફિસનું કામ તો એની મેળે ચાલ્યું જાય છે, મારે ખાસ કંઇ જોવું નથી પડતું. વધારે ભાર તો મેકનોટન સાહેબ ઉપર જ છે, સર આર્થર પીલડી પણ મને સારી મદદ કરે છે."

પેચવાન આવ્યો. પાનનો ડબ્બો અને સોપારી, ઇલાયચી, જર્દો આદિ લઇને નોકર આવી ઉભો, એમાંથી માત્ર એક ઇલાયચી લઇને મોંમાં મૂકી. બીજું કંઇ ન લીધું. હુક્કાની નળી હાથમાં લઇને એકાદ બે વાર મુખમાં લીધી; પછી તો એ ડાબા હાથમાં ગોદ પર લટકતી જ રહી. પછી એનો ઉપયોગ ન થયો. અંદરથી ખબર આવી "નાસ્તો તૈયાર છે." મધુસૂદને જરા ઉતાવળમાં કહ્યું: "એ તો નહિ બને. મેં પહેલાં જ ન કહ્યું, ખાવા પીવામાં ખૂબ સંભાળ રાખવી પડે છે."

વિપ્રદાસે બીજી વાર અનુરોધ ન કર્યો. નોકરને કહ્યું, "ફોઇને કહો કે એમની તબિયત સારી નથી, એઓ કંઇ જ નહિ લે."

વિપ્રદાસ ચૂપ બેસી રહ્યા. મધુસૂદનને આશા હતી કે કુમુદની જિકર એ જ છેડશે. આટલા દિવસ થઇ ગયા છે એટલે કુમુદને સાસરે લઇ જવાનો પ્રસંગ એ પોતે જ છેડશે; પણ કુમુદનું તો નામ પણ નથી આવતું. મનમાં ને મનમાં એને જરા ગુસ્સો આવવા માંડ્યો. વિચાર્યું કે અહીં આવીને ભૂલ કરી. આ બધી નવીનની જ ચાલબાજી છે. પાછા જઇને એને સખત સજા કરવા માટે મધુસૂદનનું મન ઉંચું નીચું થઇ રહ્યું.

એટલામાં એક સામાન્ય કાળી કોરની સફેદ સાડી પહેરીને, આંખો સુધી ઘૂમટો તાણીને કુમુદ આવી પહોંચી. વિપ્રદાસને એવી ઉમેદ

નહોતી. એ આશ્ચર્યમાં પડી ગયા. પહેલાં પતિની ચરણરજ લઇને અને પછી ભાઇને પગે પડીને કુમુદે મધુસૂદનને સંબોધીને કહ્યું : "ભાઇની તબિયત બહુ ખરાબ છે, ખૂબ નિર્બળ છે, ડૉક્ટરે એમને વધારે વાતચિત કરવાની મનાઇ કરી છે. તમે આ પાસેના ઓરડામાં ચાલો."

મધુસૂદનના ચહેરાપર સુરખી આવી ગઇ. જલદીથી ઉઠીને ઉભો થયો. હુક્કાની નળી ગોદમાંથી નીચે પડી ગઇ. વિપ્રદાસના મોઢા તરફ જોયા વિનાજ કહ્યું: "સારૂં, તો હવે હું જાઉં છુ."

પહેલાં તો મનમાં આવ્યું કે સીધો ગાડીમાં બેસીને ઘેર ચાલ્યો જાય પણ મન હાલી ગયું છે. ઘણા દિવસ પછી આજે કુમુદને જોઇ છે. મામૂલી સીધાં સાદા કપડાંમાં એને આજે જ પહેલા વહેલી જોઇ. એણે કુમુદને આટલી સુંદર પહેલાં કયારેય નહોતી જોઇ; આટલી સંયત, આટલી સરળ. મધુસૂદનને ઘેર તો એ બની ઠનીને રહેની વહુરાણી હતી—જાણે બહારની દીકરી. આજે જાણે એ ઘણી પાસેથી દેખાઇ. કેવી સરળ સૌમ્યમૂર્તિ છે! મધુસૂદનને થયું જરા પણ વાર કર્યા વિના એને લઇ જાય. "એ મારી છે, મારી જ છે, મારા ઘરની છે, મારા ઐશ્વર્યની છે, મારા સમસ્ત તન અને મનની છે, વારંવાર આવું કહેવા માટે એનો જીવ વલવલી રહ્યો છે.

જોડેના ઓરડામાં સોફા ભણી ઇશારો કરી ને જ્યારે કુમુદે બેસવાનું કહ્યું ત્યારે એને બેસવું જ પડ્યું. બિલકુલ બહારનો ઓરડો ન હોત તો એ કુમુદને હાથ પકડીને પોતાની પાસે જ બેસાડી લેત. કુમુદ બેઠી નહિ પણ એક ખુરસી પર હાથ મૂકીને ઉભી રહી. બોલી: "મને કંઇ કહેવું છે?"

આ સૂરમાં મધુસૂદનને પ્રશ્ન ગમ્યો નહિ, કહ્યું: "ઘેર નથી આવવું?"

"ના."

મધુસૂદન ચોંકી ઉઠ્યો, બોલ્યો: "કેમ, વાત શું છે?"

"મારી તો આપને જરૂર નથી."

મધુસૂદન સમજ્યો–શ્યામાસુંદરીની વાત જાણી હશે, આ એનો જ પડઘો છે. આ અભિમાન. એને ગમ્યું, બોલ્યો: "તમે શું બોલો છો, એ સમજાતું નથી. જરૂર નથી તો શું છે? સૂનું ઘર કોને ગમે છે?"

આ વિષયમાં વાદવિવાદ કરવાની કુમુદની ઇચ્છા ન થઇ. ટૂંકામાં ફરીથી એણે કહ્યું: "હું નહિ આવું."

"એનો અર્થ ઘરની વહુ એને ઘેર નહિ આવે?"

કુમુદે સંક્ષેપમાં કહ્યું: "ના."

મધુસૂદન સોફા પરથી ઉભો થયો, બોલ્યો: "શું? નહિ આવો! આવવું જ પડશે."

કુમુદે કંઇ જવાબ ન આપ્યો, મધુસૂદન કહેવા લાગ્યો: "જાણો છો. પોલિસ બોલાવીને, ચોટલો પકડીને લઇ જઇ શકું છું! ના કહેવાથી પૂરું નથી થઇ જતું."

કુમુદ ચુપ બની રહી. મધુસૂદને ગરજીને કહ્યું: "ભાઇની નિશાળમાં ફરીથી નરનગરી ચાલબાજી શીખવી શરૂ કરી દીધી લાગે છે."

કુમુદે એક વાર ભાઇના ઓરડા તરફ તીરછી નજરે જોઇને કહ્યું: "ચુપ થઇ જાવ, આ રીતે બુમો પાડીને વાત ન કરો."

"કેમ? તમારા ભાઇનો કંઇ ડર લાગે છે? ખબર છે, આ ઘડી હું એમને ઘરમાંથી કાઢીને રસ્તામાં ઉભા કરી શકું એમ છું."

બીજી જ ક્ષણે એણે જોયું તો એના ભાઇ બારણામાં આવીને ઉભા છે. લાંબુ કદ છે, દુબળું પાતળું શરીર, પાંડુવર્ણું મુખ, મોટી મોટી આંખોમાંથી જ્વાલા નીકળી રહી છે, એક મોટી સફેદ ચાદર ઓઢેલી છે, એનો છેડો જમીન પર ઘસડાય છે, કુમુદને બોલાવીને કહ્યું: " કમુ, આવ, મારા ઓરડામાં આવતી રહે."

મધુસૂદન ચીલઇ ઉઠ્યો, બોલ્યો: " યાદ રાખીશ તમારો આ ગર્વ! તમારા નૂરનગરનું નૂર ન મીટાવી દઉ તો મારૂં નામ મધુ-સૂદન નહિ."

પોતાના ઓરડામાં પાછા ફરતાં જ વિપ્રદાસ પોતાના બિછાનામાં સુઇ ગયા. આંખો બંધ કરી લીધી. ઉંઘથી નહિ, થાક અને ચિંતાથી. કુમુદે માથા પાસે બેસીને પંખો નાખવા માંડ્યો. થોડી વાર પછી ક્ષેમા ફોઇએ આવીને કહ્યું: " કમુ, આજે ખાવું નથી, બહુ રાત ગઇ બેટા."

વિપ્રદાસે આંખો ઉઘાડીને કહ્યું: " જા કમુ, જમી આવ, જરા કાળુભાઇને મોકલી દે.

કુમુદે કહ્યું: "ભાઇ, તમારે પગે પડું છું. હમણાં કાળુભાઇને રહેવા દો, હમણાં જરા સૂવાની કોશિશ કરો."

વિપ્રદાસ મુખેથી કંઇ ન બોલતાં ઘેરી વેદનાની દૃષ્ટિ વડે કુમુદ ભણી જોઇ રહ્યા. થોડી વારે ઉંડો શ્વાસ લઇને પાછી આંખો મીંચી લીધી. કુમુદ ધીમેથી ઉઠીને બહાર આવતી રહી અને બારણું બંધ કરી દીધું.

થોડી વાર પછી જ કાળુએ ખબર મોકલી કે મળવું છે. વિપ્ર-દાસ તકીઆને આધારે ઉઠીને બેસી ગયા.

કાળુએ કહ્યું : "જમાઇરાજ આવીને થોડી વારમાં જ ચાલ્યા ગયા. વાત શી છે? કુમુદની વિદાય બાબતમાં કંઇ બોલ્યા?"

"હા કહ્યું હતું. પણ કુમુદે એનો જવાબ આપી દીધો કે એ નહિ જાય."

કાળુ ડરી ગયો અને બોલ્યો : "શું કહો છો ભાઇ સાહેબ, તો તો સત્યાનાશ થઇ ગયું."

"સત્યાનાશથી અમે ક્યારેય ડર્યા નથી, ડરીએ છીએ માત્ર અપમાનથી."

"તો તૈયાર થઇ જાવ, હવે વાર કરવી ઠીક નથી. લોહીમાં છે તે જશે ક્યાં. હું જાણું છું, તમારા પિતાજીએ મેજીસ્ટ્રેટને નીચું જોવડાવવા માટે બે લાખ રૂપિયા ખર્ચી નાંખ્યા હતા. છાતી ઠોકીને વિપત્તિ બોલાવવી, એવો તમારા લોકોનો પરંપરાનો વારસો છે. આ વાત અમારા કુળમાં નથી, ભાઇ. એટલે તો તમારૂં ગાંડપણ મારાથી સહન થતું નથી. પણ હવે બચવું શી રીતે?"

વિપ્રદાસ ઉંચા કરેલા ડાબા ઘૂંટણ પર જમણો પગ મૂકીને સૂઇ ગયા અને આંખો મીચીને કંઇ વિચારવા લાગ્યા, અંતે વિચાર કરીને આંખ ઉઘાડીને બોલ્યા: "લખાણ અનુસાર છ મહિનાની નોટિસ આપ્યા વિના મધુસૂદન આપણી પાસે રૂપિયા માગી શકે એમ નથી. એટલામાં તો અષાઢ માસમાં સુબોધ આવી જશે. ત્યારે કંઇ ને કંઇ ઉપાય કરી લઇશું."

કાળુએ ગુસ્સામાં કહ્યું: "હા, ઉપાય તો થઇ જશે. દીવા એકી સાથે હોલવાત, એમ ન થતાં હવે એક એક કરીને બુઝાશે."

"બત્તી છેક બળતી બળતી નીચે સુધી આવી પહોંચી છે, હવે નોકર એને ગમે તે રીતે ફુંક મારીને બુઝાવે. એમાં હાયહાય કરવાની જરૂર નથી. એ અંતિમ અજવાળાને ખાતર હવે યુક્તિ શોધવી ઠીક નથી, એનાથી તો સંપૂર્ણ અંધકાર આવકારદાયક છે– એમાં જ શાંતિ મળે છે."

કાળુના હૃદયમાં ચોટ પહોંચી એ સમજ્યો– આ અસ્વસ્થ આદમીના વિચાર છે, વિપ્રદાસ તો એવા નિરાશાવાદી નથી. પરિણામને રોકવા માટે વિપ્રદાસે જાતજાતની યોજનાઓ વિચારી જોઇ. એમને આશા હતી કે બચાવી લઇશું. આજે એ વસ્તુનો વિચાર જ કરી શકતા નથી. આશા રાખવાની પણ તાકાત નથી.

કાળુએ કરુણ દૃષ્ટિથી વિપ્રદાસના મુખ ભણી જોઇને કહ્યું: "તમારે ચિંતા કરવાની કંઇ જરૂર નથી ભાઇ, જે કંઇ કરવાનું છે તે હું કરી લઇશ, જોઉં છું, જરા દલાલોને ત્યાં જઇ આવું."

બીજે દિવસે વિપ્રદાસને નામે અંગ્રેજીમાં લખેલો મધુસૂદનનો પત્ર આવ્યો. એની ભાષા વકીલ જેવી હતી. કદાચ એટર્ની પાસે લખાવ્યો હશે. એ નિશ્ચિત રૂપે જાણવા માગે છે કે વિપ્રદાસ કુમુદને મોકલવા તૈયાર છે કે નહિ. ત્યાર બાદ આગળ પગલાં લેવા ધારે છે.

વિપ્રદાસે કુમુદને પૂછ્યું: "કમુ, ઠીક રીતે તેં વિચાર કરી લીધો ને ?"

કુમુદે કહ્યું: "મેં વિચાર કરવો બંધ કર્યો છે, એટલે જ મારું મન આજે નિશ્ચિંત છે. મને લાગે છે અહીં પહેલા જેવી હું હતી તેવી જ આજે છું. વચ્ચે જે કંઇ બની ગયું તે સ્વપ્નું હતું."

"જો જબરજસ્તીથી તને લઇ જવાની કોશિશ કરશે તો તું બળપૂર્વક સામનો કરીશ ને ?"

"તમારા ઉપર જો કંઇ જુલ્મ નહિ થાય તો હું સારી રીતે બળપૂર્વક સામનો કરી શકીશ."

"એટલા માટે પૂછું છું કે જો અંતે તારે ત્યાં-જવું જ પડ્યું તો તો જેટલી મોડી તું ત્યાં જઇશ એટલો પેલો દુષ્ટ અને વિકરાળ થશે. એ લોકોની સાથે રહીને એમના સંબંધસૂત્રથી તારૂં મન જરા પણ બંધાયું તો નથી ને ?"

"જરા પણ નહિ. માત્ર નવીન સાથે; મોતીની મા અને હાબલુ સાથે મારે જરા હેત બંધાયું છે. પણ એ લોકો બીજા ઘરના જ દેખાય છે."

"કુમુ, એ લોકો બખેડો મચાવશે. સમાજના જોરથી, કાયદાના જોરથી ઉપદ્રવ કરવાનો અધિકાર એમને છે. એ માટે એની ઉપેક્ષા કરવી પડશે. અને એમ કરવામાં લજ્જા, સંકોચ, ભય-સર્વને તિલાંજલિ દઇને માનવ-સમાજની સામે ઉભા રહેવું પડશે, બહાર અને અંદર એમ ચારે બાજુ બદનામીનું તોફાન મચશે, એની વચ્ચે માથું ઉંચું રાખીને તારે ઉભા રહેવું પડશે."

"ભાઇ, એનાથી તમારૂં અનિષ્ટ અને તમને અશાંતિ તો નહિ થાય ને ?"

"અનિષ્ટ અને અશાંતિ તું કોને કહે છે, કુમુ ? તું જો અપમાનમાં ડૂબેલી રહે તો એનાથી વધારે અનિષ્ટ મારૂં બીજું શું થવાનું છે? જો હું માનું કે જે ઘરમાં તું છે તે ઘર મારૂં પોતાનું નથી, તારા ઉપર જેનો એક માત્ર અધિકાર છે તે માણસ તારો નથી પણ પારકો છે તો એનાથી

વધારે અશાંતિ મારે માટે બીજી શું હોઇ શકે એની હું કલ્પના જ નથી કરી શકતો. બાપુજી તને ખૂબ ચઢાતા હતા, પરંતુ એ જમાનામાં માલિક લોક દૂર ને દૂર રહેતા હતા. તારે માટે ભણવું ગણવું આવશ્યક છે એવું પણ એ વિચારતા નહોતા. મેં જ તને શરૂઆતથી ભણાવી છે, તને મોટી કરી છે. તારે માટે માતપિતાથી હું કોઇ અંશે કમી નથી. ભણાવી ગણાવીને મોટા કરવાની જવાબદારી કેટલી મોટી છે એ હું આજે સમજી રહ્યો છું. જો તું છોકરીઓની જેમ હોત, તો ક્યાંય તને મુશ્કેલી ન આવત. આજે જ્યાં તારી સ્વાધીનતાને કોઇ સમજતું નથી, એની કોઇ કદર કરતું નથી, ત્યાં તારે માટે નરક છે. હું કયે કાળજે તને ત્યાં કાઢી મૂકીને રહી શકીશ? તું નાની બહેન નહોત ને ભાઇ હોત, અને એ હાલતમાં તું અહીં રહેત એવી જ રીતે તું અહીં રહે, મારી પાસે."

ભાઇની છાતીની પાસે ખાટલાને કિનારે માથું રાખીને બીજી બાજુ મોઢું ફેરવીને કુમુદે કહ્યું: "પણ હું તમારા ઉપર ભાર રૂપે તો નહિ રહું ને? સાચું કહો છો?"

કુમુદના માથા પર હાથ ફેરવતાં વિપ્રદાસે કહ્યું: "ભાર રૂપે શી રીતે રહીશ, બહેન? તારી પાસે ખૂબ મહેનત કરાવીશ. મારૂં બધું કામ તારે માથે જ રહેશે. કોઇ અસંતોષી પણ આ જાતનું કામ નહિ કરી શકે. તારે ઇસરાજ સંભળાવવો પડશે, મારો ઘોડો તારા તાબામાં રહેશે; એ ઉપરાંત તને ખબર છે ને કે મને ભણાવવું બહુ ગમે છે. તારા જેવી વિદ્યાર્થિની મને ક્યાં મળશે, બતાવ? એક બીજું કરીશું, મને ફારસી ભણવાનો ખૂબ શોખ છે, એકલા ભણવામાં આનંદ નથી આવતો, તને સાથી બનાવી લઇશ, જરૂર તું તો મારાથી આગળ વધી જઇશ. હું તારી જરા ય ઇર્ષ્યા નહિ કરૂં, જોજે તું."

સાંભળતાં સાંભળતાં કુમુદનું હૃદય પુલકિત થઇ ઉઠ્યું. એનાથી વધારે જીવનમાં બીજું શું સુખ હોઇ શકે.

થોડી વાર પછી વિપ્રદાસે ફરીથી કહેવા માંડ્યું : " અને બીજી એક વાત તને કહી દઉં કમુ, આપણો યુગ ઝડપથી હવે બદલાશે, આપણી રહેણીકરણી પણ બદલાઇ જશે. આપણે ગરીબોની જેમ રહેવું પડશે. ત્યારે તું અમારા ગરીબોનું ઐશ્વર્ય હોઇશ, કમુ."

કુમુદની આંખોમાં આંસુ ભરાઇ આવ્યા, બોલી : " મારું એવું ભાગ્ય હોય તો હું જીવી જાઉં."

વિપ્રદાસ મધુસૂદનના પત્રને ગળી ગયા, ઉત્તર ન આપ્યો.

## પ્રકરણ છપ્પનમું

### નવો કોયડો

બે દિવસ પછી જ મોતીની મા અને ટાબલુને સાથે લઇ નવીન આવી પહોંચ્યો. ટાબલુએ કાકીની ગોદમાં લપાઇને છાતી સરસો દબાઇને જરા રડી લીધું. શા માટે એ રડયો એ કહેવું મુશ્કેલ છે. ભૂતકાળના અભિમાન માટે, વર્તમાનના લાડ કાજે કે ભવિષ્યની ચિંતાને ખાતર, કોણ જાણે!

કુમુદે ટાબલુને છાતી સરસો દાબીને કહ્યું: " સંસાર કઠણ છે, ગોપાલ, રૂદનનો અંત નથી, ભાઇ મારી પાસે શું છે, હું તને શું આપી શકું કે જેથી માણસ જાતના સંતાનોનું રૂદન શમે! રૂદનથી રૂદન મિટાવવા ચાહું છું, એનાથી વધારે શક્તિ મારામાં નથી. જે પ્રેમ પોતાને જ આપી દે છે. એનાથી વધારે એની પાસે બીજું આપવાનું હોતું નથી-બેટા, એ પ્રેમ તમને લોકોને મળ્યો છે. કાકી કંઇ તારી હંમેશને માટે રહેવાની નથી પણ આટલી વાત યાદ રાખજે બેટા" કહીને કુમુદે એના ઓવારણાં લીધાં.

નવીને કહ્યું: "વહુરાણી હવે રજબપુર જાય છે. બાપ દાદાના ઘરમાં; અહીંનો વારો ખતમ થયો."

કુમુદે વ્યાકુળ થઈને કહ્યું: "મેં અભાગણીએ આવીને તમારા ઉપર આ આફત નાંખી દીધી."

નવીને કહ્યું: "વાત તો એનાથી તદ્દન ઉલટી છે. ઘણા દિવસથી જવાની ઇચ્છા હતી. તૈયારીઓ પણ થઈ રહી હતી પણ એવામાં અમારે ઘેર તમારાં પૂણ્યપગલાં થયાં. બાપદાદાને ઘેર પાછા જવાની આશા લગભગ મટી ગઈ હતી પણ વિધાતાથી એ સહન ન થયું."

તે દિવસે મધુસૂદને ઘેર જઈને એક મહાકાંડની રચના કરી હતી તેનો પત્તો લાગ્યો.

નવીન ગમે તે કહે પણ મોતીની માને સંદેહ નહોતો કે કુમુદે જ એમના ગૃહજીવનને આવી રીતે અસ્થિર બનાવી દીધું છે અને એ અપરાધને એ સ્હેજમાં ભૂલે એમ નથી. એનું કહેવું એમ છે કે હજી ય માથું નમાવીને કુમુદે પોતાને ઘેર જવું જોઈએ, અને ત્યારબાદ ગમે તેટલું અપમાન થાય એ સહી લેવું જોઈએ. એણે સ્વરને જરા કઠોર કરીને પૂછ્યું: "તમે હવે સાસરે જશો નહિ, નિશ્ચય કરી લીધો છે?"

કુમુદે એનો ઉત્તર એટલી જ કઠોરતાથી વાળ્યો: "ના, નહિ જાઉં."

મોતીની માએ પૂછ્યું: "ત્યારે તમે શું કરશો, તમારી શી ગતિ થશે?"

કુમુદે કહ્યું: "આટલી વિશાળ ધરતી પડી છે, એમાં ગમે ત્યાં મારે માટે ઠેકાણું મળી રહેશે. જીવનમાંથી ઘણું ખરું ખોવાઈ જાય છે, તો પણ થોડું તો બાકી રહે છે.

કુમુદ સમજી ગઈ હતી કે મોતીની માનું મન એનાથી ઘણું દૂર હટી ગયું હતું. નવીનને એણે પૂછ્યું, "દિયરજી, તો હવે શું કરશો?"

"નદી કિનારે થોડી જમીન છે, એમાંથી થોડું લુખ્ખું સુક્કું ખાવાનું મળી રહેશે, અને થોડી ઘણી હવા પણ ખાવાની મળશે."

મોતીની માએ જરા ગરમ થઇને કહ્યું, "એને માટે આપને ફિકર નહિ કરવી પડે. એ મીર્ઝાપુરના અન્નજળ ઉપર અમારો ય હક્ક છે, એને કોઇ છીનવી શકે એમ નથી. અમે લોકો કંઇ એટલા મોટા આબરૂદાર માણસો નથી કે જેઠજી કાઢી મૂકે એટલે તરત સંન્યાસી બનીને ચાલ્યા જઇએ. એ આજે નહિ તો કાલે બોલાવશે, ત્યારે પાછા ચાલ્યા ય આવીશું, ત્યાં સુધી સહન કરવાની મારામાં સબૂરી છે એ હું કહી દઉં છું."

નવીને જરા દુઃખી થઇને કહ્યુંઃ "એ વાત હું જાણું છું, પણ એમાં બડાઇ નથી મારતો. પુનર્જન્મ જો થવાનો હોય તો હું ઇચ્છું કે હું ઇજ્જતદાર થઇને જન્મું, પછી જો અન્નજળની ત્રુટિ રહેશે તો તે પણ આપણે મંજૂર છે."

ખરી રીતે તો ઘણી વાર ભાઇનો આશ્રય છોડીને પોતાના ગામમાં જઇને ખેતીવાડી કરવાનો નવીને સંકલ્પ કર્યો છે. મોતીની માએ મોઢે મોઢે તો ખૂબ ફડાકા માર્યા છે, પણ સમય આવ્યે નવીનને વારંવાર રોકી રાખ્યો છે. એ જાણે છે કે જેઠજી પર એનો સંપૂર્ણ હક્ક છે. જેઠ તો સસરા સમાન ગણાય છે. એની દૃષ્ટિએ તો એ જેઠ રહ્યા એટલે ગમે તે અન્યાય કરી શકે, પણ એ કંઇ અપમાન ન કહેવાય. કુમુદની સાથે એના પતિનો વ્યવહાર ભલે ને ગમે તેવો હોય; પણ એનો અર્થ એવો નથી કે એ પતિનું ઘર જ છોડી દે, એ વાત મોતીની માને માટે દુનિયાથી ન્યારી છે.

ખબર આવીઃ "ડોકટર સાહેબ આવ્યા છે. કુમુદે કહ્યુંઃ "જરા થોભો, હું હમણાં આવી. ડોકટર શું કહે છે તે જરા સાંભળી આવું."

ડૉક્ટર કુમુદને કહી ગયો: "નાડી પહેલાં કરતાં ખરાબ લાગે છે, રાત્રે બરાબર ઉંઘ આવતી નથી, દર્દીને બરાબર આરામ નથી મળતો."

કુમુદ નવીન પાસે જતી હતી ત્યાં કાલુએ વચમાં જ કહ્યું: એક વાત કહ્યા વિના રહેવાતું નથી, કમુ, ગૂંચ ખૂબ જટિલ બનતી જાય છે, તું જો આ વખતે સાસરે નહિ જાય, તો વિપત્તિ વધી જશે. મને કોઇ ઉપાય સૂઝતો નથી."

કુમુદ ચુપચાપ ઉભી રહી, કાલુએ કહેવા માંડ્યું: "તારે સાસરેથી આખરીનનામું આવ્યું છે, એની પરવા ન કરવાનું સામર્થ્ય આપણામાં છે? આપણે બિલકુલ એમની મુઠ્ઠીમાં જકડાયલાં છીએ."

કુમુદે કઠેરાને દબાવતાં કહ્યું: "મને પણ કંઇ સમજાતું નથી, કાલુભાઇ. જીવ કંપે છે, મનમાં એમ થાય છે કે જાણે મત્યુ સિવાય બીજો રસ્તો મારે માટે ખુલ્લો નથી." કહીને કુમુદ ઝડપથી ચાલી ગઇ.

કુમુદ ભાઇના ઓરડામાં હતી તે વખતે ક્ષેમાફોઇએ થોડી વાતચીત મોતીની મા સાથે કરી લીધી. જુદાંજુદાં લક્ષણો જોતાં બન્નેના મનમાં શંકા થઇ કે કુમુદ ગર્ભવતી છે. મોતીની માને બહુ આનંદ થયો, મનમાં ને મનમાં બોલી-ભગવાન કરે ને શંકા સત્ય ઠરે. હવે ઠીક થયું ! માનિની સાસરાની અવગણના કરવા ઇચ્છે છે પણ હવે તો ગાંઠ પડી ગઇ છે, હવે કંઇ માત્ર છેડાગાંઠ જ નથી રહી, લોહીની ગાંઠ પણ પડી ગઇ. નાસીને જશે ક્યાં.

મોતીની માએ કુમુદને એકાંતમાં લઇ જઇને પોતાના સદેહની વાત કહી. કુમુદનો ચહેરો ઉતરી ગયો. એણે હાથની મુઠ્ઠીઓ વાળીને કહ્યું: "ના ના, એ બની જ શકે નહિ, કદી નહિ."

મોતીની માએ ગુસ્સામાં આવીને કહ્યું: "કેમ ન બની શકે

બ્હેન ? તમે ગમે તેટલા મોટા ઘરની દિકરી હો, માટે તમારે ખાતર કુદરત કંઇ જુદા નિયમો ઘડવા જવાની છે ? સંસારના બધા નિયમો ઓછા તમારે ખાતર પલટી વાનાં છે ? તમે ઘોષાલ વંશની વહુ છો, ઘોષાલોના કુળદેવતા તમને એમ સ્હેજમાં છોડે એવા નથી. નાસવાનો રસ્તો રોકીને ઉભા રહ્યા હશે, સમજ્યાં."

પતિની સાથેના કુમુદના ત્રણ મહિનાના પરિચયે દિવસે દિવસે, અંદરને અંદર કેવું વિકૃત સ્વરૂપ ધારણ કર્યું છે, એ ગર્ભની આશંકાથી બિલકુલ સ્પષ્ટ થઇ ગયું. માણસ માણસમાં જે ભેદ સર્વથી અધિક દુરતિક્રમણીય છે, એના ઉપાદાન ઘણાંખરાં સૂક્ષ્મ હોય છે. ભાષામાં, ભાવમાં, વ્યવહારના નાના નાના ઇશારાઓમા, જ્યારે તદ્દન મૌન હોય ત્યારે એ સમયના ઇંગિતમાં, ગળાના સ્વરમાં, રૂચિમાં, રીતમાં, જીવન યાત્રાના આદર્શમાં એ ભેદના લક્ષણો આભાસ રૂપે મળે છે. મધુસૂદનમાં એવી કોઇ વસ્તુ હોય જેણે કુમુદને ચોટ પહોંચાડી હો, એમ નથી, એને શરમિંદી પણ બનાવી દીધી છે. એને એ અશ્લીલ લાગી છે. મધુસૂદન પોતાના જીવનની શરૂઆતમાં એક દિવસ ખૂબ ગરીબ હતો, એટલા માટે પૈસાના 'મહાત્મ્ય'ના વિષયમાં એ વાત વાતમાં પોતાનો જે મત જાહેર કરતો હતો, એ ગર્વોક્તિમાં એને લોહીગત દરિદ્રતાની એક પ્રકારની હીનતા ભરેલી રહેતી હતી. વારંવાર એ 'પૈસાપૂજા'ની જિકર એ કુમુદના પિયરીઆઓને દબાવવા માટે જ કરતો હતો. એના એ સ્વાભાવિક ઓછાપણામાં, ભાષાની કર્કશતાએ, દાંભિક અસૌજન્યે કંઇક ભેળવીને મધુસૂદનની શારીરિક અને માનસિક, કૌટુંબિક અને આંતરિક કદ્રૂપતાએ કુમુદના સંપૂર્ણ શરીર અને મનને સંકુચિત કરી દીધાં છે. કુમુદે આ વસ્તુઓને પોતાની દૃષ્ટિ સામેથી હઠાવવાનો જેટલો પ્રયત્ન કર્યો છે, તેટલી જ તાકાતપૂર્વક એ બધો એનાં સઘન સ્વરૂપમાં

એકત્ર થયાં છે. પોતાના મનની આ ઘણાની સાથે કુમુદે જીવ તોડીને યુદ્ધ કર્યું છે. પતિપૂજાના કર્તવ્યના વિષયમાં સંસ્કારને શુદ્ધ રાખવાને માટે એની કોશિશનો અંત નહોતો, પરંતુ એમાં એને કેટલો મોટો પરાજય મળ્યો છે એની ખબર એને આજ સુધી આવી સ્પષ્ટ રીતે નહોતી પડી. મધુસૂદનની સાથે એના રક્તમાંસનો સંબંધ અવિછીન્ન થઇ ગયો, એની બિભત્સતાએ એને કારી પીડા કરવા માંડી. કુમુદે અત્યંત ઉદ્વિગ્ન થઇને પૂછ્યું: "તમે કેવી રીતે જાણ્યું?"

મોતીની માને ખૂબ ગુસ્સો આવ્યો. પોતાને સંભાળીને બોલી: "હું સંતાનની માતા છું. હું નહિ જાણું તો કોણ જાણશે? તો હજી નિશ્ચયપૂર્વક કહી શકું એવો સમય નથી આવ્યો. કોઇ સારી દાઇને બોલાવીને પરીક્ષા કરાવી લેવી ઠીક છે."

નવીન, મોતીની મા અને હાબલુના જવાનો સમય થઇ ગયો, પરંતુ દૈવના આ પરમ અન્યાયની વાત વિના કુમુદને બીજો વિચાર જ નહોતો આવતો. એટલે સાસરાના સગાંઓને એણે સાધારણ ભાવે વિદાય આપી. નવીને જતી વખતે કહ્યું: "વહુરાણી, સંસારમાં સર્વ વસ્તુઓનું અવસાન છે, પણ તમારી સેવા કરવાનો અધિકાર મને જે અચાનક મળી ગયો હતો તેનું પણ અકસ્માત આ રીતે મૃત્યુ થઇ જશે એની મેં કલ્પના ય કરી નહોતી, ફરીથી કોઇ વાર મળાશે." નવીને પ્રણામ કર્યા, હાબલુએ શાંતિથી રડવા માંડ્યું, મોતીની મા કઠોર ચહેરે ચુપચૂપ ઉભી રહી, એક શબ્દ સુદ્ધાં બોલી નહિ.

# પ્રકરણ સત્તાવનમું

## ભાઈબહેન

વાત વિપ્રદાસના કાન સુધી પહોંચી. દાઈ આવી, કુમુદ ગર્ભવતી છે એમાં સંદેહ ન રહ્યો. મધુસૂદનને પણ આ વાતની જાણ થઈ. મધુસૂદનને ધનની ઇચ્છા હતી. ખૂબ ધન મળ્યું, ધનને યોગ્ય ઇલકાબો મળ્યા, હવે પોતાના મહિમાને ભાવી વંશમા પ્રતિષ્ઠિત કરી શકવાથી આ જીવનમાં એના આદર્શની, ધ્યેયની પરમ સીમા આવી જશે. મનમાં જેટલો આનંદ થવા માંડયો તેટલીજ અપરાધની જવાબદારી એણે કુમુદને માથેથી ઉતારીને વિપ્રદાસને શીર ઢોળી. એણે એક પત્ર લખ્યો, શરૂ કર્યું Whereasથી અને અંત આણ્યો Your obedient servant મધુસૂદન ઘોષાલની સહી કરીને. વચમાં હતું I shall have the painful necessity વગેરે આ પ્રકારની ધમકીની અસર ચેટરજી કુટુંબ પર ઉલટી પડે છે. ખાસ કરીને જ્યારે હાનિની આશંકા હોય ત્યારે. વિપ્રદાસે એ પત્ર કાળુને દેખાડયો. એના ચહેરા પર સુરખી આવી ગઈ, એણે કહ્યું: "આ પ્રકારના પત્રથી મારા જેવા સાધારણ માણસના દેહમાં પણ બાદશાહી માત્રામાં લોહી વહેવા માંડે છે. કોઈ અદસ્ય કોટવાલને બોલાવી હુકમ દેવાની ઇચ્છા થાય છે–એનું શીર ઉતારી લ્યો."

દિવસે લખવા કરવાનું કામ પરવારીને સાંઝે વિપ્રદાસે કુમુદને

પોતાની પાસે બોલાવી. કુમુદ આજે આખો દિવસ ભાઇ પાસે આવી જ નહોતી. પોતાને છુપાવતી ફરતી હતી.

વિપ્રદાસ પથારીમાંથી ઉઠીને ખુરશી પર બેઠા. દર્દીની જેમ સુઇ રહેવાથી મન કમજોર થઇ જાય છે. પોતાની સામે કુમુદને માટે એક નાની શી ખુરશી મૂકી. દીવો એક ખૂણામાં જરા ઓથે મૂકાવ્યો. માથે પંખો ચાલે છે, વૈશાખ-જેઠના આકાશમાં એ સમયે પણ ગરમી એકત્ર થઇ રહી હતી, દખ્ખિણના વાયરા વચ્ચે વચ્ચે જરા શ્વાસ છોડતા અને વળી પાછા થાકીને પોઢી જતા. વૃક્ષોના પત્તાં જાણે કાન માંડીને કંઇક સાંભળતાં હોય એવી સનસનાટી પ્રસરી રહી છે. સમુદ્રના મુખ આગળ જ્યાં ગંગાએ નીલાજળને ફિક્કું કરી દીધું છે, એવો જ જાણે આજનો અંધકાર છે ! લાંબો વ્યાપેલો ગોધુલિનો અંતીમ પ્રકાશ એ સમયે પણ સંધ્યાની એ કાળાશમાં મળી ગયેલો દેખાય છે. બગીચાનું તળાવ છાયાથી અદ્દશ્ય રહેતું હતું, પરંતુ આજે ખૂબ ચમકતા એક તારાનું સ્થિર પ્રતિબિમ્બ આકાશની અંગુલિ બનીને એને બતાવી રહ્યું છે. વૃક્ષોની હેઠળથી નોકરો ફાનસો લઇને આવજા કરી રહ્યાં છે, અને વચ્ચે વચ્ચે ઉલ્લૂ બોલે છે.

કુમુદ જરા આમ તેમ કરવા રહી એટલે એને આવતાં જરા વાર લાગી. વિપ્રદાસની પાસેની ખુરશી પર બેસતાં જ એણે કહ્યું: "ભાઇ, મને કંઇ ગમતું નથી, જાણે મને કોઇ ઠેકાણે જવાની ઇચ્છા થાય છે."

વિપ્રદાસે કહ્યું: "એ તારૂં માનવું ખોટું છે. એ તો તને સારૂં લાગવા માંડશે. થોડા દિવસમાં તારૂં મન ગોઠી જશે."

"પણ પછી—" કહીને કુમુદ ચુપ રહી ગઇ.

"એ તો હું સમજું છું,—હવે તારૂં બંધન કોણ તોડી શકે એમ છે?"

"તો શું જવું પડશે, ભાઈ?"

"તને હું મના કરી શકું એટલો અધિકાર હવે મારામાં નથી. તારા સંતાનને એના ઘરથી વંચિત કરું એ કયા અધિકારથી?"

કુમુદ ઘણી વાર સુધી ચુપ બેસી રહી. વિપ્રદાસ પણ કંઈ ન બોલ્યા.

અંતે ખૂબ કોમળ સ્વરે કુમુદે પુછ્યું. "તો ભાઈ, ક્યારે જવું પડશે?"

"કાલે જ, હવે વાર સહન નહિ થાય."

"ભાઈ, એક વાત તો તમે પણ જાણતા હશો કે હવે હું ગઈ કે ફરીથી એ મને તમારી પાસે નહિ આવવા દે."

"એ હું સારી રીતે જાણું છું."

"ભલે, એમ કરીશ; પણ એક વાત તમને કહી દઉં, કોઈ દિવસે, ગમે તે કારણસર તમે એને ઘેર નહિ જઈ શકો. હું જાણું છું ભાઈ, કે મને જોવા માટે તમારો જીવ તરસી મરશે, તો પણ એમને ત્યાં તમે ન જ આવશો. એ હું નહિ સહન કરી શકું."

"નહિ કુમુ, એને માટે તારે ચિંતા કરવાની જરૂર નથી."

"જો કે એ તમને સંકટમાં નાંખવાની કોશિશ કરશે."

"એ જે કંઈ કરી શકે છે, તે કરી છૂટશે એટલે આપણા પરનો અધિકાર પણ ખતમ થઈ જશે. ત્યારે હું સ્વાધીન થઈ જઈશ. એને તું સંકટ શા માટે કહે છે, કુમુ?"

"ભાઈ, એ દિવસે મને પણ તમે સ્વાધીન બનાવી લેજો. ત્યાં સુધી એમનું સંતાન એમને સોંપી દઉં. સંસારમાં એવી વસ્તુ છે, જે બાળકને ખાતર પણ ગુમાવી શકાતી નથી."

## પ્રકરણ અઠાવનમું

### બ્હેન ગઇ

બીજે દિવસે વિપ્રદાસે વહેલી સવારે ઉઠીને કુમુદને બોલાવી. કુમુદે આવીને જોયું તો વિપ્રદાસ પથારીમાં બેઠા છે, એક ઇસરાજ ગોદમાં છે અને એક બાજુમાં પડયો છે. કુમુદને કહ્યું: "ઇસરાજ ઉઠાવી લે, કુમુદ, આપણે સાથે બજાવીએ."

એ વખતે આછું આછું અંધારૂં હતું. આખી રાત વિતાવીને પવન કંઇક શીતળ બનીને પીપળાના પાનમાં બેસે છે, કાગડાઓએ ધીમા અવાજે પ્રભાતનું આગમન સૂચવવા માંડયું છે. બન્નેએ ભૈરવી રાગિણીમાં સૂર બાંધ્યો. ગંભીર, શાંત અને કરુણ સૂર! સતી વિરહ જ્યારે અચંચળ બની ગયો હતો ત્યારે તે દિવસે પ્રભાતે મહાદેવે જે ધ્યાન ધર્યું હતું એવો એ સૂર છે! બજાવતાં બજાવતાં વૃક્ષોમાંથી અરુણ–આભા ધીરે ધીરે ઉજ્જવળ થઇ ઉઠી, બગીચાની દીવાલ પર સૂર્યે ડોકિયું કર્યું. નોકર ચાકરો બારણા સુધી આવીને પાછા ફરી ગયા. ઘર વાળીઝુડી ન શકાયું. તડકો છેક ઓરડામાં આવ્યો, દરવાન આવ્યો, ધીરેથી અખબાર ટેબલ પર મૂકીને ચુપચાપ ચાલ્યો ગયો.

અંતે વિપ્રદાસે જ બંધ કરીને કહ્યું: "કમુ, તું માને છે, મારો કોઇ ધર્મ નથી. મારા ધર્મને શબ્દોમાં કહું તો એનું સૌન્દર્ય

શમી જાય છે, એટલે જ નથી કહેતો. ગાનના સૂરમાં એવું રૂપ જોઉં છું હું, એમાં ગંભીર દુઃખ છે અને ગંભીર આનંદ પણ, બન્ને એક થઈને લીન થઈ ગયાં છે; હું એને નામ નથી આપી શકતો. તું આજે ચાલી જાય છે, કુમુ, હવે કદાચ નહિ મળાય, આજે સવારમાં તને એ સર્વ બેસૂરા વિસંવાદની પેલે પાર પહોંચાડવા આવ્યો છું. 'શકુંતલા' વાંચી છે તે, દુષ્યન્તને ઘેર જવા શકુંતલાએ તૈયારી કરી હતી ત્યારે કણ્વઋષિ થોડે દૂર વળાવવા ગયા હતા. જે લોકમાં એને વળાવવા એ થોડે દૂર સાથે ગયા હતા, એની વચમાં હતું દુઃખ–અપમાન. પરંતુ ત્યાં રોકાયા નહિ, એને પણ પાર કરીને શકુંતલાને પેલે પાર પહોંચાડી દીધી–અચળ શાંતિમાં, આજ સવારની ભૈરવીમાં એ જ શાંતિના સૂર છે, મારા અંતઃકરણની સંપૂર્ણ આશિષ બહેન, તને એ જ નિર્મળ પરિપૂર્ણતા તરફ અગ્રસર કરતી રહેશે. એ પરિપૂર્ણતા તારા અંતરના, બહારના સર્વ દુઃખોને, અપમાનોને વહાવી દેશે. ”

કુમુદ કંઈ ન બોલી. વિપ્રદાસના પગમાં માથું મૂકીને પ્રણામ કર્યા, થોડી વાર સુધી બારી બહારના પ્રકાશને જોઈ રહી. પછી બોલીઃ "ભાઈ, તમારી ચહા લઈ આવું."

મધુસૂદને આજે જ્યોતિષીને બોલાવીને શુભ યાત્રાનું મુહૂર્ત કઢાવી લીધું હતું. સવારે દસ વાગ્યા પછી, બરાબર સમયે જરીદાર લાલ મખમલથી મઢેલી પાલખી આવીને દરવાજે ઉભી રહી, સાથે વિવિધ સન્માનનો સામાન લઈને દરવાનો હાજર થયા, બન્ને સન્માનથી કુમુદને બેસાડી પાલખીને મીર્જાપુરના મહેલમાં લઈ ગયા. આજે ત્યાં નોબત ગાજે છે, બ્રાહ્મણ ભોજન થાય છે અને દક્ષિણા અપાય છે.

માણિક આવ્યો બાર્લીનું પાણી લઈને વિપ્રદાસની ઓરડીમાં.

આજે વિપ્રદાસ પથારીમાં નથી, બારી પાસે એક ખુરશી લઇને એના પર સ્થિર બેઠા છે. ક્યારે બાર્લીનું પાણી આવ્યું એની ખબર પણ ન રાખી, નોકર પાછો ચાલ્યો ગયો. ક્ષેમાફોઇ પરેજીવાળું ખાવાનું લઇને આવ્યાં. વિપ્રદાસના ખભા પર હાથ મૂકીને કહ્યું: "વિપુ, વખત થઇ ગયો છે, બેટા."

વિપ્રદાસ ખુરશી પરથી આવીને ધીરે ધીરે પથારીમાં સુઇ ગયા. ક્ષેમા ફોઇની ઇચ્છા હતી કે કુમુદને જે ભવ્ય સન્માનપૂર્વક લઇ ગયા તેનું વિપ્રદાસ આગળ વર્ણન કરે. પરંતુ વિપ્રદાસની ગંભીર નિસ્તબ્ધતા જોઇને એમના મુખમાંથી શબ્દ સુદ્ધાં ન નીકળ્યો. એમને લાગ્યું, વિપ્રદાસની આંખો સામે એક અતલસ્પર્શી શૂન્યતા પડી છે.

વિપ્રદાસે જ્યારે કહ્યું, "ફોઇ, કાલુને મારી પાસે મોકલી દો." ત્યારે આ મામૂલી વાત પણ જાણે અદૃષ્ટની કોઇ વિશાળ વિસ્તૃત નિઃશબ્દ છાયામાંથી ધ્વનિત થઇ ઉઠી. બીચારી ફોઇના રૂંવાડાં ઉભાં ચઇ ગયાં.

કાલુ જ્યારે આવ્યો ત્યારે વિપ્રદાસે એના હાથમાં એક પત્ર મુક્યો. એ વિલાયતથી સુબોધનો આવેલો પત્ર હતો. સુબોધે લખ્યું છે 'બારના ખાણાઓ ખતમ કર્યા વિના જો ત્યાં ચાલ્યો આવે, તો ફરીથી પાછું જવું પડે. એટલે એની ઇચ્છા છે કે અંતિમ ખાણું પૂરૂં કરીને જ મહા ફાગણ સુધી દેશ આવી જશે, આનાથી અનર્થ ખર્ચ, પણ બચી જશે. એની ધારણા છે કે અહીંની જરૂર તો ત્યાં સુધી રહી શકે છે.

આજે ધન-સંપત્તિના સંકટની ફિકર કરીને વિપ્રદાસને વ્યથિત કરવાની કાલુને જરા ય ઇચ્છા ન થઇ. કાલુએ કહ્યું, "ભાઇ, હજી

સુધી તો રૂપિયા ચુકવવાની વાત નીકળી નથી, અને જો થોડા દિવસ આપણે સાવધાનીથી ચાલીએ, કોઈને છેડાછેડી ન કરીએ તો તરતમાં કંઈ ઉપદ્રવ નહિ થાય. ખેર ગમે તે થાય, તમે કોઈ જાતની ચિંતા ન કરશો."

વિપ્રદાસે કહ્યું: "મને જરાય ફિકર નથી, કાલુ, લવલેશ નહિ."

વિપ્રદાસની ફિકર કાલુને ગમતી નથી, પણ આવી નિશ્ચિંતતા એને એથી ય ખરાબ લાગે છે. વિપ્રદાસે અખબાર ઉઠાવીને વાંચવા માંડ્યું, કાલુ સમજી ગયો કે આ વિષયની ચર્ચા કરવાની વિપ્રદાસની જરાય ઇચ્છા નથી. રોજ તો કામકાજની વાત પૂરી થતાં કાલુ ચાલ્યો જતો હતો, આજ એ ચુપચુપ બેસી રહ્યો. એને ઇચ્છા થઇ કે કંઇક વાતચિત કરે. કંઇક સેવા કરે, પૂછ્યું: "પેલી બારી બંધ કરૂં, ભાઇ? તડકો આવે છે."

વિપ્રદાસે હાથ હલાવીને બતાવ્યું કે જરૂર નથી.

તો પણ કાલુ બેસી રહ્યો. ભાઇની પાસે આજે કુમુદ નથી એ શૂન્યતા એની છાતી પર સવાર રહી. અકસ્માત અવાજ આવ્યો અને જોયું તો પલંગની નીચે ટોમ કુતરો અંદરને અંદર જોરથી રડી ઉઠ્યો. કુમુદને એણે જતાં જોઇ છે. કોણ જાણે એ શું સમજ્યો, એને શું લાગ્યું, બરાબર ઠીક રીતે એ સમજાવી ન શક્યો.



:: સંપૂર્ણ ::



# વિરાટ ગ્રંથાવલિ

આ ગ્રંથાવલિના ગ્રાહકો નોંધવામાં આવતા નથી. જેથી બહાર પડે છે ત્યારે છૂટક કિંમતે મળશે પરંતુ અમારી સસ્તાર ગ્રંથાવલિના ગ્રાહક થનારને આ પુસ્તકોમાંથી કોઇ પણ મનપસંદ પુસ્તક જોઇતું હશે તો તેને પોણી કિંમતે મળશે. આ લાભ મર્યાદિત છે, એટલે સંસ્તાર ગ્રંથાવલિના ગ્રાહક થવા સારૂ વિગતવાર યોજના નીચેના ઠેકાણેથી મંગાવી લેશો.

વિરાટ ગ્રંથાવલિમાં ૧૯૩૫માં નીચેના પુસ્તકો છપાશે

શ્રી. સ્નેહરશ્મિ કૃત નવો નવલિકાસંગ્રહ

૧ સ્વર્ગ અને પૃથ્વી

પૃષ્ઠ લગભગ ૩૦૦ મૂલ્ય રૂા. બે

શ્રી. રવીન્દ્રનાથ ટાગોર કૃત ટૂંકી વાર્તાઓ :

૨ રવિકિરણો કિરણ પહેલું

પૃષ્ઠ લગભગ ૨૪૦ મૂલ્ય રૂા. દોઢ

૩ રવિકિરણો કિરણ બીજું

પૃષ્ઠ લગભગ ૨૪૦ મૂલ્ય રૂા. દોઢ

શ્રી. સ્નેહરશ્મિ કૃત લાંબી નવલિકા

૪ બહેન

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ કૃત

૫ જીવન અને સાહિત્ય

પ્રકાશક

આર. આર. શેઠની કું. બુકસેલર્સ,

કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.